# અનુક્રમણિકા.



વિષય.

# સ્ત્રી જાતિનાં



## ઉપોદ્ઘાત.



### સ્ત્રી જાતિની સ્થિતિ અને યોગ્યતા.

જગત્‌ની ઉત્પત્તિ સંબંધે મહાત્મા મનુ જણાવે છે, કે બ્રહ્માએ પોતાના પેટના બે ભાગ કરી સ્ત્રી પુરૂષ ઉત્પન્ન કર્યાં. બ્રહ્મ દેવથી પેદા થએલાં સ્ત્રી પુરૂષની સ્થિતિમાં કંઇ ફેર હોઇ ન શકે; એટલે પુરૂષની સ્થિતિ કે યોગ્યતા સ્ત્રીથી ચઢિયાતી, અથવા સ્ત્રીની સ્થિતિ કે યોગ્યતા પુરૂષથી ચઢિયાતી કહી શકાય નહીં. ઉત્પત્તિને આધારે બંને દેવી છે, બંને સરખી સ્થિતિનાં અને સરખી યોગ્યતાનાં છે. વ્યક્તિ તરીકે સ્ત્રી અને પુરૂષ સ્વતંત્ર છે, કેમકે ઇશ્વરને ત્યાં બંનેને પોતાનાં કાર્યોનો જવાબ અલગ અલગ આપવાનો છે; તે છતાં બંનેને પોત પોતાનાં કામ એક બીજાની મદદથી કરવાનાં છે, પોતાના ધર્મ એક બીજાની સહાયતાથી બજાવવાના છે, અને પોતાની ઉન્નતિ પણ એક બીજાના આશ્રયથી મેળવવાની છે. બંને ધારે તો કદાચ એક બીજાની સહાયતા વિના પણ આમાંનું કેટલુક કરી શકે, પરંતુ ઘણે ભાગે તેમને એક બીજાની મદદ જરૂર જોઇએ.

જીવવંત જગત્‌ની તપાસ કરીશું, તો સર્વ વર્ગમાં સ્ત્રી પુરૂષ—નરમાદા જોવામાં આવશે. પ્રાણી અને વનસ્પતિની ઉત્પત્તિ સ્ત્રી પુરૂષના સંયોગ વગર થતી નથી. ઉત્પત્તિના કામમાં જેટલી જરૂર નરની છે, તે કરતાં વિશેષ જરૂર માદાની છે. ઉત્પન્ન થએલ બચ્ચાંને પાળી પોષી મોટાં કરવાની ભારે ફરજ માદાને માથે આવી પડે છે. એ ફરજ નરથી શરૂઆતમાં તો નજ બજાવી શકાય, એવી સૃષ્ટિની રચના જગત્‌કર્ત્તા પરમેશ્વરે કરેલી છે. એટલા માટે

# સ્ત્રી જાતિનાં કર્મ

## ઉપોદ્ઘાત

### સ્ત્રી જાતિની સ્થિતિ અને યોગ્યતા.

જગતની ઉત્પત્તિ સબંધે મહાત્મા મનુ જણાવે છે, કે બ્રહ્માએ પોતાના પેટના બે ભાગ કરી સ્ત્રી પુરૂષ ઉત્પન્ન કર્યા. બ્રહ્મ દેવથી પેદા થએલા સ્ત્રી પુરૂષની સ્થિતિમા કંઈ ફેર હોઈ ન શકે, એટલે પુરૂષની સ્થિતિ કે યોગ્યતા સ્ત્રીથી ચઢિયાતી, અથવા સ્ત્રીની સ્થિતિ કે યોગ્યતા પુરૂષથી ચઢિયાતી કહી શકાય નહીં. ઉત્પત્તિને આધારે બન્ને દૈવી છે, બન્ને સરખી સ્થિતિના અને સરખી યોગ્યતાના છે. વ્યક્તિ તરીકે સ્ત્રી અને પુરૂષ સ્વતંત્ર છે, કેમકે ઈશ્વરને ત્યાં બનેને પોતાના કાર્યોનો જવાબ અલગ અલગ આપવાનો છે, તે છતા બનેને પોત પોતાના કામ એક બીજાની મદદથી કરવાના છે, પોતાના ધર્મ એક બીજાની સહાયતાથી બજાવવાના છે, અને પોતાની ઉન્નતિ પણ એક બીજાના આશ્રયથી મેળવવાની છે. બને ધારે તો કદાચ એક બીજાની સહાયતા વિના પણ આમાનુ કેટલુક કરી શકે, પરંતુ ઘણે ભાગે તેમને એક બીજાની મદદ જરૂર જોઈએ.

જીવવંત જગતની તપાસ કરીશુ, તો સર્વ વર્ગમા સ્ત્રી પુરૂષ-નરમાદા જોવામા આવશે. પ્રાણી અને વનસ્પતિની ઉત્પત્તિ સ્ત્રી પુરૂષના સંયોગ વગર થતી નથી. ઉત્પત્તિના કામમા જેટલી જરૂર નરની છે, તે કરતા વિશેષ જરૂર માદાની છે. ઉત્પન્ન થએલ બચ્ચાને પાળી પોષી મોટા કરવાની ભારે ફરજ માદાને માથે આવી પડે છે. એ ફરજ નરથી શરૂઆતમા તો નજ બજાવી શકાય, એવી સૃષ્ટિની રચના જગત્કર્તા પરમેશ્વરે કરેલી છે. એટલા માટે

સૃષ્ટિની આબાદી ને વધારામાં પુરૂષ કરતાં સ્ત્રીને વધારે ભાગ લેવો પડે છે, આથી સ્ત્રીની અગત્ય અને મોટાઇ સિદ્ધ થાય છે. ( કેટલાકને મતે શિવ કરતાં શક્તિ ચઢે છે, અથવા જગતનું આદિકારણ શક્તિ મનાય છે. દેવ વર્ગમાં પણ દેવીઓની મહત્તા વધારે વર્ણવી છે; અને દેવો જ્યારે અસુરોથી થાકતા કે તેમનો પરાજય કરી શકતા નહિ, ત્યારે તેઓ દેવીઓને તેમનો પરાભવ કરવા વિનવતા, એવી કથાઓ પુરાણાદિમાં ઘણી છે. એ કથાઓ સ્ત્રી જાતિની મહત્તા બતાવેછે ).

એમ છતાં, સ્ત્રીઓને સામાન્ય રીતે ઉતરતી કેમ ગણવામાં આવેછે ? તેમને ઉતરતી ગણનાર પુરૂષ વર્ગ છે. "બળીઆના બે ભાગ" એ ન્યાયે પુરૂષ બળવાન હોવાથી તે સ્ત્રી જાતિને હલકી ગણેછે; પરંતુ તે ન્યાયસર છે કે કેમ તે જોવાનું રહેછે. જ્યાં સ્ત્રીઓને વધારે માન મળે છે, ત્યાં સ્ત્રીઓ પુરૂષ સાથે ટક્કર લઇ શકે એવી નિવડે છે. જ્યાં તેઓ સામાજીક કે રાજકીય કામમાં ભાગ લેવા પ્રવૃત્ત થાય છે, એવા સુધરેલા દેશોમાં પણ પુરૂષ વર્ગનો મોટો ભાગ હજી સ્ત્રી જાતિને હલકી ગણે છે. સુધરેલા દેશોમાં સ્ત્રીઓની ગણના આ પ્રમાણે થાય, તો જંગલી કે અર્ધ સુધરેલા

જેમને કેળવણી લેવાનાં સાધનો મળેછે, તેઓ બુદ્ધિબળમાં પુરૂષોની બરાબરી કરી શકે છે, એમ જોવામાં આવેછે. યુરોપ અમેરિકામાં સ્ત્રીઓ ઉંચી જાતનું જ્ઞાન પામી મોટી પદ્દિઓ મેળવી શકે છે, વિદ્વતા ભરેલા વાદવિવાદ કરી શકે છે, અમુક વિષયોમાં પ્રૌઢ વિદ્વતા બતાવી શકે છે, અને ઉંચી જાતનાં પુસ્તકો લખી શકે છે. એમ છતાં ધારીએ કે સ્ત્રી જાતિ શરીર બળમાં અને બુદ્ધિબળમાં પુરૂષ જાતિથી કંઇક ઉતરે છે, તો પણ તેનો બદલો સ્ત્રીઓના હૃદય બળથી વળી રહે છે. પુરૂષ વર્ગ આ બળમાં તેમનાથી ઉતરે છે. અંતઃકરણની લાગણીઓ જેવી સ્ત્રીઓમાં તીવ્ર છે તેવી પુરૂષોમાં નથી. પ્યાર, મમતા, દયા, ઉપકાર આદિ સદ્ગુણોમાં તેઓ ચઢે છે, ધર્મની નિષ્ઠામાં તેઓ પુરૂષોને પાછળ મૂકે છે, અને પોતાના તથા પુરૂષ વર્ગના આત્માની ઉન્નતિ કરવામાં તેઓ પુરૂષ જાતિને પછાત પાડે છે. એ માટે સ્ત્રી પુરૂષમાં ચઢિયાતું કોણ એ કહેવું મુશ્કેલ છે. બને પોત પોતાની બાબતમાં ચઢિયાતાં છે. બંને એક રૂપ થઇ એક બીજાની સહાયતાથી ચાલે તેમાંજ બંનેનું કલ્યાણ છે.

સ્ત્રી પુરૂષના બંધારણમાં જે તફાવત જગત્ કર્ત્તાએ રાખેલો છે, તે બે વાતો સુચવે છે. એક વાત એ કે બંનેને દુનિયામાં જૂદાં જૂદાં કાર્ય કરવાનાં છે. બીજી વાત એ કે બંનેને એક બીજાની મદદની જરૂર છે. સ્ત્રી જાતિને માતૃ જાતિ કહીએ તો ચાલે, અને માતૃ જાતિ તરીકે પુરૂષ કરતાં તેને કેટલાંક વિશેષ કામ કરવાનાં છે. માતા તરીકે છોકરાને પાળવાં, પોષવાં, ઉછેરવાં, અક્કલવાન કરવાં, નીતિવાન કરવાં, અને ધાર્મિક બનાવવાં એ તેનું વિશેષ કામ છે. એ કામને માટે તેને ઘેર રહેવું પડે, અને ઘરનું કામકાજ સંભાળવુ પડે. આ કામ જો પુરૂષ કરવા માગે તો તે તેનાથી સારી રીતે થઇ ન શકે. વળી સ્ત્રી જો એ કામ પડતું મૂકી પુરૂષનુ કામ કરવા માગે તો તે માતા તરીકે પોતાનું કર્ત્તવ્ય ચૂકે, અને પુરૂષના કાર્યમા જોઇએ તેવી ફતેહ પણ મેળવી ન શકે. એમ છતાં યૂરોપ, અમેરિકાના આગળ પડતા દેશોમાં જથાબંધ સ્ત્રીઓ પુરૂષોની સાથે હરીફાઇ કરવા ઉભી થઇ છે, એટલે પુરૂષના ઉદ્યમધંધા તેઓ કરવા માગે છે, અને પુરૂષના જેવા રાજકીય હકોની તેઓ માગણી કરે છે. એ દેશોના સંસારનું બંધારણ એવું છે કે તે વડે પણ આ પરિણામ આવે. વિલાયતમાં દર ચાર સ્ત્રીએ એક સ્ત્રી કુંવારી જોવામાં આવે છે. મા બાપ ન હોય, કે તેઓ ગરીબ સ્થિતિમાં હોય, તો કુંવારીકાઓને પોતાના ઉદર નિર્વાહનાં સાધન જાતે મેળવવાં પડે છે. ભાઇઓ હોય,

તો તે પરણીને જૂદા રહે છે, તેથી તેમને ત્યાં બેનોનો સમાસ બહુ કરીને થઇ શકતો નથી. સારી કેળવણી પામ્યા પછી આવી સ્થિતિની સ્ત્રીઓ નોકરી કરવા, વકીલાત કરવા, કે વેપાર વણજ કરવા ઉભી થાય, એમાં નવાઇ નથી. પરંતુ આ પ્રમાણે જો સઘળી કે ઘણી સ્ત્રીઓ કરવા ઇચ્છે, તો પરિણામ કેવું ભયંકર આવે ? ત્યાંના મ સાર બંધારણમાં એક વિશેષતા એ છે કે કન્યાઓ ઇચ્છાવર વરે છે, એટલે પોતાને પસંદ પડે એવો વર તેઓ સમજણી થયા પછી જાતે ખોળી કાઢે છે. જ્યાં સુધી યોગ્ય વરનો ધાર બેસે નહિ ત્યાં સુધી તેઓ કુંવારી રહેછે; તેથી ઘણી વાર તેમને લાંબા વખત સુધી અને કેટલીક વાર મરણ પર્યંત કુંવારાં રહેવું પડેછે. પરણ્યા પછી તુરત ઘર માંડવું પડેછે, અને સ્ત્રી આવ્યા પછી ઘણું ખરચ થાયછે, તેથી પુરૂષો સારી કમાણી હાથ લાગ્યા વગર પરણવાની દરકાર કરતા નથી; અને એ પણ એક સ્ત્રીઓને લાંબી મુદત સુધી કુંવારાં રહેવાનું કારણ થાય છે. આ રીતે કુંવારી રહેલી સ્ત્રીઓ ઉદ્યમે લાગવાનો યત્ન કરે છે, અને તેથી તેઓ પુરૂષો સાથે હરીફાઇમાં ઉતરે છે આપણે અહીં આવા પ્રસંગ કવ-ચિતજ બને છે, અને વધારે બનવાનો સંભવ પણ નથી; કેમકે સ્ત્રી જાતિને ઉદર નિર્વાહ માટે કમાણી કરવાની ભાગ્યેજ જરૂર પડે છે. છોકરી તરીકે તેનું પિયરમાં અને સ્ત્રી તરીકે સાસરામાં પોષણ થાય છે માત્ર નિરાશ્રિત વિધવાઓને નિર્વાહના રસ્તા ખોળવા પડે છે, અને તે ઘણું કરીને સ્ત્રી જાતિને યોગ્ય એવાજ હોય છે; તેથી સ્ત્રી પુરૂષો વચ્ચે ધંધાની બાબતમાં કસાકસીનો પ્રસંગ આવતો નથી.

સ્ત્રી પુરૂષના બંધારણના તફાવત ઉપરથી તેમને એક બીજાની મદદની જરૂર છે, એમ આપણે કહ્યું. નાજુક બાંધાની સ્ત્રીઓનું રક્ષણ કરવાને પુરૂષની મદદ જોઇએ. કમાણી કરવામાં જે શરીર બળ અને બુદ્ધિ બળની જરૂર તે પુરૂષમાં વિશેષ હોવાથી તેને માટે પુરૂષ વધારે લાયક છે; માટે એ કામ પુરૂષને સુપ્રત થવું ઘટિત છે. પુરૂષ એ કામમાં રોકાય, તો તે ઘર ખટલાનુ કામ જોઇ ન શકે. ઘર ખટલાનું કામ સ્ત્રીઓને વધારે અનુકૂળ થાય એવું હોવાથી તે તેમણેજ કરવું યોગ્ય છે. આ પ્રમાણે સંસારના કામ-કાજમાં તેઓ એક બીજાને ઉપયોગી થઇ પડે અને બન્નેને યોગ્ય એવું કામ એક બીજાને કરવાનું રહે એવી ઇશ્વરી યોજના જણાય છે. પુરૂષ જેમ પોતાના અંગબળ અને બુદ્ધિબળનો લાભ સ્ત્રીને આપે છે, તેમ સ્ત્રી પોતા-

નાં હૃદય બળનો લાભ પુરૂષને આપે છે, અને એ રીતે તે પુરૂષની ઉન્નતિ કરવાને કારણભૂત થાય છે. કુંવારી અવસ્થામાં પુરૂષો ઘણું કરીને કઠોર, અલડા, તોછડા, તામસી કે નિર્દય હોય છે, કિંવા તેમનામાં એથી ઉલટા સદ્‌ગુણો કમી હોય છે સારી પત્નીના સંગથી, દૃષ્ટાંતથી અને સમયાનુકૂળ સુબોધથી તેઓના સ્વભાવમાં ઘણો ફેર પડી જાય છે. દાન ધર્મ કરવાની અને ધર્માચરણની વૃત્તિમાં પણ વખતે તેઓ સારો ફેરફાર કરી શકે છે. અર્થાત્ પોતાના આત્માની ઉન્નતિના કામમાં પૂરૂષને સ્ત્રી મદદગાર થઇ પડે છે, અને એ મદદની કીમત પુરૂષ તરફથી સ્ત્રીને મળતા મદદની કીમત કરતાં વધારે છે, એ કહેવાની જરૂર નથી.

સ્ત્રી જાતિની સ્વભાવ સિદ્ધ યોગ્યતા ઉપર આધાર રાખીને આપણા પૂર્વજો તેની સાથે કેવી વર્તણુક રાખતા, અને તેને કેટલું માન આપતા તે જોઇએ. વૈદિક અને ભારત કાળમાં સ્ત્રીઓને ઉતરતી કે હલકી માનવામાં આવતી નહિ. વ્યક્તિ તરીકે તેમને પુષ્કળ છૂટ મળતી. પરણવુંજ એવી સ્ત્રીઓને માથે ફરજ નહોતી. કેટલીક મરતા સુધી બ્રહ્મચર્ય વ્રત પાળતી. તેઓ જનોઇ પહેરતી, વેદ ભણતી અને ભણાવતી, અને પંડિતોની સભામાં બેધડક વાદ વિવાદ કરતી. પુરૂષની માફક તેઓ પણ યોગી થતી. જનક રાજાના દરબારમા ગૂઢ વિષયોપર વાદ વિવાદ કરવાને યોગીના વેષમાં દંડ ધારણ કરીને આવેલી યોગિનીનું વૃત્તાંત વાંચવામા આવે છે. વેદનાં કેટલાંક સૂત્રો બનાવનારજ સ્ત્રીઓ હતી એમ પણ માલમ પડે છે. યજ્ઞાદિ મોટા સમારંભોમાં સ્ત્રીઓ સામેલ થતી, અને રાજાઓ તથા પંડિતોની સાથે બેસતી. રાજદરબારમાં સલાહ ને શીખામણ આપવા સ્ત્રીઓને બોલાવવામાં આવતી. દુર્યોધને જ્યારે કોઇનું ન માન્યું, ત્યારે તેનાં માતુશ્રી ગાંધારીને રાજસભામાં તેને સમજાવવા માટે બોલાવવામાં આવ્યાં હતાં. સ્ત્રીઓને સારૂં માન આપવામાં આવતું અને તેથી તેઓ સંસારના કામને માટે તથા પુરૂષોને મદદગાર થવામાં વધારે લાયક બનતી હતી. સુધરેલા દેશના લોકો પણ કબુલ કરે છે કે પ્રાચીન ભારતમાં સ્ત્રીઓની જેવી યોગ્યતા ને પ્રતિષ્ઠા હતા, તેવી યોગ્યતા ને પ્રતિષ્ઠા કોઇ દેશમાં કોઇ કાળે પણ જોવામાં આવતી નથી. મિસ કોબ સ્ત્રી જાતિના ત્રણ યુગ પાડી વચલા એટલે વીરયુગના સમય વિષે લખતાં જણાવે છે, કે " હિંદુસ્તાનમાં વેદમંત્રો ઉપરથી અને બોધ્ધોના સ્તુપમાં કોરેલાં ચિત્રો ઉપરથી જણાય છે કે વૈદિક

સમયમાં અને તે પછી બૌધનાં સ્તુપ બંધાયાં ત્યાં સુધીના ઘણાં સૈકાંમાં સ્ત્રી છૂટથી અને ઉઘાડે મોઢે ( બુરખા વગર ) યજ્ઞોમાં ને ઉત્સવોમા સામેલ થતી; અને મહાભારત તથા રામાયણ એ સંસ્કૃત વીર રસ મહા કાવ્યો તેમજ તે પછીનાં કેટલાક કરૂણા જનક કાવ્યો વીર રસની કથાઓ વર્ણવે છે, તેમાં સ્ત્રીઓ ઉમદા ભાગ લે છે, અને તેમને ઉમદા માન મળે છે."

આપણા દેશની પેઠેજ વીરયુગમાં બીજા સુધારેલા દેશોમાં પણ સ્ત્રીઓને માન પ્રતિષ્ઠા અધિક મળતા. મિસ કૉબ જણાવે છે, કે ટ્યુટોનિક અને સ્કાન્દિનેવિયન પ્રજા અને તેમા ખાસ કરીને જુડીઆ અને હિબ્રુ પ્રજાઓમાં સ્ત્રીઓને હાલના ઈંગ્લાડની માફક છૂટ મળતી, એટલુંજ નહિ પણ, તેમને ખાસ માન મળતું.

વિદુષી મિસ કૉબ પહેલા યુગને જંગલી યુગ કહે છે, અને તે યુગમાં "સર્વ ઠેકાણે સ્ત્રી, એ ( અમેરિકાના અસલી વતનીઓમા હાલ છે તે પ્રમાણે ) તેના ધણીનો માલ વહેનાર પશુ, ઉંટ, કે ગધેડા જેવી હતી. વિશેષમાં તેની મરજી હોય કે ન હોય, પણ તેને જનનીનું દુઃખ સહન કરવું પડતું."

સ્ત્રી જાતિની સ્થિતિ અને પ્રતિષ્ઠા આપણા દેશમાં હાલ કેવી છે, તે જોઇએ. ગમે તે કારણ હો, પણ વીર યુગ વીત્યા પછી સર્વ દેશોમાં સ્ત્રીઓની સ્થિતિ ઉતરતી થઇ એમ જણાય છે. આર્ય સ્ત્રીઓની અધમાવસ્થાનો દોષ ઘણી વાર મુસલમાનો ઉપર મૂકવામા આવે છે. મુસલમાનોના આવ્યા પછી સ્ત્રીઓની સ્થિતિ વધારે અધમ થઇ, એ વાત ખરી છે; પરંતુ તેમના આવતા અગાઉ પણ સ્ત્રીઓની સ્થિતિ બગડી હતી, એમ જણાય છે. ભારત સમયના પાછલા ભાગમાં કે તે સમય વીત્યા પછી આર્ય પ્રજા સુધારાના શિખર પરથી ઉતરવા લાગી હતી. આબાદી ને શાંતિના સમયમાં લોકો વૈભવ વિલાસમાં પડે છે, અને તેથી તેની પડતી થવા માંડે છે. એવી સ્થિતિમાં મનુષ્ય પોતાના સદ્ગુણ ખુએ છે, પોતાનાં કર્તવ્ય ચૂકે છે, અને વિદ્યાદિને વિસારે પાડે છે. સ્મૃતિ કાળમાં પ્રજાની સ્થિતિ રિતીમાં ઘણા ફેરફાર થએલો જોવામાં આવે છે. સ્ત્રીઓને વેદ ભણવાનો અધિકાર નથી એમ સ્મૃતિકારો જણાવે છે. કન્યાનાં લગ્ન નાનપણમાં કરવાનું કોઈ કહે છે. વિધવાનાં પુનર્લગ્ન કરવાની કેટલાક ના પાડે છે. સ્ત્રીઓની છૂટ કે સ્વતંત્રા ઉપર હાથ નાખવામાં આવ્યો છે. સ્ત્રીના ધર્મ

સંબંધે મનુસ્મૃતિના અધ્યાય ૫ માં જણાવ્યું છે કે "છોકરી હોય, બા- ઇડી હોય, અથવા ઘરડી ડોશી હોય, તો પણ પોતાના રહેવાના ઘરમાં પણ તેણે સ્વતંત્રપણે વર્તવું નહિ. બાળપણામાં માબાપને વશ રહેવું, તરૂણ અવસ્થામાં પોતાના સ્વામીને વશ રહેવું, ભર્તાર મરણ પામ્યા પછી પુત્રને વશ રહેવું, પણ સ્ત્રીએ સ્વતંત્રપણે ચાલવું નહિ. માબાપ, ધણી, અને છોકરાંથી જૂદાં રહેવાની સ્ત્રીએ કદી ઇચ્છા કરવી નહિ. એઓની સાથે વિયોગ રાખવાથી બંને કુળની (પિયર તથા સાસરાની) નિંદા થાય છે." વળી મનુ જણાવે છે, કે "સ્વામી કદાપી સદાચાર વિનાનો હોય, અથવા પર સ્ત્રી વિષે આસક્ત હોય, અથવા વિદ્યા આદિ ગુણ વિનાનો હોય, તથાપિ પતિવ્રતા સ્ત્રીએ પતિનો સત્કાર દેવ પ્રમાણે કરવો. સ્ત્રીને પોતાના ધણીથી જૂદો યજ્ઞ કરવાનો, જૂદા વ્રતનો, જૂદા ઉપો- ષણનો અધિકાર નથી. આ ઉપરથી જણાશે કે મુસલમાનો આવ્યા તે અ- ગાઉ સ્ત્રી જાતિની છૂટ નાશ પામી હતી, તેને પરતંત્રપણું પ્રાપ્ત થયું હતું, અને તેનામાં અજ્ઞાન વ્યાપી રહ્યું હતું. મુસલમાનો આવ્યા પછી સ્ત્રીઓની સ્થિતિ વધારે બગડી. મુસલમાનોના જુલમથી સ્ત્રીઓને ઘરમાં ભરાઇ રહેવાની જરૂર પડી, અને મુસલમાનોમાં જે જનાનાનો રિવાજ હતો, તે ધીમે ધીમે આર્યોમાં દાખલ થયો.

આ રીતે આર્ય સ્ત્રીઓની સ્થિતિ સેંકડો વર્ષથી ઉતરતી ચાલી તેથી તે ઘણે ભાગે જંગલી યુગને મળતી થઇ છે એમ કહીએ તો ચાલે. જે છૂટ સ્ત્રીઓને વ્યક્તિ તરીકે મળવી જોઇએ તે હાલ મળતી નથી. જે માન પ્રતિ- ષ્ઠા તેમની સ્વભાવ સિધ્ધ લાયકી વડે તેમને મળવાં જોઇએ તે હાલ તેમને મળતાં નથી. જે જ્ઞાનની તેમને જરૂર અને જે જ્ઞાન મેળવવાનો મનુષ્ય તરી- કે તેમને હક્ક છે તે જ્ઞાન તેમને અપાતું નથી. આથી સ્ત્રીઓ પોતાના કામમાં નલાયક નિવડે, કે પુરૂષોને જોઇતી મદદ આપી ન શકે, તેમાં શી નવાઇ? ઘણે ઠેકાણે સ્ત્રીને ચાકરડી કે ગુલામડી જેવી ગણવામાં આવે છે, અને તે પ્ર- માણે તેની પાસેથી વેતરૂં માત્ર કરાવવામાં આવે છે. સ્ત્રીની માટી હલકી ગણી તેના પોષણને માટે જેવો ખોરાક આપવો જોઇએ તેવો ખોરાક તેને મળતો નથી, તેના મંદવાડ વખતે તેની જોઇએ તેવી ચાકરી થતી નથી, તેમ વખતસર અને ધ્યાન દઇને તેને માટે ઓસડ વેસડની પણ તજવીજ થતી નથી. જેમને કન્યા મળતી હોય, તેઓ સ્ત્રી મરી જાય તો તેની પરવા

પણ કરતાં નથી. "વહુ મોઇ અને ઉંદરડી મોઇ" એવી કહેવત ઉપરથીજ સ્ત્રીની કીમત કેટલી અંકાય છે તે જણાઇ આવશે. ઘરમાં સ્ત્રીને હક કે અધિકાર થોડાજ હોય છે. કામ કે ધંધામાં તેની સલાહ ભાગ્યેજ લેવાય છે, કેમકે તેને માટે તે નલાયક ગણાય છે. ધણી કરતાં છોકરાં છૈયાં ઉપર તેનો હક ઓછો ગણાય છે. પૈસા ટકા ધણી કમાઇ લાવે તેથી તે ઉપર તેની માલકી ગણાય છે, અને સ્ત્રીને પોતાને વાપરવા પૈસા જોઇએ તે ધણી મહેરબાની દાખલ આપે તો તે વાપરી શકે.

ઘણા કાળના સહવાસથી સ્ત્રી જાતિને પોતાની અધમાવસ્થા લાગતી નથી. માન પામી દેખાતા થવાની જરૂર તે જોતી નથી. જે છૂટ પ્રાણી માત્રને છે તે પોતાને જોઇએ એમ તેના મનમાં આવતું નથી. પોતાને યોગ્ય તે માન ન મળવાથી તે નારાજ થતી નથી. ધણી પોતાના કામ ધંધામાં સલાહ લે એવું તે ઇચ્છતી નથી, કેમકે પોતે સલાહ આપવાને લાયક નથી, એમ તે માને છે. યોગ્ય પ્રસંગે પોતાની ઇચ્છા પ્રમાણે ખર્ચ કરવા સારૂ કંઈ નાણું પોતાના તાબામાં રહેવું જોઇએ,તેને માટે તે યત્ન કરતી નથી. માલીક તરીકે ધણી તેની પાસેથી ગમે તેવું કામ લે, અને વિના કારણ તેને મારે ઝુડે કે તુચ્છકારે, તો તે પ્રમાણે કરવાનો તેને હક છે, એમ તે સમજે છે. ખરેખર હિંદુ સ્ત્રીની સ્થિતિ દયા જનક છે.

ઘણે ઠેકાણે છોકરીનો જન્મજ ના પસંદ કરવામાં આવે છે. જન્મ આપનાર માડીને છોકરી અકારી લાગે છે, તો બીજાં સગાની શી વાત કરવી? પ્રસવ થતી વખતે છોકરો જન્મ્યો કહેવાથી જણનારીને હરખચમક થશે, ધારી તેને છોકરી સોંપડી એમ કહેવામાં આવે છે. છોકરીનું નામ સાંભળીને તેના ગાળા નરમ થાય છે, તેથી હરખચમકની બીતી રહેતી નથી. છોકરીના પથરાને શા ઘા પડવાના છે, એમ કહી માબાપ તેને ઉછેરવા પાછળ જોઇએ તેટલું લક્ષ આપતાં નથી. સારૂં સારૂં ખાવાનું ભાઇને મળે, અને બેન ટગર ટગર જોયા કરે, કે તેને કડકો કોર મળે. તાજો ખોરાક ભાઇનો, અને ઉતરેલો, સડેલો કે ઉતરતી જાતનો ભાગ બેનનો. દૂધ ઘીથી ભાઇના શરીરનું પોષણ થાય, અને બેનને આછું પાતળું ખાઇ દહાડા કાઢવા પડે. શરીરના રક્ષણ માટે જેવાં જોઇએ તેવાં કપડાં ભાઇને મળે, અને બેન બિચારીને ગમે તેવાં કપડાંથી નિભાવ કરવો પડે. રૂની ભરેલી તળાઇઓમાં ભાઇ પોઢે, ત્યારે બેનને ફાટલી ગોદડીમાં સૂવાડું મળે. ભાઇને કોથી

ખસ કહેવાય નહિ, ત્યારે જેનની કાંતો કોઈ દરકાર ન રાખે કે કાંતો સૌ તેની હાડછેડ કરે. છોકરીઓને ભણાવી ગણાવી ખબરદાર કરવાની દરકાર થોડાજ રાખે છે. નિશાળે મોકલનારા પણ ઘણાખરા છોકરીને ભણવા સારૂ જોઇતી સર સામાન, ચોપડીઓ વગેરે પૂરો પાડવામા આનાકાની કરે છે, અને તેને કામકાજ માટે ઘણીવાર રોકી રાખે છે, તેથી તે નિશાળે વખતસર કે બિલકૂલ જઈ શકતી નથી. તેનો ઘણો વખત છાણ વાસીદાં ને એંઠવાડ અએોટમાં જાય છે, અને વખતે તેની પાસેથી ગજા ઉપરાંત કામ લેવામાં આવે છે. પરણ્યા પછી કે થોડું ઘણું શીખ્યા પછી તેને નિશાળેથી ઉઠાડી લે છે, અને થોડી મુદતે સાસરે જવાનું થશે માટે તેને ઘરકામથી હોશિયાર કરવા સારૂ ઘર ખટલાના ઘણાં કામ તેની પાસેથી લેવામા આવે છે. કામમાં ચૂકો થાય, તો તેને માયા મમતાથી ને યુક્તિસર સુધારવાને બદલે તેને ધમકાવવામા કે માર મારવામાં આવે છે. ઠપકો ને ગાળ તો તેને હીંડતાં ચાલતાં ખાવી પડે છે. જેમનામાં પડદા છે, તેમને ત્યા પરણ્યા પછી કે મોટી વય ( દશ ઉપરાંત વર્ષ ) થયે દીકરીને પડદાનશીન થવું પડે છે, અને એ પડદો જન્મ પર્યંત કાયમ રહે છે, તેથી હરવા ફરવાની બાબતમાં તેની અવસ્થા એક કેદી કરતા પણ વધારે માઠી થાય છે.

ગમે તેટલી વયે છોકરી સાસરે ગઈ, એટલે તે "વહુ" પદ પામી, માટે તેણે ત્યાં ભારેખમ થઇ બાંડ્યા સીડ્યા રહેવું જોઈએ, ભારેખમ થવું જોઇએ, અને લાજ મલાજાથી વર્તવું જોઇએ. ગઈ કાલે મહિયરમા ગમે તેમ હરતી ફરતી અને છૂટથી બોલતી હતી, તેને આજે સાસરામા કેવળ જૂદીજ રીતે વર્તન કરવું પડે છે. એ ફેરફાર એટલો મોટો અને ત્વરીત થાય છે, કે જે છોકરીને અસહ્ય લાગે છે. જાણે કોઈ ઉડતા પક્ષીને પકડીને પાંજરામા પૂર્યું હોય, કે જાણે કોઇને શીતળ હવાની લેહેરમાંથી એકાએક ઉપાડીને ભઠ્ઠી જેવા ગરમ ઓરડામાં આણ્યું હોય, કિંવા મીઠા જળની માછલીને ખારા જળમાં નાખી હોય, તેના જેવું થાય છે. ગંભીરપણું પુખ્ત ઉમર થયા વગર આવતું નથી. લાજાળપણું વયે આવ્યા પછીજ છોકરીમાં સ્વાભાવિક રીતે પ્રવેશ કરે છે. બાલ્યાવસ્થામાં એવા ગુણ લાવવા યત્ન કરવો એ કૃત્રિમ ઉપાય છે. એથીજ છોકરી સાસરે ગયા પછી કેટલીક મુદત સુધી વહુઆરૂની રીતે રહી શકતી નથી. સ્વાભાવિક રીતે રહેલી છોકરવાદી કે ઓરમત ઘણીવાર દેખાવ દે છે ત્યારે સાસુ નણંદના ઠપકા તેને વેઠવા પડે

છે. જેમનામાં જનાનાની રીત હોય, તેમને ત્યાં વહુને પડદે રહેવું પડેછે; એટલે તેને એક એવો ઓરડો મળે છે કે જેમાંથી તે બહારની દુનિયાનો કોઈ પણ ભાગ કે બહારનાં માણસનું મુખ જોઈ શકતી નથી. ઘણું કરીને તેવા ઓરડાને બહાર પડતી બારીઓજ હોતી નથી, અને હોય તો તેને ઘટ્ટ પડદાઓથી ઢાંકેલી રાખે છે. જાળીયાં પણ બહુ કરીને આકાશ દેખાય એવાં કે પડદાથી પૂરી લીધેલાં હોય છે. તેના ઓરડામા મોટી ઉમરના પુરૂષ–સગા આવી શકતા નથી. પુરૂષ નોકર ચાકર તેમાં પ્રવેશ કરી શકે નહિ. બહાર જવું હોય તો બુરખો નાંખીને કે પડદાથી સારી પેઠે ઢાંકેલી ગાડી કે મ્યાનામાં જવુ જોઈએ. જેમનામાં ઘૂમટા તાણવાનો કે લાજ કાઢવાનો રિવાજ છે, તેમને ત્યાં વહુઆરૂને ઘૂમટા તાણવા પડે છે કે લાજ કાઢવી પડેછે. સાલ્લાના એક છેડાથી પુરૂષ આવે ત્યારે થોડું ઘણું મોં ઢાંકવું તે લાજ, અને સાલ્લાનો માથા ભણીનો છેડો તાણી ગળા સુધી લાવીને આખું મોં ઢાકી દેવું તે ઘૂમટો. લાજ અને ઘૂમટો તાણનારથી જ્યાં પુરૂષો હોય ત્યાં બેસી શકાતું નથી, પુરૂષ આવે કે જ્યાં બેઠાં હોય ત્યાંથી તેમને ઉઠીને ખૂણે ભરાવું પડે છે, કે બીજા ખંડમાં ઉતાવળે જવું પડે છે. બહાર જાય ત્યારે સાસરા તરફના સગા કે ઓળખીતા પુરૂષો કે ગામના મોભાદાર પુરૂષો જોઈને તેમને લાજ કે ઘૂમટો તાણવો પડે છે. સ્ત્રી મંડળમાં પણ વહુવારૂથી માથું ઉઘાડું મૂકી બેસી ન શકાય. જેઠ અને સસરા સાથે વહુથી વાતચીત થઈ ન શકે. પોતાનો ધણી ઘરમાં આવે, તોપણ વડીલ સાથે જેવી વર્તણુક રાખવી જોઈએ તેવી વર્તણુક તેવે પ્રસંગે તેને રાખવી પડે. પોતાના સ્વામી સાથે બે ઘડી એકાંત બેસી વાતચાત કરવાનો પ્રસંગ સ્રીને દિવસે મળી શકે નહિ. વહુએ રાત્રે સૌથી મોડાં સૂવા જવું જોઈએ, અને સવારમાં સૌથી વહેલાં ઉઠવું જોઈએ. એક બે આણાં વહુ પાસે મહેનતનું કામ થોડું લેવામાં આવે છે, અને કેટલેક ઠેકાણે તેને મોં માગ્યાં ભોજન મળે છે, અને પાટ બેસવા જેવું કામકાજથી વિરકતપણું પણ પ્રાપ્ત થાય છે; પરંતુ તે પછી તેને એવી ઘોંચમાં નાખે છે કે આખો દહાડો તેને ઉંચી ડોક કરવાનો પણ વખત આવતો નથી. સાસુ નણંદ પાટ બેસે છે, અને વહુને અગ મહેનતના સર્વ કામનો હવાલો મળે છે. વહુ દુધનું મોં ન દેખે; શાક પણ તેને ભાગ્યેજ મળે. તેણે છાશથી, ચટણીથી કે અથાણાથી ચલાવી લેવું જોઈએ. ઘીથી લસોટેલી રોટલી અથવા રોટલાપર કે ભાતમાં કપાશીઆભાર ઘી મળ્યું તો ઘણું થયું. ભાત દાળ પુરૂષોને માટે અને કણકી કોરમાં સ્રી જાતિના ભાગ્યમાં સરજેલાં

છે. જો વહુનો આહાર વધારે હોય, તો તે ખાઘરીમાં ખપે. જો તેને ઘણી-વાર ખાવાની ટેવ હોય, તો તે ખાઉકર કહેવાય. જો તે થોડું ખાનારી હોય તો તેને નાજુક કહી ચીડવવામાં આવે. તાપમાં તેનાથી પંખો ન પકડાય, અને ટાઢમાં તેનાથી સગડીએ તાપવા ન બેસાય. શરીરની બેચેની થવાથી જો તે સૂવા માગે, તો સાસુ નણંદ મોં મચકોડે, કે મેણાં મારે. મંદવાડમાં વહુનું ઓસડ ન ચાલ્યેજ કરવામાં આવે. એમ છતાં જાણે ઇશ્વરની કૃપા સ્ત્રીજાતિ-પર વિશેષ હોય, તેમ છોકરીઓનું જેમ લાલન પાલન થોડું થાય છે તેમ તે હૃષ્ટ પુષ્ટ વધારે થાય છે, જેમ તેમને માટે બેદરકારી રહેછે, તેમ તેમનો આવરદા વધે છે, જેમ તેમને આછું પાતળું ખાવાને મળે છે તેમ તે નિરોગી થાય છે, અને જેમ તેમના મંદવાડની દરકાર રહેતી નથી તેમ તે વહેલી સાજી થાય છે.

ઉપર આપેલું ચિત્ર એક બાજુનું છે, અને તે સર્વત્ર લાગુ પણ નથી એ વાત આ ઠેકાણે જણાવવી જોઇએ. ઉચ્ચ જાતિના સમજુ લોકોને ત્યાં દીકરીઓ તથા વહુઓની સ્થિતિ સારી હોય છે, અને તેમને યોગ્ય માન પણ મળે છે, કદાચ છોકરા જેટલી નહીં પણ છોકરીને માટે ઠીક દરકાર રાખવામાં આવે છે, સારી સ્થિતિના લોકોને ત્યાં તેમને સારો ખોરાક મળે છે, અને માંદે સાજે તેમની માવજત થાય છે. વહુઓને ગુલામડી કે મજુરણ તરીકે ગણવામાં આવતી નથી અને કામકાજ પણ તેમની પાસેથી રીતસર લેવાય છે. જે નાતોમાં કન્યાની અછત છે તે નાતોમાં દીકરીઓને વખતે દીકરા કરતા પણ વધારે સંભાળથી ઉછેરવામાં આવે છે, અને તેમાં સ્ત્રીઓના ભાવ વધારે પૂછાય છે. સમજુ લોકો છોકરીઓની કેળવણી ઉપર લક્ષ આપે છે. સમજુ સ્ત્રીઓની સલાહ સર્વ ઠેકાણે લેવામાં આવે છે. ઘુમટા અને લાજ તાણવાનો રિવાજ કમી થવા લાગ્યો છે. સ્ત્રીઓ છૂટથી દેવ દર્શને અને બીજે ઠેકાણે જાય છે. માર પછાડ ને તુચ્છકારવાની રીત સારે ઘેર નથી, અને તે બીજે ઠેકાણે પણ ઘટવા લાગી છે. ઘરનું રાજ સ્ત્રીઓથી ચાલે છે. ઘણે ઠેકાણે તીજોરી સ્ત્રીઓને હસ્તક હોય છે, અને ઘણીની પરવાનગી લઇ તેઓ છૂટથી પૈસા વાપરી શકે છે. પુન્ય દાનમાં તે ઘરમાથી અનાજ વગેરે ઘણીને પૂછ્યા વગર પણ પુષ્કળ આપી શકે છે. સંસારના કામમાં પુરૂષ કરતાં સ્ત્રીનું ચલણ બહુ કરીને વધારે હોય છે. નાત જાતનાં અને વિવાહ વાજનનાં કામ તેની મરજી પ્રમાણે થાય છે. પોતાને માટે તથા છોકાં છૈયાંને માટે લૂગડાં

લત્તાં ને ઘરેણાં ગાંઠાં સ્ત્રીની ઇચ્છા પ્રમાણે લેવાય છે. વેપાર વણજમાં જો સ્ત્રી કંઇ કુશળતા ધરાવતી હોય તો તેની સલાહ લેવામાં આવે છે. કેટલેક ઠેકાણે સ્ત્રીઓ જાતે વેપાર વણજ કરે છે. ધણીના મુઆ પછી સ્ત્રીઓએ મોટી મોટી દુકાનો ચલાવ્યાના દાખલા થોડા નથી. પડદામાં રહીને રાજતંત્ર ચલાવનારી રાણીઓ કે રાજ્યકુંવરીઓ ઘણી થઇ છે અને થાય છે. ઘુંચવાડામાં પડેલા ધણીને સ્ત્રી યુક્તિ સુઝાડે છે. જે આંટી પુરૂષથી ઉકલતી નથી તે વખતે સ્ત્રી ઉકેલી આપે છે. જે કાર્ય થવુ પુરૂષને વિષમ લાગે છે, તે કોઇવાર સ્ત્રી સહેલાઇથી કરી આપે છે. આવી સ્ત્રીઓને પુરૂષથી માન મળે તેમાં શું આશ્ચર્ય ?

ઉતરતી જાતો લઇએ તો તેમાં સ્ત્રીઓને માર પછાડ થાય છે કે તેમને ગાળો દેવામાં આવે છે, પરંતુ તેમની સ્ત્રીઓને હરવા ફરવાની છુટ જોઇએ તેટલી અથવા સુધરેલા દેશોમાં મળે છે તેટલી મળે છે. તેઓ ધણીઓના કામકાજમાં ભાગ લેછે. એવા લોક ઘણું કરીને ખાવા પીવામાં ભાણા અંતર રાખતા નથી. માત્ર તેમની ગરીબીને લીધે પેટ પૂરતું કે પુષ્ટીકારક ખાવાનું ન મળે તો તેને માટે ઇલાજ નથી, તેમ પોતાનાં વહાલાં છોકરાં છૈયાંને ખવડાવવાની ખાતર માતા ઓછું ખાય કે ભુખે રહે, તો તે સ્વાભાવિક પ્રેમનું પરિણામ છે. ધણીથી અણબનાવ થાય, તો સ્ત્રી છુટા છેડા લઇ શકે છે, અને બીજો ધણી કરી શકે છે. ધણી મરી જાય તો પોતાની ઇચ્છા થયે તે નાતરૂં કરી શકે છે, એટલે આવી બાબતમાં તે બીજા દેશની સ્ત્રીઓની માફક વર્તી શકે છે. તેમનામાં બાળ લગ્નનો ઘણું કરીને અભાવ હોય છે. પંદર સત્તર વર્ષની કુમારિકાઓ છુટથી ગમે ત્યાં ફરે હરે છે. ગરીબીના કારણથી તેમને ભણવા ગણવાનુ મળતુ નથી. સારા સંસર્ગ વગર તેમના વિચાર સુધરતા નથી. અજ્ઞાનતાને લીધે તેઓ ધર્મમાં સમજતી નથી, અને તેથી આત્માના કલ્યાણની તેમને પડી નથી. તેમની કેટલીક નીતિ રીતિ વખાણવા જોગ હોય છે; તથાપિ તેઓ અજ્ઞાનતાને લીધે અધમ સ્થિતિ ભોગવે છે.

હિંદુઓની ઘણી ખરી જાતોમાં અનેક બૈરીઓ કરવાનો રિવાજ હોવાથી સ્ત્રીઓની સ્થિતિ અને પ્રતિષ્ઠામાં કેટલોક ફેર પડે એ દેખીતું છે. શોકનું સાલ દરેક સ્ત્રીને સાલે છે. શોકોમાં સારો બનાવ રહેવો મુશ્કેલ છે. ધણીનો

નવી બૈરી ઉપર સ્વાભાવિક રીતે વિશેષ પ્યાર થાયછે, અને તેથી ઘરમાં તેનું ચલણ વધારે થાય છે, એટલે જૂનીની દશા દયામણી થઈ પડે છે. તેને ઘરનો અધિકાર તજવો પડે છે. પુરૂષનો પ્રેમ ને ખૂએ છે, અને એક મજુરણ તરીકે તેને દુઃખમાં દહાડા કાઢવા પડે છે. ઘરમાં ઘણીવાર કજીઆ કકાસ થાય છે, બ નેને લોકો કે પોત પોતાના સગા વહાલાં બદસલાહ આપે છે ઘણીવાર જૂનીને પિયર જવું પડે છે, કે જુદા રહેવું પડે છે. ધણી પૈસાદાર હોય, તોપણ સ્ત્રીનો હક માત્ર ધાન્ય લુગડાનો ગણાય છે, તેથી જૂનીને સુખમાં રહેવા જેટલું મળતું નથી. કૂળવાન કે સારા માબાપની સ્ત્રીઓ ગમે તેટલું દુઃખ પડે તોપણ અન્ન વસ્ત્રને માટે ફરિયાદ કરતી નથી. છાની રીતે મહેનત મજુરી કરીને દહાડા કહાડે, કે ભૂખમરો વેઠે, તોપણ તે સરકાર દરબારે ચઢીને પોતાના કૂળને કાંઈ લગાડે નહિ. સમજુ શોકયો સપસ પીને રહે છે, અને નવીનાં છોકરાંને પોતાના પેટના છોકરા સમજી તેમનાપર જૂની હેત રાખે છે, ને તેમની ચાકરી કરે છે. દુષ્ટ શોકયો હોય તે એક બીજાની સાથે ઘેટાની પેઠે બાઝે છે, અને એક બીજાની સંતતીને દુઃખ દે છે, કે તેમને મારી નાખવા પણ તૈયાર થાય છે.

સ્ત્રી જાતિમા સૌથી અધમ સ્થિતિ ઉંચ વર્ણની વિધવાઓની હોયછે. સારાં માબાપ પોતાની વિધવા દીકરીઓને સારી રીતે રાખેછે. સમજુ માબાપ તેમને શાસ્ત્રના કંઈ વિષયો શીખવે છે, કે તેમનું ધ્યાન ધર્મ તરફ ને વ્રતાદિ તરફ ખેંચે છે. બાળ વિધવાના વાળ લેવડાવતા નથી. તેમને હાથે ચુડી, અંગે દાગીના ને સારાં કપડા પહેરાવે છે, પરંતુ ઉમરે આવ્યા પછી આમાનું ઘણું ખરૂં તેમને તજવું પડે છે. સંસારિક મોજ શોખથી તેમને વિરકત થવું પડે છે; માંગલિક કામમા તેઓ ભાગ લઈ શકતી નથી. માબાપ ન હોય કે મરી જાય, અને તેમને ભાઈ ભોજાઈને વશ રહેવાનો વારો આવે, ત્યારે ઘણે ઘેર તેમના દુઃખમા વધારો થાય છે. ભોજાઈ કુપાત્ર હોય, તો તે વિધવા નણંદીને ઘણું દુઃખ દે છે. ઘરમા તેને કોડીનો પણ અધિકાર હોતો નથી. ગુલામડી તરીકે તેને ઘરનું કામ કાજ કરવું પડે છે, અને તેમ કર્યા છતા પણ ભોજાઈના મેણા ટુંણા સાંખવા પડે છે. ભાઈની લાગણી બેન તરફ સ્વાભાવિક હોય, તે છતા તે ભોજાઈના ધુધવાટાથી ચૂપ થઈ જાય છે. પિયરમા કોઈજ ન હોય, તો વિધવાને સાસરે રહેવું પડે છે, અને ત્યાં વધારે આપત્તિ ભોગવવી પડે છે. સાસુ સસરા ન

હોય, તો તે દિયર જેઠને ઘેર રહી શકતી નથી, કેમકે દેરાણી જેઠાણીના તબડકા તે સહી શકતી નથી, અને તેમનાં મેણાં વેઠી શકતી નથી. આવે પ્રસંગે કે માઠા ભાગ્યે સાસરામાં પણ કોઇ ન હોય, ત્યારે તેને એકલાં રહેવું પડે છે. માબાપ કે સાસરા તરફથી કંઇ પૈસા મળ્યા ન હોય, તો તેને દોહેલે દહાડા કાઢવા પડે છે. જેમને સ્ત્રી ધન તરીકે પત્લું ન હોય કે પલ્લાની રકમ ઘણી નાની હોય, તેમને વધારે કષ્ટ વેઠવું પડે છે. " તાંબાની તોલડી તેરવાનાં માગે છે. " કુળવાન હોય તેનાથી ઉઘાડી રીતે મહેનત મજુરી થઇ શકતી નથી. છાની રીતે લોકનાં દળણાં ખાંડણાં કરવાથી, રેંટીઓ કાંતવાથી, કે દાળ વગેરે વીણવાથી પેટ પૂરતું પેદા કરી શકાતું નથી. ભરત શીવણની આવડત હોય, તે બે પૈસા ઠીક પેદા કરે, પરંતુ એવું કામ થોડાંજ જાણે છે, અને ગામડાંમાં તો તેનો ઉપયોગ પણ થોડોજ થાય છે. ભોગ જોગે પેટ એકાદ છોકરૂં પડયું હોય, તો તેની બાલ્યાવસ્થામાં તેને ખવડાવવા પીવડાવવાની કાળજી રહે છે, " ઉપર આભ ને તળે ધરતી " ની સ્થિતિ વાળી વિધવા ઘણીવાર ભૂખમરા વેઠે છે, કે અવળે માર્ગે ચઢે છે.

આપણા દેશના મુસલમાન લઇએ, તો અમીરી વર્ગના ને ઊંચ વર્ગના ને ઊંચ નીતિના શુદ્ધ મુસલમાનો પડદા નશીન હોવાથી તેમની સ્ત્રીઓને પડદે રહેવું પડે છે. હિંદુમાંથી મુસલમાન થએલા એવા કેટલાક મુસલમાન પડદા પાળે છે, અને બીજાઓની સ્ત્રીઓ પડદેપોશ રહેતી નથી. મુસલમાનોમાં અનેક સ્ત્રીઓ કરવાની ધર્મથી છૂટ છે. ઇરાન, અરબસ્તાન વગેરે મુસલમાનોના મૂળ દેશોમાં ઘણી સ્ત્રીઓ કરવાનો તથા તે ઉપરાંત ગુલામડીઓ રાખવાનો પૂર્વે રિવાજ ઘણો હતો, અને હાલ પણ વધારે છે. ડાકતર જાનસન રાસેલાસમાં લખે છે કે " સ્ત્રીઓને તેઓ ફુલની માફક ગણે છે, તેમને મનસ્વી પણ તોડે છે. અને બેદરકારીથી ફેંકી દે છે. " સ્ત્રીની મરજી હોય કે ન હોય, કિંવા સબળ કારણ હોય કે ન હોય, તો પણ મુસલમાન પોતાની પરણેત સ્ત્રીને ગમે ત્યારે તલ્લાક આપી શકે છે. મેહેર ( પલ્લુ ) જેઇએ તેટલી ન હોય, કે બીજો ધણી મળી શકતો ન હોય, તો આ રીતે તજેલી સ્ત્રીને દુઃખ ભોગવવું પડે છે. પુનર્લગ્નને માટે શાસ્ત્રની છૂટી છતાં કેટલાક મુસલમાન હિંદુનું અનુકરણ કરી વિધવાઓને ફરીથી પરણાવતા નથી, અને તેથી તેઓ હિંદુ વિધવાઓની પેઠે દુઃખ ભોગવે છે. છોકરી

તરીકે, સ્ત્રી તરીકે, કે માતા તરીકે મુસલમાન સ્ત્રીની સ્થિતિ અને પ્રતિષ્ઠા બહુ કરીને હિંદુ સ્ત્રીના જેવીજ હોય છે.

પારસી લોકોએ હિંદુઓના ઘણા રિવાજ પોતામાં દાખલ કર્યા છે તે છતાં તેમની સ્ત્રીઓમાં પડદાની કે લાજ ઘુમટા તાણવાની રીત નથી, કેમકે તેઓ પ્રથમ ગુજરાતના જે ભાગમા આવી વસ્યા તે ભાગમાં એ રિવાજ નહોતો. હિંદુઓની પેઠે તેમનામાં બાળવિવાહ દાખલ થયો હતો, પરંતુ તે ઘણે ભાગે નાબુદ થયો છે. તેમનામાં હાલ પંદર વર્ષથી ઓછી ઉમરની છોકરીનાં લગન ક્વચિતજ થાય છે. વિધવાઓને તેમજ તલ્લાક મેળવેલીને ફરી પરણાવવાનો તેમનામાં રિવાજ છે. એક બૈરી હયાત છતાં પારસીઓ બીજી સ્ત્રી પરણી શકતા નથી. સ્ત્રીઓને ભણાવવાનો પ્રચાર તેમનામા વિશેષ છે. આ કારણેથી પારસી સ્ત્રીઓની સ્થિતિ અને પ્રતિષ્ઠા હિંદુ સ્ત્રીઓને મુકાબલે ચઢીઆતી છે. નવી વિદ્યાના પ્રભાવથી પારસી કોમ અંગ્રેજોની વધારે નકલ કરે છે, તેથી તેને લાભ અને ગેર લાભ બને થાય છે. રહેણી કરણી ખરચાળ કરી નાખવાથી તરૂણ પુરૂષોને પરણવાનું પાલવતું નથી, તેથી મોટી ઉમર થયા છતા છોકરીઓને વર મળતા નથી, અગર મળે છે તો ઘણાં દામ આપવા પડે છે. ઊંચી કેળવણી પામેલી સ્ત્રીઓ અંગ્રેજ બાનુના જેવી સ્વતંત્રતા લે છે, અને પહેરવા ઓઢવાની ઢબ છબ તેના જેવી રાખવા જાય છે.

હિંદુસ્તાન માંહેલી સ્ત્રીઓની હાલત અને પ્રતિષ્ઠા ઉપર પ્રમાણે છે. સ્ત્રીઓને સબંધે એશિયા ખંડના લોકોના અને યુરોપ અમેરિકાના લોકોના વિચારમાં ઘણો તફાવત છે. ખ્રિસ્તી ધર્મ માનનારી પ્રજાઓમાં એક બૈરી જીવતા છતાં તલ્લાક મેળવ્યા સિવાય બીજી બૈરી કરી શકાતી નથી, અને છોકરીઓ ઘણું કરીને ઇચ્છા વર વરે છે. ધણીથી તલ્લાક મેળવીને કે ધણીના મુઆ પછી સ્ત્રી ફરીથી લગ્ન કરી શકે છે જનાનાની કે લાજ ઘુમટાની તેમનામાં બિલકુલ રીત નથી. સુધરેલા દેશોમા લગ્નને એક કરાર સમજવામાં આવે છે એટલે લગ્નને પવિત્ર કે ધાર્મિક ફરજ ગણવામાં નથી આવતા. સ્ત્રીઓ ઉંચી કેળવણી પામીને પુરૂષોની બરાબરી કરેછે; અને સામાજીક કે રાજકીય કામોમાં ભાગ લેવા કે પુરૂષોના જેવા ધંધા કરવા તૈયાર થાય છે. તેમને ત્યાંના ધર્મમા અને આપણા ધર્મમા ઘણો તફાવત છે. સંસારમાં મનુષ્યને જે કંઇ કરવાનું છે, તેનો સબંધ તેમને ત્યા ધર્મ સાથે નથી.

પરંતુ આપણે અહીં તેવી દરેક બાબત ધર્મ સાથે સબંધ ધરાવે છે. આવી સ્થિતિમા પાશ્ચિમાત્ય લોકોમા સ્ત્રીઓના જે કર્તવ્ય મનાય તેજ કર્તવ્ય આપણા દેશને સર્વ રીતે માફક ન આવે એ દેખીતુ છે. આપણા સનાતન ધર્મને અનુસરીને, સ્ત્રીઓની હાલની સ્થિતિને લઇને, અને આપણા સસારના બંધારણને માફક આવે, તથા સ્ત્રી જાતિની હાલત ચઢતી થાય એ રીતે સ્ત્રીઓના કર્તવ્ય સબધે વિચાર કરવાનો છે તેની સાથે પાશ્ચિમાત્ય લોકોના કેવા વિચાર છે તે વિષે પણ કઇ જાણવુ જોઇએ.

સ્ત્રીઓ લગભગ પુરૂષની બરાબરી કરી શકે, એવી છતા દુનિયાને તેઓ જોઇએ તેટલી ઉપયોગી થઇ પડતી નથી, તેનુ કારણ પુરૂષોનુ ઉન્મત્તપણુ અને બેદરકારી છે. સ્ત્રીઓને તેઓ હલકી ગણે છે, અને તેમને વધારે ઉપયોગી કરવા માટે યત્ન કરતા નથી નાનપણથીજ તેમને ફરવા હરવાની, રમવા કૂદવાની જોઇએ તેટલી છૂટ મળતી નથી, અને ખાવા પીવાની બાબતમા ધ્યાન અપાતુ નથી, તેથી તેઓ શરીરે નબળી રહે છે. તેમના ઉપર પાછળથી જે બોજો પડે છે, તે તેમનુ નબળુ શરીર ખમી શકતુ નથી, માટે તરૂણ અવસ્થામા ઘણીના મરણ થાય છે, ઘણીકનુ આયુષ્ય ટુકું થાય છે, અને ઘણીક મરણ પર્યંત નિર્માલ્ય રહે છે. શ્રીમત લોકોમા આળસથી, નાજુકાઇના ડોળથી કે ઘરમા ભરાઇ રહેવાથી, અને ગરીબ લોકોમા અતિ મહેનતથી, ભૂખમરાથી કે ટાઢ તડકા ને વરસાદમા હદથી જાદે રહેવાથી સ્ત્રીઓની ખરાબી થાય છે. નબળાઇ વડે બીકણપણુ પેદા થાય છે, તેથી સ્ત્રીઓ પગ તળે દેડકુ ચપાતા ડરી ઉઠે, ઘરમા એકલી રહે તો છળી ઉઠે, હિમતના કામમા નિરૂપયોગી થાય, અને પુરૂષના કામ કાજમા અર્થ આવે નહિ, એ સ્વાભાવિક છે. જ્યારે યૂરોપ અમેરિકાની સ્ત્રીઓ હાથમા પાકીટ લઇને આખી દુનિયાની મુસાફરી કરવા ઉભી થાય છે, ત્યારે આપણી સ્ત્રીઓ નજીકને ગામે તો શુ પણ વેળા કવેળા ગામના ભાગોળે પણ એકલી જઇ શકતી નથી ! કુતરા કે ઢોર ઢાકથી પણ તે પોતાનો બચાવ કરવાને શક્તિમાન નથી. વીંછીને જોઇને ધ્રુજવા માડે છે, અને સાપને દીઠે કે તે એકદમ ભાગી જાય છે રાત્રે બારણુ પવનથી હેલાય, કે મેડેથી ઊદરના ધબધબ સભળાય તો તે થરથર કપવા લાગે છે. ભોગજોગે કોઇ ચોર ઘરમા પેઠો હોય, તો તે માથે મોઢે ઓઢી દે છે, કે ભયની મારી અવાચક બની જાય છે. કદિ ચોર તેની છાતી ઉપર ચઢી બેસીને પેટી પટારાની કુચીઓની માગણી કરે, તો

એનું કંઈ વિના તેને હવાલે કરી દે છે, કે દર દાગીના વગેરે દેખાડવાનું મ્હે તો તે આનાકાની વગર બનાવી દે છે. આથી સ્ત્રીઓ પુરૂષને બોજા રૂપ થઇ પડે છે, પોતે પરદેશમા જાય, તો ઘરના રક્ષણ માટે તેને ખાસ ગોઠવણ કરવી પડે છે. સ્ત્રીના પોતાના રક્ષણ માટે તેને ધ્યાન આપવુ પડે છે. જેમા અગમબળની વિશેષ જરૂર એવુ ઘરનુ કામ પણ પુરૂષને માથે આવી પડે છે.

સ્ત્રીઓને જ્ઞાન ન આપવાથી તેઓ વધારે નિરૂપયોગી થાય છે. ઘર ખટલાનુ કામ તેઓ જોઇએ તેવી રીતે ચલાવી શકતી નથી. છોકરા છૈયાને કેમ ઉછેરવા અને કેળવવા તેનુ તેમને ભાન હોતુ નથી, તેથી માતા તરીકે તેઓ પોતાના કર્તવ્યમા પછાત પડે છે. પોતે સુખી કેમ થવુ અને બીજાને સુખી શી રીતે કરવા તે તેઓ સમજતી નથી. ધણીને સલાહ આપવાની તેમનામાં યોગ્યતા આવતી નથી તો તેને મદદગાર તો તે કયાથીજ થઇ શકે? ધધા રોજગારની આવડત ન હોવાથી તેમા તે ભાગ લેઇ શકતી નથી. ઘરની સ્થિતિ ગરીબ હોય તો તે ઉધમ રોજગાર વડે પૈસા પેદા કરવાને નાલાયક રહે છે. ઘણી વાર એ પણ જોઇએ છીએ કે ધણીનો એકાએક કાળ થાય અને તે વેપાર રોજગારનો મોટો પથારો મૂકી જાય, તો તેની સ્ત્રી તે આટોપી શકતી નથી, કે આગળ ચલાવી શકતી નથી પોતે અભણ હોવાથી નામા ઠામામા સમજતી નથી. મુનીમ ગુમાસ્તા પોતાના ગજવા તર કરે છે, કે ઉઘરાણી પાઘરાણી ડુબી પડી જાય છે હાલના જમાનામા જેમ પુરૂષ વર્ગમા કેળવણીનો વધારે પ્રસાર થાય છે, તેમ સ્ત્રીઓમા પણ વધારે નહિ તો તે પ્રમાણમા વધારો થવોજ જોઇએ જો એમ ન થાય તો જ્ઞાનના કજીઆ વધી પડશે, અને સસાર વધારે દુખરૂપ થતો જશે. અજ્ઞાન સ્ત્રી ભણેલા ધણી સાથે શી વાત ચિત કરશે? વિદ્યાવિનોદમાં કે રાજકીય, સાસારિક કે ધાર્મિક વિષયોમા જો તે કઇ ભાગ લઇ ન શકે તો તેનો સમાગમ પુરૂષને અકારો લાગશે ધધા રોજગારની બાબતમા ધણી તેની સલાહ લેવા ચહાશે નહિ. ભારબોજ રહેવામા જે કુશળતાની જરૂર તે કુશળતાને અભાવે તે પોતાના ધણીની આગળ ભારબોજ રાખી શકશે નહિ જો ભારમોજ ગયો, અને યુક્તિસર લાવણ્યતાથી બોલતા ન આવડયુ, તો તે ધણીનુ હૃદયબળ વધારવાને અને તે દ્વારે તેની ઉન્નતિ કરવાને અયોગ્ય થશે.

જેઓ સ્ત્રીને ગુલામડી કે પશુ જેવી નથી ગણતા, તેઓ તેને લાડકવાયા બાળક જેવી ગણે છે. એટલે તેનાપર પ્યાર રાખે છે, તેને મન પસંદ દર પાગીના આપે છે, અને તે સુખમા રહે તેની તજવીજ રાખે છે. પરંતુ તેને હમેશ પોતાથી ઉતરતી સ્થિતિની ગણી પોતાના તાબામા રાખવા ચહાય છે. મનુષ્ય તરીકે તે પણ પુરૂષની માફક સ્વતંત્ર છે, તેને પણ પુરૂષની પેઠે કેટલાક હક જગકર્ત્તાએ બક્ષેલા છે, અને તેને પણ સ્વતંત્ર વ્યક્તિ તરીકે પુરૂષની માફક કેટલાક કર્તવ્ય કરવના છે, એ વાતનો સ્વીકાર પુરૂષો બહુ કરીને કરતા નથી. ખ્રિસ્તી ધર્મમા મનુષ્યને ઇશ્વરનો સ્વતંત્ર ( Free ) આડતીઓ ( Agent ) ગણેલો છે. અને તેનું મુખ્ય કર્તવ્ય ઇશ્વરનું રાજ્ય ( સુખમય અને નીતિમય ) દુનિયામાં ફેલાવવું એ છે. મનુષ્યમા પુરૂષ અને સ્ત્રી બ નેનો સમાવેશ થાય છે, તેથી આ કર્તવ્ય પુરૂષની માફક સ્ત્રીને પણ બજાવવાનું છે. પુરૂષની માફક સ્ત્રીને પણ પોતાના કર્મોનો જવાબ ઇશ્વરના દરબારમાં આપવાનો છે. તેથી લાડકવાયા બાળકની સ્થિતિમા રાખી મૂકે ન ચાલે. બાળકના જેવી અજ્ઞાન અવસ્થામા તેની ઉન્નતિ ન થાય. બાળકની માફક સ્ત્રીને જન્મ પર્યંત તાબેદારી વેઠવી પડે, અને તેના ઉપર ઘણી મનસ્વી સત્તા ચલાવે, તે અયોગ્ય ગણાય. જે પુરૂષો સ્ત્રી જાતિની ઉન્નતિ કરવા મથે છે, તે પોતાની જાતિની પણ ઉન્નતિ તેની સાથે-

આ પુસ્તકનો વિષય "સ્ત્રી જાતિના કર્ત્તવ્ય" છે, તેનુ વિવેચન કરતા અગાઉ "કર્તવ્ય" વિષે કંઇ કહેવુ જોઇએ. કર્તવ્ય એટલે ધર્મ અથવા ફરજ. મનુષ્યના કર્તવ્ય પોતાના કે બીજાના સંબધમા હોય છે, અને તે ત્રણ પ્રકારના ગણાય છે, ૧ ધાર્મિક એટલે ઇશ્વિર પ્રત્યેના, ૨ પોતા પ્રત્યેના, અને ૩ સામાજીક-લૌકિક-સાંસારિક કર્તવ્ય. આ સઘળા કર્તવ્ય મળીને ધર્મ શાસ્ત્ર અથવા નીતિશાસ્ત્ર થાયછે, એમ કહીએ તો ચાલે. આપણા ધર્મમા આ સઘળા કર્તવ્યોનો સમાવેશ કરેલો છે. ધાર્મિક કર્ત્તવ્યો (જેવા કે ઇશ્વિર ઉપર આસ્થા રાખવી, તેના પર ભાવ રાખવો, તેનો ભય રાખવો, તેને શરણે રહેવુ, તેની ભકિત કરવી, તેની આગ્ના માનવી, તેની ક્ષમા માગવી) સ્ત્રી પુરૂષને સામાન્ય છે, એટલે ધર્મના સબંધમા સ્ત્રી જાતિના વિશેષ કર્તવ્ય નથી. આચાર વિચારમા, ધર્મની કેટલીક ક્રિયાઓમા, વતાદિ કરવામા અમુક બાબત શીખવા ન શીખવામા પુરૂષના પ્રમાદથી હાલ કેટલોક ફેર આપણે જોઇએ છીએ, પરંતુ તે ફેર પૂર્વે નહોતો, અને તેનો ઇશ્વિર પ્રત્યેના કર્તવ્ય સાથે સબંધ પણ થોડોજ છે. યમ સ્મૃતિકાર કહેછે કે, પ્રથમના કલ્પોમાં નારીઓને જનોઇ દેવાતું હતું, વેદ ભણાવાતા હતા, અને ગાયત્રીનો ઉપદેશ પણ થતો હતો. પ્રથમના કલ્પો કહ્યા એટલે પૂર્વેના ત્રણ યુગ અને કળિયુગનો કેટલોક ભાગ તેમા આવેછે. હારીત સ્મૃતિકાર સ્ત્રીઓ બે પ્રકારની કહેછે. ૧ બ્રહ્મવાદિની ૨ સદ્યોવધુ. બ્રહ્મવાદિની સબધે આપણે પાછળ કેટલુક કહી ગયા છીએ. સદ્યોવધુ એટલે જે લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં પડે તેને ઉપનયન સંસ્કાર હતો. ખરૂં જોઇએ તો પોતા પ્રત્યેના કર્તવ્ય પણ સ્ત્રીઓને માટે ખાસ નથી, એટલે તે સ્ત્રી પુરૂષ બન્નેને સામાન્ય રીતે લાગુ થાયછે. પોતા પ્રત્યેના અથવા સ્વધર્મમા સ્વચ્છતા, ઉદ્યોગ, પરહેજી, કરકસર, ધૈર્ય, સંતોષ, વિવેક, સહનશીલતા, સમતા, વ્યવસ્થા, સ્વપરીક્ષા, સ્વસુધારો, જીતેન્દ્રિયપણુ મનમારવું, સત્યશીલતા, વગેરે સદ્ગુણો આવેછે, અને તે પુરૂષને તેમજ સ્ત્રીને સરખી રીતે લાગુ પડેછે, એમ છતા કોઇ જીતેન્દ્રિયપણાનો પેટા સદ્ગુણ જે શિયળ તેને, પરહેજી (પરિમિતતા-Temperance વગેરેને સ્ત્રીઓના ખાસ સદ્ગુણ ગણેછે, અને સત્ય, ધૈર્ય વગેરેને પુરૂષના ખાસ સદ્ગુણ કહે કે, પરંતુ વિચાર કરતા જણાશે કે શિયળ જેમ સ્ત્રીનો સદ્ગુણ છે, તેમ તે પુરૂષનો પણ સદ્ગુણ છે. પરણ્યા પછી સ્ત્રીએ જેમ પાતિવ્રત પાળવાનુ છે, તેમ પુરૂષે એક પત્નીવ્રત પાળવાનુ છે. પરહેજીની એટલી જરૂર

સ્ત્રીને છે તેટલી જરૂર પુરૂષને છે. સત્ય બોલવાનો સદ્ધર્મ બંનેને સામાન્ય છે. ધૈર્યની જરૂર જેમ પુરૂષને છે તેમ સ્ત્રીને પણ છે. કદાચ જગતના કામ કાજમાં ફેર હોવાથી આ બને સદ્ગુણની બંનેને ઓછી વત્તી જરૂર પડે, તો તે વાત જૂદી છે. લૌકિક ધર્મના બે ભાગ પાડી શકાય; ૧ કુટુંબ પ્રત્યેના ધર્મ, અને ૨ સાર્વજનિક-સામાજીક ધર્મ. કુટુંબ ધર્મમાં ૧ પતિપત્નીના અન્યો અન્ય ધર્મ એટલે દંપતી ધર્મ; ૨ માબાપના છોકરાં પ્રત્યે અને છોકરાંના માબાપ પ્રત્યે ધર્મ, એટલે વાત્સલ્ય અને સંતાન ધર્મ; ૩ ભાઈ બેન અને તેવા સબંધનાં માણસોના અન્યો અન્ય ધર્મ તે ભાંડુ ધર્મ; ૪ સ્વામિના નોકર ચાકર પ્રત્યે, અને નોકર ચાકરના સ્વામિ-શેઠ પ્રત્યે ધર્મ, તે સેવ્ય સેવક ધર્મ; ૫ અને ગુરૂના શિષ્ય પ્રત્યે તથા શિષ્યના ગુરૂ પ્રત્યે ધર્મ તે ગુરૂશિષ્ય ધર્મ આવે છે. આજ્ઞામાં રહેવું, સ્વદેશાદિહિતેચ્છા, કૃતજ્ઞતા, સભ્યતા, પરોપકાર બુદ્ધિ, નિષ્કપટ ( સત્યશિલતા ), ચોખવટ ( પ્રમાણિકપણું ), નમ્રતા, મોઢું-મન, અને ન્યાય એ સાર્વજનિક ધર્મ ગણાય છે.

સ્ત્રી પુરૂષનાં કામકાજ અને સંબંધમાં ફેરફાર હોવાથી લૌકિક ધર્મ માંહેલા કેટલાક ધર્મ સ્ત્રીઓને વિશેષ લાગુ પડે છે. દંપતી ધર્મ જો કે સ્ત્રી અને પુરૂષ બંનેને અન્યો અન્યના સંબંધમાં લાગુ પડેછે, તોપણ સ્ત્રીના પુરૂષ પ્રત્યેના ધર્મ વિષે ખાસ કહેવાનું રહેછે. એજ પ્રમાણે વાત્સલ્ય આદિ ધર્મ સબંધે સ્ત્રીને પુરૂષ કરતા વિશેષ કરવાનુ છે.

કર્તવ્યો ગ્રહણ કરવામાં, અને તે પાળવામાં કેટલીક વાતો સ્વીકૃત પક્ષની માફક સ્વીકારવી જોઈએ. ધર્મ અને નિતિ શાસ્ત્રનો આધાર એ સ્વીકૃત પક્ષો ઉપર છે. તે માનવાનાં કારણોને જરૂરીઆત સબંધે મહાત્માઓ અને તત્વજ્ઞાનીઓ ઘણું લખી ગયાછે; પરંતુ તેનો વિસ્તાર કરવાની આ જગા નથી. સ્વીકૃત પક્ષોમાં પ્રથમ આ જગતનો કર્ત્તા અને નિયંતા એક ઈશ્વર છે એમ માનવુ એ મુખ્ય છે. જગતમાં ઈશ્વરને ન માનનારા એટલે નાસ્તિક લોકો થોડા છે. આપણો ધર્મ ઈશ્વરવાદી હોવાથી આપણે તો ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરેલોજછે. આત્મા અમર છે, એટલે દેહની સાથે આત્માનો ક્ષય થતો નથી, એમ માનવું એ બીજું સ્વીકૃત પક્ષ છે. જે કૃત્યો આપણે અહીં કરીએ છીએ તેનો આપણને જવાબ દેવાનો છે, એવું માનવું એ ત્રીજું સ્વીકૃત પક્ષ છે. મનુષ્યનાં કર્તવ્ય એ પવિત્ર અથવા

ઇશ્વિરી ધર્મ છે,એમ માનવું તે ચોથું સ્વીકૃત પક્ષ છે.આ દુનિયામાં કે પરલોકમાં કંઇ બદલાની આશા ન રાખતાં સદ્ગુણનું આચરણ સદ્ગુણ પાળવાની ખાતર કરવું,એ પાંચમું સ્વીકૃત પક્ષછે. જો સ્વીકૃત પક્ષો ગ્રાહય ન કર્યાં તો ધર્મ અને નીતિનો પાયો ઉધો વળેછે. કેટલીક વાર એમ કહેવામાં આવેછે કે નીતિ એ કંઇ નથી પણ સંસારના ચલન વલનને માટે મનુષ્યોએ બાંધેલા ધારા છે. જેમ પ્રજાના ચલન વલન માટે રાજા કે રાજ્યસત્તા ધારા બાંધે, જેમ શહેરની સુખાકારી વગેરે માટે શહેર સુધરાઇ નિયમો ઘડે, કિંવા કોઇ સંસ્થા તેના કામકાજ વગેરેની સરળતા માટે કાનુન ઘડે, તેમ નીતિના ધારાઓ મહાત્માઓએ બાંધેલા છે. આમ માનવાથી કર્તવ્યોનું ગૌરવ કમી થાયછે. તે કોઇ સ્વાર્થને માટે પળાયછે, અને સ્વાર્થ કે સગવડ ન મળે તો તે તજી પણ દેવાય છે. પવિત્ર ધર્મ સમજીને બીન સ્વાર્થે કરેલું કર્તવ્ય જે આનંદ આપે છે, તે આનંદ અપૂર્વ અને દૈવીછે. એવા ભાવથી આચરણ કરનાર પોતાનાં કર્ત્તવ્યમાં અડગ રહેછે. હૃદયના સદ્ગુણ સ્વભાવ સિદ્ધછે, માટેજ તે પવિત્ર કે ઇશ્વિરી ગણાયછે. એ સદ્ગુણો સુશિક્ષા સંસર્ગ વગેરેથી વૃદ્ધિ પામેછે, અને વારંવાર આચરવાથી દૃઢ થાયછે.

# સ્ત્રી જાતિનાં કર્ત્તવ્ય

## ભાગ ૧.

### ધાર્મિક અથવા ઈશ્વર પ્રત્યેનાં કર્ત્તવ્ય.

જગતના કર્ત્તા અને નિયંતા પરમેશ્વરને નિરાકાર માનવો કે સાકાર માનવો તેની ભાંજગડમાં આપણે પડીશું નહિ. દ્વૈત વાદ માનવો કે અદ્વૈત વાદ માનવો તેની પચાતમાં આપણે પડીશું નહિ. કયો પંથ કે ધર્મ સારો તે વિષે આપણે કંઇ બોલીશું નહિ. કેમકે આવી બાબતો વિવાદતિ છે, અને તેમાંથી કયી ગ્રહણ કરવી એ દરેક વ્યક્તિ-સ્ત્રી કે પુરૂષની ઇચ્છાની વાત છે. સ્વતંત્ર પ્રાણી તરીકે દરેક વ્યક્તિ પોતાને યોગ્ય લગે તે પંથ કે ધર્મ સ્વીકારે. ઇશ્વિર પ્રત્યેનાં જે કર્ત્તવ્ય સર્વ માન્ય છે, અને જે આચરવાની દરેક વ્યક્તિની ફરજ છે, તે કર્ત્તવ્યો વિષેજ આપણે વિચાર કરવાનો છે. તો પણ આટલી વાત તો કહેવી જોઇએ કે જે પંથ કે ધર્મથી, કિંવા તેના આચાર વિચારથી વ્યક્તિની નીતિ રીતિમાં બિગાડ થાય, અથવા તેના આત્માની ઉન્નતિ ન થાય, તેથી અલગ રહેવું એ દરેક વ્યક્તિની ફરજ છે. સ્ત્રીઓને નાનપણમાં પિયર હોય. ત્યારે એક ધર્મ માનવો પડે. અને સાસરે

અયોગ્ય ગણાય. કોઇ પંથના આચાર વિચાર એવા હોય કે જે વડે તે પાળનારની નીતિ રીતિમાં બિગાડ થાય, તો તે પંથ પાળવાની સ્ત્રીને ફરજ પાડવી એ અઘટિત છે. આપણે અહીં કેટલીકવાર સ્ત્રી પુરૂષ જૂદા ધર્મ પાળે છે, પરંતુ બહુ ભાગે પુરૂષનો ધર્મ સ્ત્રીને ગ્રહણ કરવો પડેછે.

ધર્મની બાબતમા આપણે અહીં અજ્ઞાનતા બહુ છે. પુરૂષો વખતે પોતાના પંથનું રહસ્ય જાણવા માટે યત્ન કરેછે, પરંતુ સ્ત્રીઓ તો ઘણુંકરીને તે વિષે કંઇજ જાણતી નથી હોતી. દેવદેવીના અને ગુરૂનાં દર્શન કરવાં, દાન ધર્મ કરવું, અને પોતાના પંથના આચાર પાળવામાં સ્ત્રીનો ધર્મ પૂરો થાયછે એવી સમજ છે. બહુ તો કોઇ થોડીવાર માળા ફેરવે કે કથા વાર્તા શ્રવણ કરે. ધર્મ સબંધે આ ઉપરાંત કંઇ વિશેષ કરવાનું છે કે નહિ તે વિષેનો વિચાર તેમને ભાગ્યેજ થાય છે. કાયા કષ્ટી એ જાણે સ્ત્રીઓને વિશેષ જરૂરની હોય એમ સમજી તેમની પાસે ઘણી જાતના વ્રત કરાવવામાં આવેછે;પરંતુ એવી કાયા કષ્ટી આત્માની ઉન્નતિ કરવામા થોડોજ ભાગ લેછે. એથી ઉલટું અતિશય કષ્ટ વેઠવાથી ઘણીવાર નાજુક બાંધાની સ્ત્રીઓનાં શરીર ખરાબ થાય છે. એવા આચાર વડેજ જાણે મોક્ષ મળવાનો હોય તેમ સમજી તે ઉપર હદથી જાદે લક્ષ આપવાથી લાભને બદલે હાનિ થાય છે. સ્ત્રીઓએ જ્ઞાન પામી સારાસારનો વિચાર કરવો, પોતાનાં માત પિતા,સાસુ સસરા કે સ્વામી જો જ્ઞાની હોય તો તેમનાથી અગર બીજા જ્ઞાનીઓથી તત્વાર્થ સમજી લેવો, અને પછી પોતાને જે યોગ્ય લાગે તે માર્ગ પકડવો.

ધર્મનોપાયો આસ્થા અથવા શ્રદ્ધા ઉપર છે, પરંતુ ભોળા બૈરાંની પેઠે હરેક વાત ઉપર આસ્થા રાખવાથી લાભ થતો નથી. હિંદુ છતા મુસલમાન પીરની બાધા રાખીએ તો તે પીર ઉપર આપણી આસ્થા ખોટી એમ સમજવુ જોઇએ. અનેક ધર્મ કે અનેક દેવ ઉપર આસ્થા રાખવાથી લાભ નથી. દૃઢ આસ્થા એકજ ધર્મમાં અને એકજ દેવમાં રાખવી જોઇએ.સર્વ કોઇ જગતનો કર્ત્તા એક ઇશ્વરને માને છે;તે નિરંજન,નિરાકાર, સર્વજ્ઞ અને સર્વ વ્યાપીછે એમ કહે છે; અને તેજ આપણને જન્મ આપનાર,પાળનાર ને સુમાર્ગે ચઢાવનાર છે એમ સમજે છે; માટે તેના ઉપર આપણી અચળ આસ્થા રહેવી જોઇએ. કેટલાક ઇશ્વર છે કે નહિં તે વિષે શકો લઇ તેનું અસ્તિત્વ સા-

બીજા કરવાને કારણ માગે છે. એ વિષય ઉંડો છે. મોટા મોટા પંડિતો ને સંતો પણ તેનો પાર પામ્યા નથી.આપણી સાધારણ બુદ્ધિ એનો વિચાર કરવાને યોગ્ય નથી. આસ્થાને કારણ ન જોઇએ. કારણ તરફ ધ્યાન આપતાં સંશયી કે નાસ્તિક થવાય છે. નાસ્તિક વિચાર કદી કરવા નહિ, અને સાંભળવા પણ નહિ. કોઇ પણ ચીજ એની મેળે થતી નથી. હરેક ચીજનો કોઇ બનાવનાર હોવો જોઇએ. આખું બ્રહ્માંડ જેમાં આપણી પૃથ્વી અને પૃથ્વી કરતાં લાખો કરોડો ઘણાં મોટા અસંખ્ય સૂર્ય અને નક્ષત્રો સમાએલાં છે, તે એની મેળે બન્યુ અને યોગ્ય સ્થિતિમાં ગોઠવાઇ ગયુ, એવુ મનાયજ કેમ ? પૃથ્વી ઉપર લાખો કરોડો પ્રાણીઓ ને પદાર્થો જોવામા આવે છે, તેનો કોઇ કર્તા હોવો જોઇએ. આપણા શરીરનીજ રચના જોઇએ, તો તે વડે તેના બનાવનારની ખાત્રી થયા વગર રહેતી નથી. શરીરના અનેક અવયવ, તેમનો મગજ સાથે સંબંધ,મગજની શક્તિઓ,મારા નરસાનો વિચાર કરનાર અંતઃકરણ અને સર્વોપરિ જીવાત્મા, એ સૌ સંચાની પેઠે એની મેળે ગોઠવાઇ જાય, અને નિરંતર નિયમિત રીતે ચાલ્યા કરે, એ માની શકાતુ જ નથી. એ માટે સર્વ જગતના કર્તા, નિયંતા ને પાળક તરીકે પરમેશ્વરને માનવોજ જોઇએ.

માબાપ ઉપર આપણે પૂજ્યભાવ રાખીએ છીએ, કેમકે તેમણે આપણને જન્મ આપ્યો, અને ઉછેરીને મોટાં કર્યાં. પરમેશ્વર માબાપ કરતા પણ વધેછે, કેમકે, ને આપણને સરજનાર છે, આપણા સુખ તથા મોજ શોખને માટે તેણે સઘળી જરૂરની વસ્તુઓ જગતમા ભરી રાખીછે, આપણી જીંદગીની દોરી તેના હાથમાંછે, આપણે જે કંઇ આ ભવને માટે કે આવતા ભવને માટે ઇચ્છીએ તે આપવું ન આપવુ એ તેને સ્વાધીનછે. એવા કૃપાળુ મહાપિતા ઉપર શુદ્ધ ભાવ–માયા–પ્રેમ રાખવો એ આપણુ કર્તવ્યછે. માયા અન્યો અન્યછે. છોકરા જેમ વધારે પ્રેમાળ હોયછે, તેમ માબાપનો તેમના ઉપર પ્રેમ વધતો જાયછે.સ્ત્રી જેવી ધણી ઉપર પ્યાર રાખેછે,તેવો ધણીનો પ્યાર સ્ત્રી ઉપર થાયછે. એજ રીતે આપણે જો ઇશ્વર પ્રત્યે વિશેષ પ્રેમ રાખીએ તો તેનો આપણા પ્રત્યે વિશેષ પ્રેમ થાય. ઇશ્વર પ્રત્યે પ્રેમ બતાવતી વખતે તેની આપણા ઉપર કૃપાછે કે નહિ તે જોવાનુ નથી; કેમકે બનાવનાર તરીકે બનાવેલાં પ્રાણી ઉપર તેનો હક્ક થાયછે. વળી ઇશ્વર પોતે હમેશા કૃપાળુજછે. જ્યારે તેની આપણા ઉપર અવકૃપા જણાય, ત્યારે જાણવું કે તેમાં આપણોજ દોષછે. તેને નારાજ કરવા જેવાં કૃત્ય

આપણાથી થઈ ગયાં હશે, કેમકે માણસ ભૂલથી ભરેલુંછે, અને તેનાથી ડગલે ડગલે પાપ થઈ જાયછે. વળી જ્યારે આપણને ધારેલુ પ્રાપ્ત થતું નથી, કે ઇચ્છેલું જતું રહેછે, ત્યારે આપણે ધારીએ છીએ કે આપણા ઉપર ઈશ્વિરની અવકૃપા થઈ છે, પરંતુ એમ ધારવું એ ઘણીવાર ભૂલ ભરેલું કે અજ્ઞાનતાનું પરિણામ હોય છે. ઘણીવાર આપણી ગફલતથી, બીનઆવડથી, કે આપણાં કર્મના ફળ તરીકે એવા બનાવ બને છે. આપણે સ્વીકારેલું પાંચમું પક્ષ હમેશા યાદ રાખવું, એટલે કોઈપણ કર્ત્તવ્ય ફળની આશા રાખ્યા વગર કરવાનું છે, તેથી ઈશ્વિર આપણા ઉપર ભામી માયા રાખો વા ન રાખો, અગર તેનું ફળ આપો વા ન આપો, પરંતુ આપણું કર્ત્તવ્ય સમજીને આપણે તેના ઉપર ભાવ રાખવાનો છે.

ઈશ્વિરનો ભય રાખવો એ તેના પ્રત્યેનું આપણું બીજું કર્ત્તવ્ય છે. સરખાં સરખાંમાં માયા હોઈ શકે, પણ ભય હોતો નથી. વડીલ કે ઉપરીનો આપણને ભય રહેછે. એ ભય રાખવાની જરૂરછે, કેમકે આપણે આપણી અણસમજથી કે ઉન્મત્તપણે ગમે તેમ વર્તવા જઈએ, તો આપણને ટોકીને, ઠપકો દઈને કે વખતે શિક્ષા કરીને પણ તે આપણને સવળે માર્ગે ચઢાવેછે. જો આપણને તેમનો ભય ન હોય, તો તેમની સત્તાની આપણને દરકાર ન રહે. તેમની દરકાર રાખ્યા વગર આપણે અવળે રસ્તે ચાલીએ, તો નુકસાન આપણનેજ થાયછે. વડીલ આપણી સાથે હમેશ રહેતા નથી. તેમની ગેરહાજરીમાં આપણે અનેક કામ કરીએ છીએ. પરંતુ તે કામ ગમે તે વખતે અને ગમે તે ઠામે કરીએ, તો પણ તે પરમેશ્વરના જોવામાં આવેછે, કેમકે તે હમેશાં સર્વે ઠેકાણે વ્યાપી રહેલાછે. તે પવિત્રછે, તેથી તેને ખોટાં કામ ગમતાં નથી. આપણું કંઈ ખોટું કામ જોઈને કે સાંભળીને માબાપને જેમ ખોટું લાગેછે, તેમ મહાપિતા પરમેશ્વરને ખોટું લાગેછે. માબાપ ઘણી વાર આપણાં ખોટાં કામની દર ગુજર કરેછે, કેમકે તે આપણા સંબંધથી અંજાઈને કે દયા ખાઈને ન્યાય બુદ્ધિ હમેશા ટકાવી શકતાં નથી; પરંતુ પરમેશ્વર એવો શક્તિમાન અને ન્યાયીછે, કે તે કદી પણ પક્ષપાત કરતો નથી. હમેશા તે સારાં કર્મનું સારૂં ફળ અને માઠાં કર્મનુ માઠું ફળ આપેછે. આપણાં નઠારાં કર્મ માટે તે સજા કર્યા વગર રહેવાનોજ નથી, માટે તેનો ભય આપણા મનમાં નિરંતર રહેવો જોઈએ, કે જેથી આપણે ખોટાં કર્મ કરતાં અટકીએ. એવાં

ઘણા કૃત્ય છે કે જે ઉપરી કે સરકાર જોઇ જાણી શકતા નથી, અને તેથી તેમની શિક્ષાની માણસને ધાસ્તી રહેતી નથી, પરતુ કોઇ પણ કૃત્ય ઈશ્વરથી છાનુ રહી શકતુ નથી, અને તેને માટે તે સજા કર્યા વગર પણ રહેતો નથી, એ વાત હમેશ લક્ષમા રાખવી

ઈશ્વરને શરણે રહેવુ એ આપણુ ત્રીજુ કર્ત્તવ્ય છે. કર્ત્તા તરીકે તેનો આપણા ઉપર હક છે પાલન કર્ત્તા તરીકે તેને શરણે રહેવામા આપણને લાભ છે માબાપને કે ઉપરીને તાબે રહેવાની આપણે ફરજ સમજીએ છીએ, તો ઈશ્વરને તાબે રહેવાની ફરજ વિશેષ છે શરણ આવનારનુ હરકોઈ રક્ષણ કરેછે, તો તેવુ રક્ષણ ઈશ્વરથી જરૂર થવાનુ તેનાથી સ્વતત્ર આપણે થઇ શકતા નથી, કેમકે આપણો સર્વ આધાર તેના ઉપરછે. જેઓ ઈશ્વરની અવગણના કરી મનસ્વીપણે વર્ત્તેછે, તેમને તેના માઠા ફળ ચાખવા પડેછે. જેઓ અનાથછે, જેમને જગતમા કોઇનો આશ્રય નથી, તેનો ધણી ઈશ્વર થાયછે ઈશ્વરથી સ્વતત્ર માણસ થઇ શક્તુ જ નથી. આપણને તારનાર પરમ કૃપાળુ પરમેશ્વરજછે તે મહાપ્રભુની કૃપાવડેજ આપણે આ ભવમા કે આવતા ભવમા સુખી થનાર છીએ, માટે તેને શરણે જવામાજ લાભછે.

પરમેશ્વરની ભક્તિ કરવી એ આપણુ ચોથુ કર્ત્તવ્ય છે. ભક્તિનો શબ્દાર્થ પ્રીતિ થાયછે, અને એટલોજ અર્થ લઇએ, તો તે પહેલા કર્ત્તવ્યમા આવી જાયછે. પરતુ ભક્તિમા પ્રેમની સાથે જે કઇ કરવાનુ છે તે વધારામા આવેછે જેમના ઉપર આપણે પ્રેમ રાખીએ છીએ, તેની આપણે સેવા ચાકરી કરીએ છીએ, અને તેના ગુણ ગાઇએ છીએ. નિરાકાર ઈશ્વરની સેવા ચાકરી હોતી નથી તેને સેવા ચાકરીની જરૂર નથી. તેની સેવા ચાકરી કરવી, એટલે તેણે જેમને ઉત્પન્ન કર્યા છે તેવા માણસ, પ્રાણી વગેરે ઉપર દયા રાખવી અને તેમને આપત્તિ કે આપત્તિને વખતે મદદ કરવી ઈશ્વરના ગુણ ગાના એટલે તેનુ ભજન કીર્તન કરવુ, તેની સ્તુતિ પ્રાર્થના કરવી અને તે હમેશ આપણા હૃદયમા રમી રહે એમ કરવુ. કોઇ કહેછે કે ઈશ્વર કઇ પ્રશસાનો ભુખ્યો નથી અને તેના વખાણ કરે તોજ આપણુ તે કલ્યાણ કરે, એવો તે હોવો ન જોઇએ આ વાત ખરીછે, પરતુ તે પ્રશસાનો ભુખ્યો હોય વા ન હોય, અગર તેથી તે કલ્યાણ કરે કિવા ન કરે, તોપણ આપણે આપણ ફરજ સ્વી-

કૃત પક્ષ પ્રમાણે આપણે આપણું કર્ત્તવ્ય કરવાનું છે. કલ્યાણ કરનારના ગુણગાવાઅને તેને સંભાર્યા કરવો એ જનસ્વભાવછે. કલ્યાણ કરનાર કયા કહેવા આવેછે કે તમે મારા ગુણ ગાયો ને મને સંભાર્યા કરો? તોપણ આપણે તેમ કરીને આપણી ફરજ બજાવીયે છીએ. ઇશ્વરના ગુણ ગાવાથી, તેની પ્રાર્થના કરવાથી, અને તેને હૃદયમાં રાખવાથી આપણો જીવાત્મા પવિત્ર થાયછે, આપણુ વલણ સદ્ગુણ તરફ વળેછે, અને આપણે મનથી, વાણીથી ને કાયાથી ખોટાં કામ કરતાં અટકીએ છીએ, એ એવી મેળામાં મોટા લાભ થાયછે.

ભક્તિ કેવી રીતે કરવી એ અગત્યનો સવાલછે. ઇશ્વરને આકાર માનનાર અનેક દેવને માનેછે, અને પોતાના ઇષ્ટ દેવને પરમેશ્વર ગણી તેનું ભજન કીર્તન કરેછે. નિરાકાર ઇશ્વર માનનાર તેનુંજ ભજન કીર્તન કરેછે. ભજન કીર્તન પૂર્ણ ભાવથી કરવું જોઇએ, અને તે કરતી વખતે તેમાં તલ્લીન થવું જોઇએ. વિચાર કંઇ કરતા હોય, અને મન ગમે તે ઘાટ ઘડતું હોય, તો તે વખતનું ભજન નિરર્થક થાયછે. આગલા માળાના મણકા ગટક ગટક મૂકે, હોઠ ઉતાવળે ઉતાવળે કાંઇ મંત્ર બબડયા કરે, અને મન કોઇ કુતર્કોમાં કે અન્ય ઠેકાણે ભેરાયેલું હોય, તો તેથી કંઇ લાભ થનાર નથી. પીરસાતા ભાણાની સુગંધથી મોમાં પાણી છુટતું હોય, ભૂખ લાગવાથી મન આકુળ વ્યાકુળ થતું હોય, પા એવા કલાકમાં સર્વ આટોપી કોઇને ત્યાં રોવા કૂટવા જવાની ઉતાવળ હોય, તેવે વખતે ભજન કરતાં મન એક ચિત્ત થવાનું નહિ, અને તે ઇશ્વર તરફ વળવાનું નહિ. નાહી ધોઇને ભજન કરવાની કોઇ જરૂર જોતા નથી, પરંતુ દેહ શુદ્ધિ એ આત્માની શુદ્ધિની તૈયારી અથવા શરૂઆત બતાવેછે; અથવા આત્માની શુદ્ધિના માર્ગનું એ પહેલું પગથીક છે, એમ કહીએ તો ચાલશે. આપણે જોઇએ છીએ કે જો શરીરનાં કપડાં મેલાં હોય, તો શરીર ઉપર માખો બણ બણેછે. જગા ગંદકી કે ભેજવાળી હોય તો મત્સરનો ત્રાસ થાયછે, તથા દુર્ગંધ આવવાથી બેચેની થાયછે. એવી સ્થિતિમાં ઇશ્વર પ્રાર્થના એકાગ્ર ચિત્તથી થઇ શકતી નથી, તેમ મનનું વલણ ઇશ્વર તરફ થતું નથી. એ માટે પ્રાર્થનાદિ કરતા અગાઉ નહાવા ધોવાની, સ્વચ્છ કપડાં પહેરવાની, સારી જગાએ બેસવાની, અને જ્યાં ગરબડ સડબડને લીધે મન ચલાયમાન ન થાય, એવી એકાંત જગા પસંદ કરવાની જરૂરછે. ભમતા મનને એકાગ્ર કરવા હરદમ પ્રયત્ન કરવો. ચિત્ત સ્થિર થાય,

તોજ તે ઇશ્વિર તરફ વળી શકે. અઠવાડિયામા એકવાર કે રોજ સહજવાર પ્રાર્થના કરનાથી કિંવા ઉતાવળે ઉતાવળે દેવની ઝાખી કરી આવ્યાથી ઇશ્વિર પ્રત્યેનુ આપણુ કર્ત્ત વ્ય પૂર્ણ થતુ નથી. ઇશ્વિરને હમેશા હ્રદયમા રાખી રાત્રિ દિવસ તેનુ ભજન કરવાનુ સંસારી લોકોથી બનતુ નથી, તોપણ આપણા થી બને તેટલો કાળ એમા ગાળવા તજવીજ કરવી જોઇએ. શાસ્ત્રકારોએ ક ળયુગમા ભક્તિ માર્ગને ઉત્તમ ગણેલોછે. ભક્તિ કરવામા પૈસા બેસતા નથી. ઇશ્વિરનુ નામ લેવાના કે તેનુ સ્તવન કરવાના આપણે અહી ઘણા પ્રસગ ર ખાએલાછે. સૂતા, ઊઠતા દાતણ કરીને, સ્નાન કરતા, બગસુ ખાતા, છાક ખાતા, જમતા પહેલા, જમી રહીને, અને દીવો પ્રગટતા કોઇ દેવ દેવીનુ નામ લેવાનુ કે ભજન કરવાનુ રાખ્યુ છે. એ શિવાય પુરૂષો નિકાળ સંધ્યા, પાઠ પૂજા કે દેવસેવા કરેછે તે જૂદી. સ્ત્રીઓને પણ પાઠ પૂજા કરવાનુ હોયછે. ધર્મના કોઇ સારા પુસ્તકનુ અધ્યયન કરવુ એ સારી વાતછે. જેથી આત્માની ઉન્નતિ થાય એવા પાઠ ભણવા, ગાવા, કે વાચવાની દરેક વ્યક્તિ ને જરૂરછે. એકાગ્ર મનથી ઇશ્વિરનુ સ્તવન કરવુ એ સૌથી વધારે અગત્ય નુંછે.

ઇશ્વિરની આજ્ઞા માનવી એ મનુષ્યનુ ભારેમા ભારે કર્ત્તવ્ય છે. માબાપ, ઉપરી કે રાજ્ય સત્તાની આજ્ઞા માનવી એ આપણે આપણી ફરજ સમજીએ છીએ તો એ સૌનો ઉપરી જે પરમેશ્વર તેની આજ્ઞા માનવી એ આ પણી ખાસ ફરજ છે. ઇશ્વિની આજ્ઞા માનવી એટલે તેના હુકમ પ્રમાણે વર્ત્તવુ અર્થાત્ ધાર્મિક આજ્ઞાઓ પાળવી અથવા આપણા જે કર્ત્તવ્ય છે, તે અદા કરવા. આપણને ઇશ્વિરે જે હેતુથી સરજ્યા છે તે હેતુ તેની આજ્ઞા પાળવાથીજ સરેછે જે કામો કરવાની કિંવા ન કરવાની તેની ઇચ્છા હોય, તે કામો કરવા ન કરવાથી તેની આજ્ઞા પળાય છે એમ સમજવુ. સદ્ગુણજ આચરવા એ ઇશ્વિરી ફરમાન છે. સદ્ગુણ આચરવાથી દુર્ગુણનો અભાવ આપો આપ થઇ જાય છે; પરતુ માણસ વિકારી પ્રાણી હોવાથી તે ઘણી વાર મોહ જાળમા ફસે છે, કુતર્ક કરેછે અને અવળે રસ્તે દોરાય છે. આવુ આચરણ ઇશ્વિર આ જ્ઞાથી વિરૂદ્ધ છે, માટે તે તજવુ જોઇએ. માણસને ઉત્પન્ન કરવામા ઇશ્વિરનો હેતુ તેને દુઃખી કરવાનો કે અધમ સ્થિતિમા લાવવાનો ન હોય. દુઃખ અને અધમપણુ ઇશ્વિરી આજ્ઞાનુ ઉલ્લઘન કરવાથી એટલે પાપાચરણથી આવેછે.સુખ અનેસદ્ગતિ કે ઉન્નતિને માટે ઇશ્વિરી આજ્ઞાઓ પાળવાની એટલે સદ્વર્તનની જરૂરછે. આપણી ઉન્નતિ કહી એટલે આપણા આત્માની ઉન્નતિ સમજવી. દુર્ગુણથી દેહની ખરાબી થાયછે, અને દેહ દુઃખ જન્મભર વેઠવા પડેછે. પરતુ દેહ નાશવત હોવાથી દુર્ગુણવડે આત્માની જે અધમતા થાય

છે, તેને મુકાબલે એ દુઃખ કંઇ હિસાબમાં નથી. આપણે ખાસકરીને આત્માની ઉન્નતિ જે માર્ગે થાય તે માર્ગ પકડવો જોઇએ; અને એ માર્ગ પકડવાથી દેહનાં દુઃખ પણ નાશ પામશે. આત્માની ઉન્નતિ ઈશ્વર કૃપાએજ થાયછે. ઈશ્વરની કૃપા તેની આજ્ઞા પાળવાથી અને તેનાપ્રત્યેના આપણાં જે જે કર્ત્તવ્ય છે તે આચરવાથી થાયછે. આત્માની ઉન્નતિથી સદ્ગતિ અથવા મોક્ષ અથવા નિર્વાણ જે કહો તે પ્રાપ્ત થાય છે.

માણસથી ડગલે ડગલે પાપ થઇ જાયછે. પાપ એટલે જે આપણે કરવું જોઇએ તે નકરવું, અથવા જે ન કરવું જોઇએ તે કરવું તે. જેનું હૃદય એટલે અંતઃકરણ સારૂં છે, તેને ખોટું કામ થઇ જાય તો ચરેરો પડેછે, એટલે કાળજું બળ્યા કરેછે. જેનું કાળજું બળ્યા કરેછે, તેને પોતાના કર્મનો પશ્ચાત્તાપ થાય છે. જેને પસ્તાવો થાયછે, તે ઇશ્વરની માફી માગેછે, અને સુધરે છે, એટલે ફરીથી એવું કામ કરતું નથી. પણ જગતમાં મેલા અંતઃકરણનાં માણસ ઘણાં હોય છે. વારે વારે ખોટું કામ કરવાથી તેમનું અંતકરણપણ બહેર મારી જાયછે. એમ છતાં પણ તે કોઇ કોઇ વાર તેમને ચેતાવેછે, એટલે ખોટા કામથી દૂર

# ભાગ ૨ જો

## સ્વધર્મ.

સ્મૃતિના ને તે પછીના કાળમા સ્ત્રીઓને ઉતરતી ગણવામા આવી. કોઈ એમપણ લખી ગયાછે, કે જુઠ, નિર્દયતા, બેઈમાની, સાહસ વગેરે કેટલાક દુર્ગુણ સ્ત્રીમા સ્વભાવસિદ્ધ છે. સામળભટે એક ઠેકાણે નારીને નર્કની ખાણ કહીછે ( પણ જ્યા તેણે નારીના વખાણ કર્યાં છે, ત્યા તેની સરસાઈ વિષે કહેવામા બાકીપણ રાખ્યુ નથી ). કોઈ પ્રાણીમા દુર્ગુણ સ્વભાવ સિદ્ધ હોય નહિ કેમકે જો દુર્ગુણ સ્વભાવસિદ્ધ છે એમ કહીએ, તો તે ઇશ્વિરથી મુકએલા—અપાએલા છે એમ ઠરે પરમ કૃપાળુ પરમાત્માએ માણસમા સદ્ગુણ મૂકેલાછે,સુમાર્ગે દોરનાર બોધીઓ આપેલાછે,અને સારૂ નરસુ સમજ્વ ની શક્તિ પણ આપેલ છે. એનીજ સાથે માણસને તેણે સ્વતંત્રતા બક્ષેલીછે. સ્વતંત્રતા વડે તે પોતાની મરજીમા આવે તેમ વર્તેછે. ઘણીવાર તે સ્વાર્થથી કે ક્ષણિક સુખથી અજાણે સદ્ગુણનો માર્ગ ચૂકેછે. સદ્ગુણનો અભાવ કે સદ્ગુણથી ઉતરાપણુ તે દુર્ગુણ કહેવાય સદગુણ સત્યછે દુર્ગુણ અસત્યછે. એ માટે સ્ત્રીમા કે પુરૂષમા અમુક દુર્ગુણ સ્વભાવસિદ્ધ છે એમ મ્હેવુ તે યોગ્ય નથી. સામળભટે નારીને નર્કની ખાણ કહીછે, તે એના ઇરાદાથી કે સ્ત્રીઓ પુરૂષને અવળે રસ્તે દોરનારી છે અને પરીણામે નર્કમા નાખનારી છે.

પુરૂષની ઉન્નતિમા સ્ત્રીઓ સહાય કરનારી છે એ વાત આપણે પૂર્વે કહી ગયા છીએ જેટલી સ્ત્રીઓ પુરૂષને આડે માર્ગે લઈ જનારી મ્હેવાયછે, તેના કરતા વધારે પુરૂષો સ્ત્રીઓને આડે માર્ગે દોરી જાયછે, એવુ તજવીજ કરવાથી જણાશે. શરીરે નબળી અને સ્વભાવે ભોળી સ્ત્રીઓ પુરૂષોથી આડે માર્ગે દોરાવાનો વધારે સભવ છે.

સ્વધર્મ એટલે પોતા પ્રયેના કર્તવ્ય સ્ત્રી પુરૂષને સામાન્ય છે, અને વ્યક્તિ તરીકે દરેકને તે પાળવાની ફરજછે. એમા કોઈ આડ નાખે તો આ:

નાંખનાર ગુન્હેગાર થાયછે. વળી આ વાત પણ જણાવવી જોઇએ, કે સામાજીક અથવા લૌકિક ધર્મ કરતાં સ્વધર્મ ચઢીઆતાછે, માટે સામાજીક ધર્મ સાચવવાની ખાતર કોઇ સ્વધર્મ છોડીદે, તો તે નચાલે. બીજાને લાભ થવાની ખાતર આપણે જુઠું બોલીએ, તો આપણે સ્વધર્મ ચુકીએ છીએ અને પાપમાં પડીએ છીએ એમ સમજવું. બીજાને રાજી રાખવા કે બીજાની આજ્ઞાથી પણ આપણે આપણા સ્વધર્મ તજી શકતા નથી, અને તજીએ તો તેને માટે જવાબદાર થવું પડે. પવિત્ર ધર્મ અથવા ઇશ્વર પ્રત્યેના ધર્મ સૌથી શ્રેષ્ઠ છે, અને સ્વધર્મના મો આગળ સામાજીક ધર્મ ઉતરેછે એમ સમજવું.

હવે પ્રત્યેક સ્વધર્મ વિષે આપણે પૃથક પૃથક વિચાર કરીએ. આ ઠેકાણે જણાવવું જોઇએ કે કેટલાંક કર્ત્તવ્ય સ્વધર્મમાં અને સામાજીક ધર્મમાં ભેળસેળ થાયછે, અથવા બન્નેને લાગુ પડેછે. કોઇ કર્ત્તવ્ય સ્વધર્મને ખાસ લાગુ છતાં સામાજીકમાં તેમનો ગૌણ ઉપયોગ થાય છે.

## પ્રકરણ ૧ લું.

### સ્વચ્છતા.

શરીરનું રક્ષણ કરવું એ પ્રાણીની ફરજછે. શરીર સારી સ્થિતિમાં ન હોય તો મન સારી સ્થિતિમાં રહી શકતું નથી. શરીરને મલીનતા બગાડેછે, માટે તે સ્વચ્છ રાખવાની જરૂરછે. શરીરની સ્વચ્છતા નહાવા ધોવાથી થાયછે. ન નહાવાથી શરીર ઉપર મેલ ચટેછે, અને તેથી ખસ, કોઢ, અને વખતે ભયંકર ચેપી રોગ થાયછે. મેલ ચટવાથી ચામડીનાં છિદ્ર પુરાઇ જાયછે, તેથી પરસેવા વડે શરીરની અંદરનો મેલ બહાર નીકળી શકતો નથી. જો પરસેવો અને મેલ ચામડીનાં છિદ્ર વડે બહાર નીકળી ન શકે, તો તેથી અનેક જાતના રોગ પેદા થાયછે. શાસ્ત્રકારોએ "નિર્મળપણું" એ સ્ત્રીનો મુખ્ય ગુણ કહયોછે, તેનું વિશેષ કારણ એ છે કે સ્ત્રીઓને વારંવાર એવાં કામકાજમાં ગુથાવું પડેછે, કે જે વડે, તેમનું શરીર ગંદુ કે મેલું થાય. વળી રસોઇ પાણી તેમને હાથ હોવાથી તેમની મલીનતાવડે તે મલીન થાય, અને તેનો ગેરલાભ ઘરમાંનાં સૌ માણસોને ભોગવવો પડે.

શરીર શુદ્ધિ વડે આત્માનીશુદ્ધિ એ ચઢણછે, એ વાત આપણે પવિત્ર ધર્મ વિષે કહેતા જણાવી ગયા છીએ. જેમને બહારના ગંદવાડની ખરેખરી ચીડ હોયછે, તેઓને અનીતિરૂપી ગંદવાડ પણ કંટાળો આપેછે; એટલે તેઓ અનીતિના માર્ગથી દૂર રહેછે. આપણા ખોળીઆને વળગેલો મેલ સાફ કરતા પાપી કર્મના સ્પર્શે કરીને આત્માને ચઢતા મેલને ધોઇ નાખવાની જરૂર આપણને દીસી આવેછે, અને તેથી તે ધોઇ નાખવાની કાળજી રખાયછે.

નહાવાની ફરજ દરેક સ્ત્રી સમજેછે, પરંતુ તે અદા કરવામાં જોઇએ તેવું ધ્યાન અપાતું નથી. બે ચાર લોટા પાણી શરીર ઉપર ઢોળ્યું, એટલે નાહ્યા એમ સ્ત્રીઓ સમજેછે, પણ એથી કંઇ લાભ થતો નથી. ચોળી મસળીને નહાયા વગર શરીરનો મેલ જતો નથી. નહાયા પછી કરકરા કપડાથી શરીરને ભાર દઇ લુછયા વગર ચામડીના છિદ્રો ખુલા થતા નથી. કપડું ખૂબ ઘસવાથી લોહીના ફરવાને તથા નસો પિંડીઓને સારો લાભ થાયછે, અને શરીર હલકું ફૂલ જેવું લાગેછે. કોઇ કોઇ વાર સાબુ ચોળવાથી ચામડી વધારે સાફ થાયછે. જે ઋતુમાં ચામડી લુખી પડેછે તે ઋતુમાં તેલ, ફુલેલ વગેરેનું મરદન સારો લાભ આપેછે. સુગંધી પદાર્થો લગાડવાથી મનને વધારે આનંદ થાયછે. માથાના વાળ ચોળવા હોળવામાં સ્ત્રીએ વધારે સાવચેત રહેવાનુંછે લટીઆ બાઝી જાય કે તેમાં જૂઓ પડે તો ફુવડપણું દેખાય અને વતડ વતડ કરવાથી માથામાં નખીઆ ને ગડ ગુમડ થાય. દક્ષણી સ્ત્રીઓ ફુલેલ નાખીને રોજ ચોટલા હોળેછે, તે રીત આપણું અહીં દાખલ થવી જોઇએ

શરીરની સ્વચ્છતાની સાથે કપડાની સ્વચ્છતા રહેવી જોઇએ. મેલા કપડાથી શરીરમાં રોગ પેદા થાયછે. સ્વચ્છ કપડા શરીરનો મેલ શોષેછે, ત્યારે મેલા કપડાનો મેલ શરીરને વળગેછે. ઘણીવાર મેલા કપડાં અંદરના ભાગમાં અને સ્વચ્છ ધોએલા કપડા તે ઉપર પહેરવામાં આવેછે. લોકની બીકથી ડરીને ઉપર સ્વચ્છતા બતાવવી, અને પોતાના શરીરને નુકસાન કરશે તેની દરકાર ન રાખવી એ બરાબર નથી. અંદરના કપડાતો ખાસ કરીને સ્વચ્છ રાખવા જોઇએ. બહાર જઇએ ત્યારે સ્વચ્છ કપડાં પહેરીએ અને

ઘરમા કે સૂતી વખતે મેલાં કપડાં વાપરી શરીરને અસુખાકારીમાં નાંખીએ તે અયટિતછે. મેલી પથારીમાં માકણ થાયછે અને તે આપણને ત્રાસ આપેછે. મેલી ચાદરોને તેલથી ખરડાએના ઉસીકા કેવાં ખરાબ લાગેછે! આપણે અહીં ઈશ્વરે પાણી જોઈએ તેટલું આપેલુંછે, તે છતા નહાવા ધોવામા કંજુસાઈ શા માટે કરવી? વળી આ વાત પણ યાદ રાખવાની કે કપડાં ધોવાથી તેનો આવરદા વધેછે અને મેલા રાખવાથી તે જલદી ફાટી જાયછે, માટે કપડાં ધોવાથી કરકસરનો ધર્મ પાળવામાં આપણને મદદ મળેછે, એમ સમજવું.

લોકો નિંદા કરશે એ ભયથી આપણે બહાર જતી વખતે ઉપરનાં કપડા સ્વચ્છ પહેરવાની કાળજી રાખીએ છીએ, પણ સ્વચ્છ રહેવું એ આપણો સ્વધર્મ છે, અને તે પાળવાની આપણી ફરજછે, એમ સમજીને શરીર અને કપડાં સ્વચ્છ રાખવા જોઈએ. આપણે અહી સ્વચ્છતા એ ધર્મનો ભાગ ગણાયછે. નહાયા વગર જમાય નહિ, એવી ફરજ બીજા ધર્મમા નથી. આચારને ધર્મનો ભાગ ગણવામા ડહાપણ વપરાયુછે; કેમકે આચાર એ સ્વધર્મછે. માત્ર હદથી જાદે પાળવાથી તે લાભને બદલે નુકસાન કરેછે. દાખલા તરીકે જાજરૂ જઈ આવીને નહાવુ એ સારી વાતછે, પરંતુ તાવ આવતો હોયકે અતિસાર અથવા મરડો થવાથી ઘડીએ ઘડીએ જાજરે જવું પડતું હોય, તોપણ નહાવાની હઠ કરીએ તો શરીરને ખોસવું પડે. શાસ્ત્રકારોએ એવે સમે ન નહાવાની છૂટ રાખેલીછે છતા, ઘણી વાર સ્ત્રીઓ હઠ કરીને શરીર બગાડેછે. એજ પ્રમાણે ગરમ કરતા ટહાડે પાણીએ નહાવું વધારે લાભકારક ગણાયછે; પરંતુ કડકડતી ટહાડમા ઠંડા પવનના ઝપાટાથી શરીર ધ્રુજતું હોય, તોપણ ગામ બહાર જઈ નદી કે તળાવમા ડુબકી મારવાથી નુકસાન થાયછે. ઠંડા પાણીથી નહાવું હોયતો બંધીઆર જગામાં જ્યાં પવન ન આવતો હોય ત્યાં નહાવું જોઈએ. ખુલ્લી જગામાં જ્યા માણસોનો અવરજવર હોય, ત્યા કપડું પહેરીને નહાતા આખુ શરીર ચોળી મશાળી શકાતુ નથી, માટે નહાવાને સારૂ એકાન્ત જગા પસંદ કરવી જોઈએ.

ઘણી વાર માણસની પરીક્ષા તેના શરીર ને કપડાં ઉપરથી થાયછે. જેઓ મેલાં હોય તે ઘણું કરીને એદી ને અનિયમિત હોય. મેલા ઘેલાં રહેનાર

લોકના મતની દરકાર રાખતા નથી એમ માલમ પડે એવી ઘેલી સ્ત્રીઓ પુઅડ-મા ખપેછે. તેમના ગોળાનુ પાણી પણ પીવુ ગમતુ નથી. જેમને મેલા ઘેલા રહેવાની ટેવ હોય, તે પોતાના છોકરા છૈયાની સ્વચ્છતા માટે પણ બેદરકાર રહે તેઓની પાસે બેસવુ બીજાને ગમતુ' નથી. મલીન સ્ત્રીનુ ઘરબાર મલીન હોય, ઘરની વ્યવસ્થા ના પસંદ કરવા જેવી હોય, અને તેથી લોકો તેના વિષે હલકુ મત બાંધે છે.

---

# પ્રકરણ ૨ જું.

## ઉદ્યોગ.

ઇશ્વરે માણસને કામ કરવા માટે સરજ્યુ છે આળસુ થઇ બેશી રહેવા સરજ્યુ નથી. એનો પૂરાવો એજ કે માણસ આળસુ થઇ બેશી રહે, તો તેનુ' શરીર ખરાબ થાય, અને શરીરના પોષણને માટે ને સુખને માટે જે સાધનો જોઇએ, તે ઉદ્યમ વગર મળતા નથી. જેમને ગુજરાન ચલાવવા માટે ઉદ્યોગ કરવાની જરૂર નથી, એવા શ્રીમંત, સરદાર કે રાજાઓને શરીરની સુખાકારી માટે કંઇને કંઇ કરવુ પડેછે. જેઓ કંઇ કરતા નથી, તેઓ શરીર સંપત્તિ ભોગવી શકતા નથી. એવા લોકોની સ્ત્રીઓ પીળીપાડુરોગી, નબળી કે હમિયલ જોવામા આવેછે, અને તેમને પ્રજાનુ સુખ પણ ભાગ્યેજ મળેછે. તેઓ આખો દહાડો પગપર પગ ચઢાવીને બેશી રહેછે, કે સવામણની તળાઇ પર પડી રહેછે, અને એજ એમની નબળાઇનું કારણ થાયછે. શરીરની રચના જોશો તો તમને જણાશે, કે પાચન કરનાર સંચો નિરંતર પોતાનુ કામ કર્યા કરેછે, ફેફસાં દમ લેયા કરેછે, અને લોહી આખા શરીરમા ફર્યા કરેછે, પરંતુ એ સૌ જો શરીરને કાંઇ ઉદ્યમથી કે કસરતથી કસવામા આવે તો વધારે સારૂ કામ કરેછે અને તેમ ન કરીએ તો તે મંદ પડેછે તમે ભારે ખોરાક ખાઇને બેશી રહેશો તો અપચો થશે ખૂબ કામ કરશો, કે મજલ કરશો, કે કસરત કરશો, તો ખાધેલુ પચી જશે, અને ભૂખ વહેલી લાગશે.જેમ ખોરાક વધારે ખવાય અને પચાવાય,તેમ શરીરનો બાંધો મજબૂત

થાય, કેમકે શરીરનો આધાર ખોરાક ઉપરછે. એ માટે શરીર કસાય એવા ઉદ્યમ કે કસરતની જરૂર સૌનેછે લોઢું જેમ પડી રહેવાથી કટાઇ જાયછે,તેમ માણસનું શરીર પડી રહેવાથી કટાયછે. લોઢાને જેમ વાપરીએ છીએ તેમ તે સારૂં રહેછે, તેજ રીતે માણસનુ શરીર વાપરથીજ સારૂં રહેછે. એ માટે દરેક સ્ત્રીએ પોતાના શરીરને માફક આવે ને તે મજબૂત થાય એવા ઇલાજ લેવા જોઇએ. એ ઇલાજમા ઉદ્યમ મુખ્યછે,કેમકે તે જેમ શરીરને કમેછે તેમ નિર્વાહ માટે કમાણી પણ કરી આપેછે. જેઓને કમાણીની જરૂર નથી એવી શ્રીમાન સ્ત્રીઓને માટે પરોપકારના ઉદ્યમ ઘણાછે. તેઓ ધારે તો અનાથ લોકોના દુઃખ નિવારણ કરવાનો ઉદ્યમ લઇ બેસે. એથી તેમને "એક પંથ ને દો કાજ" જેવો લાભ મળેછે, એટલે તેઓ પરોપકાર ને ઉદ્યમ એવા બે કર્તવ્ય એકી વખતે કરી શકેછે. ભૂખે મરતા ને રોગે રિબાતા અનાથ લોકોની સંખ્યા ઘણી હોયછે. ઘેર આવે તેમને આપણે ચપટી ચાગળું આપીએ તે વાત જૂદીછે; પરંતુ કેટલાક એવા હોય છે કે જેઓ આબરૂના માર્યા ભીખ માગવા જતાં નથી કે અતિ અશક્તિને લીધે બહાર નિકળી શકતા નથી. એવા લોકોને ઘેર જઇને મદદ કરવાનો આપણામા રિવાજ નથી. જ્યારે તાવ વગેરેનો ઘણો વાવડ ચાલેછે, ત્યારે સેકડો લોકો ભૂખમરાને લીધે ઓસડ ઉપચાર વગર કે ચાકરી બરદાસને અભાવે બહુ રીબાયછે, કે મરણ પામેછે. આવા લોકોને મદદ કરવી એ કેટલુ પૂણનુ કામછે? વિલાયતમાં પૈસાદાર સ્ત્રીઓ ને કુમારીકાઓ આ કામ કરેછે. તેઓ દુઃખે રીબાતાને ઘેર જઇ તેમને ઉશીકે બેસેછે, ઓસડ વેસડ આપેછે, માંદાને યોગ્ય ખોરાક કરી આપેછે અને તેમને જોઇએ તેવા કપડાં લત્તા પણ પોતાને ખરચે પૂરા પાડેછે. કોઇ લડાઇને પ્રસંગે ઘવાયલાઓની ચાકરી બરદાસ કરવા માટે ઘણી સ્ત્રીઓ મુસાફરીના સંકટ વેઠીને લડાઇના પ્રસંગનું જોખમ દિલમા ન ધરીને દૂર દેશાવર જવાની હિંમત ભીડેછે. દવાખાનાઓમા દરદીઓની માવજત કરવા કે તેમને કોઇ પણ રીતે ઉપયોગી થવાનું કામ ઘણી સ્ત્રીઓ કરેછે. દેદખાનું,અનાથ આશ્રમ વગેરે સ્થળોએ જઇ ત્યાના અભાગીઆ મનુષ્યોને તેઓ સુખ આપવા તત્પર થાયછે આપણે અહીની શ્રીમંત સ્ત્રીઓ નથી ઘરનું કામકાજ કરતી, નથી આવા કોઇ ધર્મના કાર્ય લઇ બેસતી, કે નથી શરીર કસાય એવી કસરત કરતી. દેવ દર્શને જવુ હોય, કે કોઇને મળવા જવું

હોય તો તેમને ગાડી જોઇએ. કેટલીક સ્ત્રીઓને જન્મ પર્યંત ચાલવાનુંજ મળતું નથી, તેથી કોઇ પ્રસંગે ચાલવું પડે તો તે હાંફી જાયછે. અવઘડતે પ્રસંગે કંઇ કામ કરવાની ફરજ પડે,તો તેનું બેહેલ ને મહાવરા વગરનું શરીર કંઇ કરી શકતું નથી.

કામ કરવામાં નાનમ નથી એમ સૌ કહેછે, તથાપિ ચઢતા વર્ગના લોક ઘણાં કામ નાનમનાં સમજેછે. જેઓ ચાકર નોકર રાખી શકે એવાં હોય, તે ઘરનું કામ કાજ કરવામાં નાનમ સમજેછે. પોતાને પાણી જોઇતુ હોય, તો ચાકરડી પાસે માગે, તાપ લાગતો હોય, તો પોતાને હાથે વીંઝણા વડે વા પણ નાંખી ન શકાય. એક શેઠ જમવા બેઠા હતા. તેની સ્ત્રી તેમને વીંઝણા વડે વા નાંખતી હતી, એટલુંજ નહિ પણ ખીચડીના કોળીઆ કરી શેઠના મોમાં મૂકતી હતી, તે છતાં પણ શેઠ અઃ અઃ કરી કુંસતા હતા, તે જોઇ શેઠાણીએ કહ્યું, ખીચડીના કોળીઆ કરી હુ તમારા મોમાં મૂકુંછું અને વીંઝણા વડે વા નાંખુંછું, તે છતાં તમે કેમ કુંસોછો? શેઠ બોલ્યા, એ તો ખરૂ પણ કોળીઆ ચાવવા પડેછે મારે કેની? હાથે કરીને આવી સ્થિતિમાં આવવું તેના કરતાં તો મરવું સારૂં. આપણને ઇશ્વરે હાથ પગ કામ કરવા માટે આપ્યાછે. ચાકર નોકર વગેરે કામ કરનાર હોય, તોપણ આમ તેમ ફરવા હરવાથી, ચાકર નોકરો ઉપર દેખરેખ રાખવાથી, ને કેટલુંક કામ હાથે કરવાથી આપણને બેવડો લાભ થાયછે. કૈલાસવાસી મહારાણી જમનાબાઇ સાહેબ અનેક દાસ દાસીઓ છતાં ચોખા દાળ જાતે વીણવા બેસી જતાં, અને પરદેશમાં હોય ત્યારે ઘોડાપર બેસી વગડામાં રપેટી મારી આવતાં. ઘણા રસોઇઆ છતાં રાજાની રાણીઓ પોતાના પતિને માટે કેટલીકવાર હાથે રસોઇ કરતા અને કરેછે.

વિલાયતમા જેમને કામ કરવાનું હોતું નથી,તેઓ શરીરની સુખાકારી માટે બીજા ઇલાજ લેછે. છોકરાની પેઠે છોકરીઓ નિશાળમા કસરત કરેછે, અને અનેક રમતો રમેછે. ઘેર ગાડી ઘોડા છતાં તેઓ પગે ચાલીને ફરવા જાયછે. એથી બે લાભ થાયછે,એકતો શરીર કસાયછે,ને બીજે ગામ બહારની ચોખ્ખી હવા મળેછે. આપણે અહીં સ્ત્રીઓમા આ રીતે હરવા ફરવાનો રિવાજ નથી, પરંતુ પોતાના ધણી કે બાળબચ્ચાં સાથે કે સાહેલીઓ સાથે ફરવા જાય, તો

હરકત નથી. ગામ બહાર દેવદર્શને જનાર પગે ચાલીને જાય, તો તેમને વધારે લાભ થાય. કામ કાજકે દેખરેખને નિમિત્તે પાંચ પચીસવાર નિસરણી ચઢે ઉતરે કે જુદા જુદા ખંડોમાં જઈ આવે તોપણ ફાયદો થાય. કસરતની ખાતર પાણી ખેંચવાનું, દળવા ખાંડવાનુ, કે એવું કંઈ કામ કરે, તો તેથી આબરૂ ન જાય.

મધ્યમ વર્ગના લોકો મોટાઈનો ડોળ કરવા જાયછે, તેથી તેમને બેવડું નુકસાન થાયછે. પોતાની સ્થિતિને છાજે એવી રીતે રહેવું જરૂરનું છે; પરંતુ સ્થિતિ હોય તે કરતાં વધારે ચઢીઆતી બતાવવાનો ડોળ ઘણાં કરેછે. એવો ડોળ કરવાથી ખરચ વધારે થાયછે અને શરીર બગડેછે. ચાકર નોકર રાખવા જેવા સ્થિતિ હોય તો ભલે તે રાખવા, પણ તેમ કરીને આપણે એદી થઈ જવું એ સારૂં નથી. આપણાથી થાય તેટલું કામ આપણે અવશ્ય કરવું જોઈએ; કેમકે તેમ કર્યા વગર આપણા શરીરની સુખાકારી જળવાતી નથી. આપણે કામ લઈ બેસીએ તો ચાકરો વધારે કામ કરેછે. આપણી તેમનાપર દેખરેખ હોય તો તે કાળજીવાળા થાયછે. આપણી ટેવ આપણાં છોકરાંમાં આવેછે. આપણે કામમાં ભાગ લઈએ તો વખતે ચાકર ઓછા રાખવા પડે, અને તેથી પૈસાનો લાભ થાય.

બહુત મજૂર વગેરે ગરીબ લોકોની સ્ત્રીઓ ઘણી મહેનતુ હોયછે, તેથી તેમને માટે કંઈ કહેવાનું રહેતું નથી. તેઓ ઘરનું સઘળું કામકાજ કરેછે, એટલુંજ નહિ પણ પોતાના ધણીને તેઓ મદદગાર થઈ પડેછે. તેઓ પગે ચાલતી ગમે ત્યાં જાયછે, તેમને કસરત અને ખુલ્લી હવા જોઈએ તેટલી મળેછે, તેથી તેઓ ઉંચ વરણને મુકાબલે શરીરે મજબૂત ને કદાવર અને છાતીએ ધૈર્યવાન ને બહાદુર હોયછે. તેમને વરસોનાં વરસો પર્યંત ઓસડની પણ જરૂર પડતી નથી. માત્ર જેઓ અતિ ગરીબ હોયછે, તેમને હદથી જાદ મહેનત કરવી પડેછે અને તેથી તેમનું શરીર તૂટી જાયછે, તેમ ભૂખમરાથી પણ તેમનું શરીર ખરાબ થાયછે.

ઉદ્યોગથી જેમ શરીરને લાભ થાયછે તેમ તેથી મનને પણ લાભ થાયછે. જેમને કામ નથી હોતું તે પડયાં પડયાં અનેક કુતર્ક કર્યા કરેછે. “ નવરૂં

એઠું નષાદ ધાલે," એ કહેવત પ્રમાણે આળસુ માણસ સતુધર્મ ચુકેછે અને અનળે રસ્તે ચહેછે. જે કામમાથી પરવારતુ નથી અથવા જે હમેશ કામમાં ગુથાએલુ રેહેછે તેને કુતર્ક કરવાનો કે અવળે રસ્તે જવાનો વખત મળતો નથી. ઉદ્યોગથી આરોગ્યતા જળવાયછે અને આરોગ્ય શરીર તે આનંદ ને સુખનુ મૂળછે. કહેવત પણ છે, કે પહેલુ સુખ તે જાતે નર્યા. ઉદ્યોગથી પૈસો ટકો પેદા થાયછે, અને પૈસો પણ સુખ અને આનંદ આપેછે. આળસ એ સર્વ દુર્ગુણોની માતાછે. જેઓ નવરા પડેછે તે બીજાની નિંદા કરેછે, લોકોની ખોડખાપણ શોધેછે, કે કોઇના ઘર ભગાવવા તૈયાર થાયછે. જેઓ જવાનીમા આળસ રાખેછે, તેઓ આધેર અવસ્થામા ને ઘરડપણમા પસ્તાયછે, કેમકે રોગી શરીર ને ગરીબ અવસ્થા એ તેમને પાલે પડયા હોયછે.

કામ નિરંતર જોઇએ, પરંતુ તે ગજા ઉપરાત કર્યાથી લાભને બદલે નુકસાન થાયછે હદપાર મહેનત કરવાથી તનદુરસ્તી બગડે જે મળનાર નથી તેને માટે બાથોડીઆ ન મારવા. આભ ઉંડળમા લેવાની આશા રાખીએ તે સફળ ન થાય. ગેરવાજબી મતલબ પાર પાડવા માટે ખોટો ઉપયોગ પણ ન કરવો, કેમકે તેથી નીતિનો ભંગ થાયછે. કોઈ પણ કામ નીતિથી વિરૂદ્ધ હોય અને તેથી ગમે તેટલો લાભ મળવાનો સંભવ હોય, તોપણ તે કદી ન કરવુ. જે કરવાની કર્તવ્ય આપણને ફરજ પાડે તે કરવા ચૂકવું નહિ.

---

## પ્રકરણ ૩ જું.

---

### પરહેજી.

પરહેજી એટલે પરિમિતા, અંદાજો અથવા હદમા રહેવુ તે. મંદવાડમા પરહેજી પાળવા વૈદ્ય કહેછે, એટલે ન પચે એવુ કે રોગ વધારે એવુ ખાવાની તે મના કરેછે. નિત્યના ખાવા પીવામા જો અકરાતાવેડા રાખીએ એટલે વારે વારે ખાઇએ, બહુ ખાઇએ, કે ન પચે એવુ ખાઇએ, તો તે બદપરહેજી કહેવાય. એમ કરવાથી ખોરાક લાભને બદલે નુકસાન કરેછે. પાણીનુ પણ એજ પ્રમાણે સમજવુ.

હરકત નથી. ગામ બહાર દેવદર્શને જનાર પગે ચાલીને જાય, તો તેમને વધારે લાભ થાય. કામ કાજકે દેખરેખને નિમિત્તે પાંચ પચીસવાર નિસરણી ચઢે ઉતરે કે જૂદા જૂદા ખંડોમાં જઈ આવે તોપણ ફાયદો થાય. કસરતની ખાતર પાણી ખેંચવાનું, દળવા ખાંડવાનુ, કે એવુ કંઈ કામ કરે, તો તેથી આબરૂ ન જાય.

મધ્યમ વર્ગના લોકો મોટાઈનો ડાળ કરવા જાયછે, તેથી તેમને એવડું નુકસાન થાયછે. પોતાની સ્થિતિને છાજે એવી રીતે રહેવું જરૂરનુ છે; પરંતુ સ્થિતિ હોય તે કરતાં વધારે ચઢીઆતી બતાવવાનો ડાળ ઘણાં કરેછે. એવો ડાળ કરવાથી ખરચ વધારે થાયછે અને શરીર બગડેછે. ચાકર નોકર રાખવા જેવા સ્થિતિ હોય તો ભલે તે રાખવા, પણ તેમ કરીને આપણે એદી થઈ જવું એ સારૂં નથી. આપણાથી થાય તેટલું કામ આપણે અવશ્ય કરવું જોઈએ; કેમકે તેમ કર્યા વગર આપણા શરીરની સુખાકારી જળવાતી નથી. આપણે કામ લઈ બેશીએ તો ચાકરો વધારે કામ કરેછે. આપણી તેમનાપર દેખરેખ હોય તો તે કાળજીવાળા થાયછે. આપણી ટેવ આપણાં છોકરાંમાં આવેછે. આપણે કામમાં ભાગ લઈએ તો વખતે ચાકર ઓછા રાખવા પડે, અને તેથી પૈસાનો લાભ થાય.

ખેડુત મજૂર વગેરે ગરીબ લોકોની સ્ત્રીઓ ઘણી મહેનતુ હોયછે, તેથી તેમને માટે કંઈ કહેવાનું રહેતું નથી. તેઓ ઘરનું સઘળું કામકાજ કરેછે, એટલુંજ નહિ પણ પોતાના ધણીને તેઓ મદદગાર થઈ પડેછે. તેઓ પગે ચાલતી ગમે ત્યાં જાયછે, તેમને કસરત અને ખુલ્લી હવા જોઈએ તેટલી મળેછે, તેથી તેઓ ઉંચ વરણને મુકાબલે શરીરે મજબૂત ને કદાવર અને છાતીએ ધૈર્યવાન ને બહાદુર હોયછે. તેમને વરસોનાં વરસો પર્યંત ઓસડની પણ જરૂર પડતી નથી. માત્ર જેઓ અતિ ગરીબ હોયછે, તેમને હદથી જાદે મહેનત કરવી પડેછે અને તેથી તેમનું શરીર તુટી જાયછે, તેમ ભૂખમરાથી પણ તેમનું શરીર ખરાબ થાયછે.

ઉદ્યોગથી જેમ શરીરને લાભ થાયછે તેમ તેથી મનને પણ લાભ થાયછે. જેમને કામ નથી હોતું તે પડયાં પડયાં અનેક કુતર્ક કર્યા કરેછે. “ નવરૂં

બેઠુ નખોદ ઘાલે, ” એ કહેવત પ્રમાણે આળસુ માણસ સતુધર્મ ચુકેછે અને અવળે રસ્તે ચઢેછે. જે કામમાથી પરવારતુ નથી અથવા જે હમેશા કામમા ગુથાએલું રેહેછે તેને કુતર્ક કરવાનો કે અવળે રસ્તે જવાનો વખત મળતો નથી ઉદ્યોગથી આરોગ્યતા જળવાયછે અને આરોગ્ય શરીર તે આનદ ને સુખનુ મૂળછે. કહેવત પણ છે, કે પહેલું સુખ તે જાતે નર્યા. ઉદ્યોગથી પૈસો ટકો પેદા થાયછે, અને પૈસો પણ સુખ અને આનદ આપેછે. આળસ એ સર્વે દુર્ગુણોની માતાછે. જેઓ નવરા પડેછે તે બીજાની નિદા કરે છે, લોકોની ખોડખાપણ શોધેછે, કે કોઇના ઘર ભગાવવા તૈયાર થાયછે. જેઓ જવાનીમા આળસ રાખેછે, તેઓ આધેર અવસ્થામા ને ઘરડપણમા પસ્તાયછે કેમકે રોગી શરીર ને ગરીબ અવસ્થા એ તેમને પાસે પડયા હોયછે.

કામ નિરતર જોઇએ, પરતુ તે ગજા ઉપરાત કર્યાથી લાભને બદલે નુકસાન થાયછે હદપાર મહેનત કરવાથી તનદુરસ્તી બગડે. જે મળનાર નથી તેને માટે બાથોડીઆ ન મારવા. આભ ઉડળીમા લેવાની આશા રાખીએ તે સફળ ન થાય. ગેરવાજબી મતલબ પાર પાડવા માટે ખોટો ઉપયોગ પણ ન કરવો, કેમકે તેથી નીતિનો ભગ થાયછે. કોઇ પણ કામ નીતિથી વિરૂદ્ધ હોય અને તેથી ગમે તેટલો લાભ મળવાનો સભવ હોય, તોપણ તે કદી ન કરવુ. જે કરવાની કર્ત્તવ્ય આપણને ફરજ પાડે તે કરવા ચૂકવુ નહિ.

---

## પ્રકરણ ૩ જું.

### પરહેજી.

પરહેજી એટલે પરિમિતા, અદાજે અથવા હદમા રહેવુ તે. મદવાડમા પરહેજી પાળવા વૈદ્ય કહેછે, એટલે ન પચે એવુ કે રોગ વધારે એવુ ખાવાની તે મના કરેછે. નિત્યના ખાવા પીવામા જો અકરાતારેડ રાખીએ એટલે વારે વારે ખાઇએ, બહુ ખાઇએ, કે ન પચે એવુ ખાઇએ, તો તે બદપરહેજી કહેવાય એમ કરવાથી ખોરાક લાભને બદલે નુકસાન કરેછે. પાણીનુ પણ એજ પ્રમાણે સમજવુ

કોઈ પણ જાતની કેફથી અળગા રહેવું એ પુરૂષો કરતાં પણ સ્ત્રીઓને વધારે જરૂરનું છે; કેમકે એથી તેમનું નબળું શરીર વધારે ખરાબ થાયછે, તેમના પોચા મનપર તેની વધારે અસર થાયછે, અને તેની માઠી અસર તેનાં છોકરાં છૈયાંમાં દાખલ થાયછે. સારા ભાગ્યે આપણે અહીં ઊંચ વર્ગની સ્ત્રીઓ દારૂ તાડીથી દૂરજ રહેછે. હલકી વરણમા પણ થોડીજ સ્ત્રીઓ નિશો કરનારી હોયછે. એટલા માટે એ વિષે જે બોધ સુધરેલા દેશોની સ્ત્રીઓને આપવો પડેછે તે આપણી સ્ત્રીઓને માટે જરૂરનો નથી. કોઈ રોગને પ્રસંગે ડૉક્ટર લોકો વખતે દારૂ આદિ લેવાની ભલામણ કરેછે, તોપણ બનતા સુધી તેને છાંયડે ઉભા ન રહેવું એજ સારી વાતછે; કેમકે કેફ એવી ચીજ છે કે તે ગળે પડયા પછી છોડી શકાતી નથી. શરૂઆત થોડેથી થાયછે અને પછી તે વધેછે. એથી તનની અને મનની ખરાબી થાયછે. એથી માણસ પશુની સ્થિતિને પહોંચેછે. ઉન્નતિને બદલે અધોગતિએ લઈ જનારી એ બુરી ચીજ છે. એથી અનીતિને રસ્તે ચઢાયછે. પોતાનો જીવ પોતાને હાથ ન રહેવાથી માણસ ગમે તેમ કરી બેસેછે. અફીણ, ભાંગ, ગાંજો, વગેરે બીજી કેફી ચીજોછે તેનો વાપર હિંદુ સ્ત્રીઓમાં કવચીતજ થાયછે. ધર્મને નિમત્તે પણ ભાંગનો છાંટો ન લેવો એ વધારે સારૂં છે. પરહેજી એટલાં ખાન પાનને માટેજછે એમ ન સમજવું. પરહેજીની ખરી વ્યાખ્યા "આપણા મનોવિકારને અને તૃષ્ણાઓને યોગ્ય રીતે વશ રાખવાં" એવી થાયછે. કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર અને માયા એ ખટ રિપુને મનોવિકાર કહેછે. એ મનોવિકારને આપણે બહેકાવીએ તો તે બદપરહેજી કહેવાય. તેમને વશ રાખવા એનું નામ પરહેજી. એજ રીતે જે મળી શકે એવું ન હોય તે મેળવવાની ઇચ્છા કરીએ તે બદપરહેજી કહેવાય. આપણું મન ઘણીવાર અનેક લાલચોમાં લપટાયછે, તેમાંથા પરહેજીના સદ્‌ગુણ વગર બચા શકાતું નથી. મન એવું વિકારી છે કે તે ગમે ત્યાં જાયછે. મન વિકાર પામ્યું કે ઇંદ્રિયો નિરંકુશ થાયછે. ઇંદ્રિઓને વશ રાખવી અથવા બહેકવા ન દેવી તેનું નામ પરહેજી. જીભને ખામોશ ન રાખવાથી આપણે ઘણીવાર ન બોલવાનું બોલી જઇએ છીએ કે કહેવા ન ધારેલું કહી જવાયછે. એથી આપણે સામાને નારાજ કરીએ છીએ અને પાછળથી પસ્તાઇએ છીએ.

જે ઇંદ્રિઓને કબજે રાખી મનોવિકારને દબાવી શકેછે તેજ સાધવી સ્ત્રીછે. આ કામ કઠીણછે, માટેજ તે પાછળ વધારે ધ્યાન આપવાની જરૂરછે. કઠીણતાના પ્રમાણમા તે સુખ તેથી નિવડેછે. દુર્ગુણના માર્ગથી તે દૂર રાખેછે, કેમકે લાલચ તેનાપર અમર કરતી નથી જગતમા લાલચના પ્રસંગ ઘણા આવેછે પોતાની સ્થિતિનો અસંતોષ ઘણીવાર થાયછે. કેટલીક ચીજો કે બાબતોથી મોહ ઉપજેછે. ઘણીવાર મિજાજ ખોવાનો સમય આવેછે. ઘણીવાર નાણા વગેરેનો મદ થાયછે. ઘણીવાર માયામા ગરકાવ થવાનો વખત આવેછે. પરંતુ જો દૃઢ પરહેજીના સદ્ગુણ વડે મનને દાબી રાકાય, તોજ આપણે દુર્ગુણને માર્ગે ચઢતા અટકી શકીએ છીએ.

પરહેજીથી લાભ ઘણા થાયછે. આપણું મન અવિકારી અથવા નિર્મળ થાયછે, તેથી તે કુતર્ક કરતુ નથી કે કુમાર્ગે દોરવાતુ નથી. આપણુ તન મજબૂત થાયછે, કેમકે ખાવા પીવામા મિતાહાર એ શરીરને પુષ્ટી આપેછે અને દુરાચારથી દૂર રહેતા તે સુખી રહેછે. એથી શરીર ચંચળ રહેછે અને સ્વભાવ કોમળ થાયછે. જેઓ મનોવિકારના કે તૃષ્ણાના ગુલામ થતા નથી, તેઓ પૂરી સ્વતંત્રતા ભોગવેછે. જેઓ તેના દાસ થાયછે, તે હમેશાને માટે દાસત્વ ભોગવેછે. પરહેજી વગર આપણે અધોગતિને પામીએ છીએ, અને લોકોમા અપકીર્તિ મેળવીએ છીએ. આબરૂદાર છતે કેફી માણસની કેવી સ્થિતિ થાયછે તે આપણે જોઇએ છીએ. તે પૈસે ટકે ખુવાર થાયછે, શરીર બગાડેછે, અનીતિને રસ્તે ચઢેછે કે ન કરવાના કામ કરી બેસેછે. જેઓ પૈસાની લાલચ રાખેછે, તેઓ બીજાનુ પડાવી લેવા, બીજાને છેતરવા, લાચ લેવા કે ચોરી કરવા પણ તૈયાર થાયછે પરહેજી વડે લાલચને વશ રાખીએ તો આવા કૃત્ય તરફ આપણુ વલણજ ન થાય.

પરહેજીથી ઉલટ ગુણને બદપરહેજી કહેછે અને તે મોટા દુર્ગુણછે. એની ઉત્પતિ ખાવા પીવામા અકરાતા વેડા રાખવાથી, તુચ્છ વાસનાઓને તાબે થવાથી, કામ ધંધા વગર નિરૂદ્યમી રહેવાથી, અતિ તૃષ્ણાથી અને આળસુ કે ખરાબ સાથીઓથી થાયછે. એ દુર્ગુણ ઈંદ્રિય સુખપર અયોગ્ય શોખ કરાવેછે, અનિયમિત વાસનાને બહેકાવી મૂકેછે, અસાધારણ ખાવા પીવાની લાલચ કરાવેછે, એદીપણુ લાવેછે, અને ઓઢવા પહેરવામા જોઇએ તે

કરતા વધારે વખત ને પૈસા ગુમાવેછે. કેટલા એક પોતાની સ્થિતિ સારી ન છતા મોટાઈનો ડોળ દેખાડવા કે શોભાને સારૂ ઘર દાગીના ને લુગડા લત્તામા ઘણા પૈસા ખરચીને માઠી હાલતમાં આવી પડેછે જે સુખ સાદાઈમા છે તે ભભકામા નથી. સાદાઈના જેટલા વખાણ થાયછે તેટલા ડોળના થતા નથી.

પરહેજીની ટેવ પાડવી એ કમ સહેલુ નથી. ઘણીવાર માણસ લાલચમા લપટાયછે, વખાણથી ફૂલાયછે, ક્ષણિક મોજથી અંજાય છે અને મનોવિકારને વશ થાયછે. મન મારવાનો મોટો સદ્‌ગુણ પ્રથમ મેળવવો જોઇએ, અને તેને સારૂ કોઈવાર નીતિની ને નિરપકારી ગમતોથી પણ દૂર રહેવાનો મહાવરો કરવો. ગંજીફાબાજી વગેરે રમવાની જેને ટેવ હોય, તેણે સખીઓનો આગ્રહ છતા પણ કોઈવાર એવી રમતથી અળગ રહેવુ. આવી બાબતમા જે મન દૃઢ રાખી શકે તેને મોટી બાબતોમા મન દૃઢ રાખવાનુ બની આવેછે. એજ રીતે ગાવાનો જેને ઘણો નાદ હોય તેણે તે કોઈ કોઈવાર તજી દેવો. કોઇને દિવસે થોડુ ઉંઘવાની, છીકણી સુંઘવાની કે તબાકુ ખાવાની ટેવ હોયછે, તે કોઈ કોઈવાર છોડી દેવા તજવીજ કરવી. પડેલી ટેવ કાઢવી મુશ્કેલ પડેછે, પણ જે દૃઢતા વડે તેનાથી કોઈ કોઈવાર દૂર રહી શકેછે, તે પોતાનું મન પોતાને કબજે રાખી શકેછે. મનને કબજે રાખવાનો બીજો ઇલાજ એ છે, કે આપણે બને તેટલુ ધર્મની ને જ્ઞાનની વાતોમા તેને રોકવુ. વળી નીતિને માર્ગે ચઢાવે એવા અને દૃષ્ટાંત રૂપ થઈ પડે એવા મહાન સ્ત્રી પુરૂષોના ચરિત્રો અને બીજા પુસ્તકો વાચવા હરિશ્ચંદ્ર, રામ, વિક્રમ સીતા, મિનળદેવી, અહલ્યાબાઈ, વગેરેના ચરિત્ર સુમાર્ગે ચઢાવે એવા હોય છે.

---

## પ્રકરણ ૪ થું.

### કરકસર.

ઘણી બાબતોમા વચલો માર્ગ ઠીક પડેછે. ખર્ચ કરવાના ત્રણ માર્ગ છે. (૧) ઉડાઉપણું (૨) કરસર (૩) કંજુસાઈ. જેઓ જરૂર કરતા વધારે અને સાધન ઉપરાંત ખર્ચ કરેછે, તેઓ ઉડાઉ કહેવાયછે. જેઓ ઉડાઉ હોયછે તે

એ ખરાબીમા આવી પડેછે. જેઓ કંજુસ હોયછે તેઓ છતે સાધને દુઃખ વેઠેછે. જેઓ કસરીઆં હોયછે તેઓજ સુખમાં રહે છે, અને બીજાને સુખી કરી શકેછે. ઉડાઉપણું ને કંજુસાઇ એ દુર્ગુણછે,અને કરકસર એ સદ્‌ગુણ છે.

કરકસર એટલે માલ મિલ્કતની ધટારત વ્યવસ્થા કરવી અને આપણી પેદાશ તથા સાધનોના પ્રમાણમાં ડહાપણથી ને વિવેકથી ખરચ કરવો તે.કરકસરની જરૂર સ્ત્રીઓને વિશેષછે, કેમકે માલમિલ્કતની વ્યવસ્થા કરવાનું કામ ઘણું-કરીને તેમને હસ્તક હોયછે. પુરૂષો કમાઇ જાણે, પણ તેનો અવેર કરવો એ સ્ત્રીઓના હાથમાં છે. તેઓ જો ખરચખૂટણ કરવામા બેદરકાર રહે,કે મોકળે હાથે લાભોજી લાભોજી કરવા માડે, તો ઘરને ઠેકાણે ધંગોલીઉં થઇ જાય.નાણું ખરચી નાખવું સહેલું છે, પણ તે મેળવવું પરમ કઠીણછે. સો હાથનો ઉંડો ખાડો ખોદીએ તો પણ એક પૈસો હાથ લાગતો નથી.આખો દિવસ વૈતરું કરનાર બે ચાર આના માંડ મેળવી શકેછે. મણ દળણું દળવાની મજુરી કરે તો ભાગ્યે ચાર આના પેદા થાય. કેટલીક પશીનો ઉતરે ત્યારે પૈસો પેદા થાયછે,એ વાત ખરચ કરતી વખતે ધ્યાનમાં રાખવી.ઘણી સ્ત્રીઓ કહેછે, કે"પૈસો કયાં ગયો ને કયાં આવ્યો; થોડા પૈસાથી શુ ઊણું થઇ જવાનુ છે." પૈસો કયા ગયો તેની આપણને ખબર પડતી નથી, પણ તેને મેળવવામા મહેનત પડેછે. થોડા પૈસાથી ઊણું થયું તુર્ત લાગતું નથી, પણ થોડા પૈસા ઘણી વાર ખરચાય તો ખાડો પડે એ વાત ધ્યાનમા રાખવી."કાંકરે કાંકરે પાળ બધાય ને ટીપે ટીપે સરોવર ભરાય,"એ કહેવત યાદ રાખવી,અને એથી ઉલટું એકેક કાંકરો ખસેડવા માંડીએ અને એકેક ટીપું લેવા માંડીએ,તો આખી પાળ ચાલી જાય ને આખું સરોવર ખાલી થઇ જાય.

જેઓ ખરચ કરવામાં અરે રાખતા નથી, તેમને બીજી બાબતમાં પણ અરે રહેતી નથી. કરકસર એકલા પૈસા ખરચવામાં કરવાની છે એમ નથી, પરંતુ,માલમિલકતની વ્યવસ્થા કરવામાં અને આપણા આચરણમા પણ તેનો ઉપયોગછે. આપણા ગજા ઉપરાંત દાનધર્મ કરવા જઇએ તો તેપણ અયોગ્ય કહેવાય, કેમકે ઘરનાં છોકરાં ઘંટી ચાટે, અને ઉપાધ્યાને આટો આપનાથી આપણે એકકર્ત્તવ્ય કરવા જતાં બીજું મહત્વનું કર્ત્તવ્ય ચૂકીએ છીએ.ઇંદ્રિઓને બહેકાવવી

એ એકજાતનું ઉડાઉ પણું છે, અને તેથી પરહેજીનો સદ્ગુણ નેવે મુકાયછે. મનોવિકારને બહેકાવવા એ પણ ઉડાઉ પણું કે બદપરહેજી કહેવાય.

આપણા દેશના સ્ત્રીઓ માટે ભાગે કરકસર કરનારી હોયછે. ઘણીક કરકસર ની હદ ઓળંગી કંજુસાઇની હદમા જાયછે, ત્યારે તે પોતાનુ કર્ત્તવ્ય ચૂકેછે એમ સમજવુ. સાધન છતા પેટ પાટા બાધી વેતરૂ કર્યા કરવું એ ચલાવા લાયક નથી. એથી શરીર બગડેછે અને મન પણ બગડેછે એથી પોતાને સુખ મળતુ નથી અને બીજાને સુખ આપી શકાતું નથી. ઘણા બૈરા ઘરમા કરકસર કે કજુસાઇ કરે અને વરો વાજન આવે ત્યારે ઘેતાળ થાય છે. ખાવાપીવામા કજુસાઇ કરે અને લૂગડા લત્તા ને દરદાગીના પાછળ ગજા ઉપરાત ખરચ કરવા ઉભા થાયછે. વિલાયતી માલ આવ્યા પછી અને વિલાયતી ધાટી દાખલ થયા પછી લૂગડા લત્તાનું ખરચ વધતું ચા લુ છે. આપણા રીત રિવાજ વિનાકારણ કે બીજાની નકલ કરવા માટે બદલના અને વધારે ખરચમા પડવુ, એ કોઈ રીતે પસદ કરવા યોગ્ય નથી.

ધ્યાનમાં રાખવુ, કે કરકસર એ ઘણા સદ્ગુણનુ મૂળછે, અને દુર્ગુણથી રક્ષણ કરનાર એ એક કિલ્લો છે. કેમકે જેઓ કરકસર કરી જાણેછે, તેઓ ઉડાઉપણાથી ઉત્પન્ન થતા દુર્ગુણોમા ફસાતા નથી. કેફ, જુગાર વગેરે કેટલાક કુછંદ પાછળ પૈસા ઉડાવવા પડેછે, તેથા જે કમરીઉ હોય, તે એવા કુછંદમા પડે નહિ. ઈશ્વિર કૃપાથી મળેલા સાધન, જેવા કે ઇંદ્રિઓ, માલમિલ્કત, પૈસો ટકો, વગેરેનો જો આપણે સદ્વ્યય નકરીએ, તો તે બાબતનો ઇશ્વિરને આપણે જવાબ દેવો પડે. ઇશ્વિર જે આપણને આપેછે તે ઉડાઉપણે ગમે તે માર્ગે ખરચી નાખવા માટે નથી. પોતાના સ્વામી અહોરાત મહેનત કરીને પૈસા કમાઇ લાવે, તેનો સ્ત્રીઓ જો ખોટો ઉપયોગ કરે, તો તે ધણી સાથે બેઇમાની કરેછે ધણીને એ વાતની ખબર પડે તો તે નારાજ થાય, અને સ્ત્રીનો કારભાર પોતાના હાથમા લે. એથી સ્ત્રી ઉપરથી ધણીનો વિશ્વાસ ઉઠી જાય અને તેની હલકાશ થાય.

કરકસર વગર આપણે બીજાની તગીઓ કે હરકતો જાણી શકીએ નહિ. "રૂ દોઇની છોકરી ખાજાની ભૂકી દેખે," તેમ જેઓ પોતાપણે રહેછે, તેઓના

મનમા ગરીબ સ્થિતિનો વિચાર આવી શકતો નથી જેમને એવો વિચાર આવી ન શકે, તેઓ તેમને માટે બેદરકાર રહે,તેથી તેમના હૃદયમા દયાનો પ્રવેશ ન થાય. જેઓ ઉડાઉ હોયછે તેઓ સ્વાર્થી હોય છે, તેથી તેઓ બીજાની પરવા કરતા નથી એના માણસનુ કાળજુ મહાવરાથી કઠણ થઇ જાયછે,એટલે તેમનામાથી દયા વૃત્તિ નાશ પામે છે. ઉડાઉના હાથમા પૈસા ટકા આવે, તો તે પોતાના સ્વાર્થને માટે ગમે તે રસ્તે ખરચી નાખે,તેથી તેની પાસે પરોપકાર કરવા માટે પૈસા રહે કયાથી, અને જેની દયા વૃત્તિ બહેર મારી ગઇ હોય તે પરગજુ થાય પણ શી રીતે? એટલા માટે કરકસર એ બહુ જરૂરનો સદ્ગુણ છે, એટલુ જ નહિ પણ તે ઘણા સદ્ગુણનુ મૂળ છે ઉડાઉપણુ જ્યારે દુર્ગુણને માર્ગ દોરેછે, ત્યારે કરકસર સદ્ગુણને રસ્તે ચઢાવે છે. ઉડાઉપણુ પૈસા ને શરીરની ખરાબી કરે છે, ત્યારે કરકસર બન્નેને જાગની રાખેછે ઉડાઉ કરતા તો કંજુસ થવુ પણ સારૂ છે, કેમકે તેથી ઉડાઉ જેવા ભયકર દુર્ગુણ આવતા નથી, અને પૈસો તથા શરીર બન્ને જળવાઇ રહેછે

## પ્રકરણ ૫ મું.

### ધૈર્ય.

એક દાંતના વૈદ્યને પૂછયું કે તમને પુરૂષ અને સ્ત્રીઓમાંથી વધારે તસ્દી કોણ આપેછે? વૈદ્ય બોલ્યો બેશક પુરૂષો.ક્રાઇમીઆની લઢાઇમાં જતા પહેલાં મેં ઘણા અમલદારોના દાંત કાઢયા હતા, અને હું તમને ખાત્રીથી કહું છું કે જેઓ "બાલાકલવા અને "ઇંકરમેન" ના જોદ્ધાઓ ગણાય છે, તેઓ-માંના ઘણાક તમે હાલ જે ખુરશીપર બેઠાં છો, તે ખુરશીપર રહીને કાયર પણે વર્ત્યા હતા.સ્ત્રીઓ જરા બૂમ પાડી ઉઠેછે,પણ તેઓ હમેશા કરેલા કામને માટે મારો ઉપકાર માને છે. પુરૂષો બરાડા પાડે છે, ધુધવાટેછે, અને મને ભાંડેછે. પચીશેક વર્ષ ઉપર કડી પ્રાંતના એક બહારટીઆને ફાંસીની સજા થઇ તે વખતે તેના દશેક વર્ષના છોકરાને લઇને તેની વૃદ્ધ દાદી કડી આવી. તેણે ન્યાયાધિશને વિનંતિ કરી કે મારા દિકરાની લાસ કોઇ અન્ત્યજને હાથ ન જતાં મને મળવી જોઇએ. ફાંસીને વખતે પોતાના પૌત્રને લઇને મા તે સ્થળે આવી. બાપને ફાંસીએ લટકતો જોઇ નાનો છોકરો રડવા લાગ્યો, ત્યારે તે ડોશી બોલી અરે નાદાન રડેછે શું? તારા બાપના જેવાં તારે પણ કૃત્ય કરવાં પડશે, માટે હિંમત રાખ.બહારવટીઓ ફાંસીએ લટકયો અને તેનો જીવ ગયાની ખાત્રી થયે ફાંસીનું દોરડું કાંપી નાખ્યું, એટલે તેનું શબ જમીન ઉપર પડયું. ન્યાયાધિશના હુકમથી તે મડદું ડોશીએ કબજે લીધું, અને તેનું માથું પોતાના ખોળામાં મૂકી તેણે ન્યાયાધિશને કહ્યું, હવે હું લોકાચાર કરૂં છું. અત્યાર સુધી તેની આંખમાં આસું પણ આવ્યું નહોતું.લોકાચારને માટે તે હવે રોવા-લાગી. તેના ધૈર્ય અને હિંમતથી આકર્ષાઇને હું તેને વંદન કરવા માટે તેને ગામ ગયો હતો.ઘણાં દુઃખ અને અડચણો સ્ત્રીઓ મુંગે મોઢે સહન કરેછે. જોકે તાત્કાલિક તેમની લાગણી વધારે ઉશ્કેરાઇ જવાથી તેઓ ગમે તેમ કરી બેસેછે, તો પણ વિત્તાસમ્યા પછી તેઓ સહનશીલ વધારે થાય છે. ધણી કે પુત્રના મરણની વાત સાભળતાં કેટલીક સ્ત્રીઓ વિચાર શુન્ય થઇ જાય છે, છાતી માથું કૂટે છે, જીવ ખોવા તૈયાર થાય છે, અને વખતે કુવો હવાડો કરે છે; પરંતુ ચઢેલો આવેશ ઓછો થતાં તે ઠંડી પડે છે, અને મહાભારત દુઃખ મુંગે મોંઢે સહન કરેછે. ગમે તેવું દુઃખ પડે તો પણ આવેશમા આવી જઇ સાહસ ન કરતા ધીરજ રાખી તે ખમવાને તૈયાર થવું જોઇએ. આપણે જીવ આપીએ, તોપણ જે મરી ગયું તેને ફરીથી દેખનાર નથી.

માથા ટૈયા ફૂટવાથી કંઇ ફળ ન થતા આપણા શરીરને માત્ર ઇજા થાયછે, એ માટે સકટને સમે ધીરજની જરૂર છે.

એક માએ પોતાના દિકરાને આશીષ દીધી જે તારામા કીડીના જેટલુ બળ અને સ્ત્રીના જેટલી હિમત હજો. દિકરાને આથી નારાજ થએલો જોઇને માએ ખુલાસો કર્યો, કે કીડી એટલી જોરાવર હોય છે કે તે પોતાના કરતા પણ વધારે વજનનો અને કદનો ખોરાક ઘસડી જાય છે, અને લાખો કીડીઓ મળે તો તે સાપ સરખાને પણ તાણી જાયછે. સ્ત્રીઓમા હિમત કંઇ જેવી તેવી હોતી નથી તે જો મન ઉપર લે તો ગમે તે કરી શકેછે.માએ ગમે તે સમજીને કહ્યુ હશે, પરતુ હિમત-ખરી હિમતની બાબતમા સ્ત્રી વર્ગ પુરૂષથી ઉતરે છે.આવેશમા આવી જવાથી વખતે ઓડનુ ચોડ કરી બેસેછે,કે સાહસ કરેછે, પરતુ તે ખરી હિમત નથી.

સ્ત્રી જાતિ સામાન્ય પણે બીકણ હોયછે.તેઓ શરીરે નબળી હોવાથી પુરૂષ જેટલી હિંમત રાખી ન શકે કે બહાદુરી બતાવી ન શકે એ વાત તેઓ ખરી, તો પણ તેમની બીકનુ મોટું કારણ મનનુ પોચાપણુ છે. પ્રથમ તો માનીલે છે કે અમે નબળા છીએ. અમે અબળા ( બળવિનાની ) તે શુ કરી શકીએ"બાર બાઇડીએ એક બગલાનુ જોર"એવો ઉખાણો કહી તેઓ પોતાની નબળાઇ સાબિત કરે છે. પરતુ બાર બાઇડીઓ મળે તો ફકત એક બગલાના જેટલુજ જોર કરી શકે, એ વાત તો ખોટી છે,એમ તેઓ પોતેજ કબૂલ કરશે.સ્ત્રી પુરૂષના અગબળમા ઘણો તફાવત નથી. સ્ત્રીઓ દંડકાથી ડરે કે કૂતરાથી પોતાનુ રક્ષણ કરી નશકે એવી છેક નબળી નથી,એમ છતા તેઓ આવી બાબતથી ડરે અને પુરૂષનુ રક્ષણ ખોળવા જાય એ બરાબર નથી.

પુરૂષમા સ્વભાવ જન્ય હિમત વધારે હોયછે, અગર તે મહાવરાથી ને કસરત વગેરેથી વધારે હિમતવાન થાયછે. તેમને સકટના પ્રસગ વધારે આવેછે, તેથી તેમને વધારે હિમતવાન થવુ પડેછે. સદ્ગુણ કેળવવાથી વધેછે, માટે જો સ્ત્રીમા સ્વભાવ જન્ય હિમત ઓછી હોય, તો તેણે તે કેળવવા પાછળ વધારે મહેનત કરવી જોઇએ. મોટા સકટની વાત બાજુએ મૂકીએ, પણ નાના સકટ કે ભય જે વારે વારે આવેછે, તેની સામે થવાને

સ્ત્રીઓ ન લાયક નથી. માત્ર તેઓ મન દ્રઢ કરે, અને હબકી ન જાય, તો હિમત મેળવી શકે. વીંછી નીકળે તે વખતે જો તે ગભરાય નહિ, તો તેને પકડી કે મારી શકે. કુતરૂં કરડવા આવે, તો તે પોતાનો બચાવ પુરૂષની પેઠે કરી શકે. તેના ડોળાથી તે ડરી ન જાય, કે તેના ઘુરકવાથી તે હબક ન પામે, તો પોતાનો બચાવ કરી શકે. હિંમત રાખવાથી ઘણીવાર સંકટમાંથી બચવાના માર્ગ જડી આવે છે. સાલ્લાનો છેડો સળગી ઉઠે તે વખતે ગભરાઇ જઇ બૂમો પાડી નાસાનાસ કરીએ, તો સાલ્લો વધારે સળગે અને શરીર બળી જાય; પણ જો હિમંત રાખીતેને ઓલવી નાંખવાની કે જમીન ઉપર સઇ આળોટવાની, કે સાલ્લો દૂર કરવા કે કોઇ જાડું કપડું લપેટી દેવાની કે એવી કોઇ તદબીર કરીએ તો સંકટથી બચીએ. વીંછી સાપ કરડે તે વખતે ધીરજ રાખી ડંખને ચૂસી લેવાથી કે ડખની ઉપલી બાજુએ મજબૂત પાટો કે દોરી તાણી બાંધવાથી ડંખની ઇજા ઓછી થાય; પણ જો ગભરાઇ જઇ બૂમો પાડયા કરીએ, તો તેથી કંઇ લાભ ન થાય. અકસ્માતને પ્રસંગે ધીરજ અને સમયસૂચકતા ઘણું કરી શકે છે.

આખો દિવસ ઘરમાં ભરાઇ રહેનારને સંકટના ને અકસ્માતના પ્રસંગ થોડા આવેછે, પણ જ્યારે તે આવેછે ત્યારે તેની હિંમત કહ્યું કરતી નથી. જે સ્ત્રીઓને સીમમાં કામ કરવાનું હોયછે, તેઓ વીંછી સાપથી ડરતી નથી, એટલુંજ નહિ પણ તે મારકણાં ઢોરોથી પણ ગભરાતી નથી. અસુર સવાર એકલાં જવું હોય તો પણ તેને કઇ લાગતુ નથી. એવી સ્ત્રીઓ પણ અબળાજ કહેવાયછે. પરંતુ કસરતથી ને કામથી તેમનું શરીર વધારે મજબૂત થાય છે, અને સકટના વારે વારે પ્રસંગ આવવાથી તે મહાવરા વડે હિંમતવાન બને છે. જેને મહાવરો ન હોય તે કુવામાં ડોકીયુ કરતાં પણ બીએ, પણ જેને મહાવરો હોયછે તે બેધડકપણે કુવા કાંઠે વાકાં વળી પાણીના ઘડા ખેંચી કાઢેછે. મહાવરા વગર કોઇથી ઉની તપેલીને હાથ અડાડી શકાતો નથી, ત્યારે કોઇ દેવતાના અંગારા હાથમાં પકડી શકેછે. કોઇને ચૂલેથી તપેલી ઉતારતાં મસોતાં જોઇએ છીએ, ત્યારે કોઇ તેને બે હાથની ચપટીઓ વડે નીચે ઉતારી શકેછે. મહાવરાથી ને યુક્તિથી પુરૂષો વીછી સાપને હાથ વડે ઝાલી શકેછે. મહાવરાથી હિંમત વધેછે, અને જેમ હિંમત બળવત્તર થાયછે, તેમ ભય વિદાયગીરી લેવા માંડેછે.

જે દુઃખ અને ભયથી ડરેછે અથવા તેના પહેલા દેખાવથીજ હબકી જાયછે, તે ભયનું ગુલામ થઇ રહેછે. જે બીકણ અને બાયલું હોય,તે પોતાનું કે સામાનું દુઃખ ફેડી ન શકે. કોઇ બાળક તળાવમાં ડુબતુ હોય તો તેને તાણી કાઢવાની હિંમત કોઇકજ સ્ત્રી ધરી શકેછે, પણ એથી ઉલટું કોઇ સ્ત્રી ડુબતી હોય તો તેને ખેંચી કાઢવા માટે પુરૂષથી પણ એકાએક તૈયાર થવાતું નથી, કેમકે સ્ત્રી ગભરાટની મારી પુરૂષને એવી રીતે વળગી પડેછે, કે પુરૂષથી તરી શકાતુ નથી, તેથી બનેને ડુબવાનો પ્રસંગ આવેછે. એક વાર એક સ્ત્રીને ગોળા વડે નદી ઉતારવાની હતી. ગોળાના એક તરફના કાના સ્ત્રીએ પોતાના બે હાથથી પકડયા અને સામી બાજુના કાના પુરૂષે પકડયા. થોડેક ગયા પછી નદીનુ પૂર જોઇ સ્ત્રી ગભરાઇ અને તેણે ગોળીના કાના છોડી દીધા. એથી પરિણામ શું થશે તેનો તેણે વિચાર ન કર્યો. કાના ઝાલી રાખવામાં બળનું કામ ન હોતું,તેમ એ રીતે ઉતરવામાં ધાસ્તીનું કારણ પણ નહોતું.સારૂં ભાગ્યે તે ઠેકાણે માત્ર છાતી પૂર પાણી હતું, તેથી તેને સહી સલામત કિનારે પાછી આણી, પણ જો નદીના મધ્ય ભાગમા તેઓ હોત, તો પરિણામ શું થાત ? એક બાજુથી ગોળીનું દબાણ ગયુ કે તે ઝટ ઉંધી વળી જાત, તેથી પુરૂષ પણ મુશ્કેલીમાં આવી પડત, અને તે સ્ત્રી ડુબતી હોત તેને તાણી લાવવાનું ભારે જોખમ પુરૂષને માથે આવી પડત. ગોળીમાં મૂકેલાં કપડા લત્તાં તણાઇ જાત તે જૂદા.

જે હિંમત રાખેછે તેનું મન દૃઢ થાયછે. મનની દૃઢતા શું કરી નથી શકતી ? અલબત્તં દુઃખને તે દૂર રાખેછે, ને તેની અસર ઓછી કરેછે. હિંમત આપણા ઉમદા સદ્ગુણોનું રક્ષણ કરેછે. હિંમત હારવાથી શૂરવીર પણ કાયરપણું બતાવેછે. સત્ય અને પ્રમાણિકપણું સાચવવામાં હિંમત જોઇએ. પોતનો ટેક જાળવવામાં ને વચન પાળવામાં રાજા હરિશ્ચંદ્રે કેટલી હિંમત બતાવી હતી? પોતાની વહાલી પત્ની કે લાડકવાયા પુત્રનું દુઃખ જોઇ જો તે કાયર થયો હોત, તો તેને સત્ય તજવાનો સમય આવ્યો હોત. રાવણ જેવા વિકાળ, નિર્દય ને લંપટ પુરૂષના કબજામાં પડ્યા છતાં સીતાજીએ પોતાનું શિયળ શી રીતે સાચવ્યું હતું? જો તે ભયથી ડર્યાં હોત, હિંમત હાર્યાં હોત, કે મનને દૃઢ રાખી ન શક્યાં હોત, તો તેમની કેવી દશા થાત?

ધૈર્યના પાયા બેછેઃ૧ ચોખ્ખુ અતઃકરણ અને ૨ ઇશ્વિર ઉપર દૃઢ વિશ્વાસ. જેનું અતઃકરણ મેલુ હોય તેને હમેશા ભય રહેછે, કે રખેને મારો ગુન્હો પકડાય ને તેને માટે મને શિક્ષા થાય. જે ચોરી કરેછે તેને ચોરી પકડાવાની ધાસ્તી રહેછે. જે જૂઠુ બોલેછે, તેને પોતાનું જૂઠાણુ જણાઈ જવાની બીક રહેછે. જે અનીતિ આચરેછે તેને પોતાની ચાલ ઉઘાડી પડવાની ફિકર રહેછે. આવી સ્થિતિમા તે હિમત હારે, તેમા નવાઈ નથી. એટલા માટે આપણે જે સુચાલથી ચાલવાનુ ધોરણ બાધ્યુ હોય અથવા નિશ્ચય કર્યો હોય, તેને હમેશ વળગી રહેવુ. તેને વળગી રહેવામાજ ધૈર્યની ખરી કસોટી છે. આપણે હરામનો માલ ન લેવાનો નિશ્ચય કર્યો હોય, તો આપણે ત્યા મુકેલી થાપણ ગમે તેટલી કીમતની ને ગમે તેવા મમની હોય, તોપણ આપણું મન તેથી લલચાતુ નથી. જૂઠુ બોલવાથી ગમે તેટલો લાભ થતો હોય, તોપણ સત્ય બોલવાનો દૃઢ નિશ્ચય કર્યો હશે તો તેથી મન લલચાશે નહિ. જે પરમેશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખેછે, તે સસારના તાપથી ડરતું નથી. ખરૂં પૂછાવો તો તેને માથે થોડા દુઃખ આવેછે, અને જ્યારે દુઃખ આવી પડેછે, ત્યારે તેનો બેલી પરમેશ્વર થાયછે. જેણે બળતા નીમામા બિલાડીના બચ્ચાનુ રક્ષણ કર્યુ, તે મહાપિતા તેના ઉપર વિશ્વાસ રાખનારનુ અણીને વખતે જરૂર રક્ષણ કરશે. જે ઇશ્વિર ઉપર વિશ્વાસ રાખેછે તેનું મન અડગ થાયછે, અને અડગ મનવાળાને સકટમાથી નીકળવાના માર્ગ સૂઝી આવેછે.

ધૈર્યની ટેવ પાડવાનો ખરો માર્ગ એ છે કે જીદગીમા કેવા કેવા સુખ દુઃખ આવી પડેછે, તથા જીદગીની કીમત કેટલી છે, તેનો પહેલેથી વિચાર કરી રાખવો. કયા કયા દુઃખ સામાન્ય પણે આપણા ઉપર આવી પડે છે, તે જો જાણવામા હોય તો તેમાથી ઉગરવાને માટે પહેલેથી તૈયારી કરી શકાય છે, અને તે આવી પડે ત્યારે હિમત રાખી શકાય છે. એમ કરવાથી દુઃખ દૂર કરી શકાય છે, કે તેમા ઘટાડો કરી શકાય છે, તેમ તે આવી પડે છે, ત્યારે તેની લાગણી પણ થોડી થાયછે. “ પાણી પહેલી પાળ બાધવી ” એ ડહાપણની વાત છે. “ તરસ લાગે ત્યારે કુવો ખોદાવા જઈએ ” તો તેથી લાભ ન થાય ગજા ઉપરાત કરવા જઈએ તો તેથી ભયનુ કે દુઃખનુ કારણ થાય. શક્તિ ઉપરાતના લાભની આશાએ કઈ કરવા જઈએ તો તેથી લાભને બદલે હાનિનો પ્રસગ આવતાં હિમત હારી જવાય. “ આભ ઉડણમાં લેવા

જતાં " નિષ્ફળતા પ્રાપ્ત થાય.' મોટું જોખમ માથે વહોરતાં જે નિષ્ફળતા પ્રાપ્ત થાયછે, તે આંગ્રા ગગડાવી દે એવી હોયછે.

સ્ત્રીઓનું પોચાપણું કે નબળાઇ બહુ કરીને નાના બનાવો વખતે જણાઇ આવે છે. મહાન કાર્યોમાં પુરૂષોની માફક સ્ત્રીઓએ હિંમત અને બહાદુરી બતાવ્યાના દાખલાં ઘણા છે. કોઇ કોઇ વાર તો દેશ ઉપર આવી પડેલી આપત્તિ સ્ત્રીઓની આગેવાનીથીજ દૂર થએલી છે. ફ્રાન્સ દેશ ઉપર જ્યારે મોટું વાદળ આવ્યું અને સિપાઇઓ સુદ્ધાંત ના હિંમત થઇ ગયાં, ત્યારે જોન આર્ક નામની બહાદુર બાઇએ આગેવાની કરી તેમને પાણી ચઢાવ્યું હતું. જ્યારે ઇંગ્લાંડ સર કરવા માટે સ્પેનના રાજાએ મોટું નૌકા સૈન્ય મોકલ્યું, ત્યારે ઇંગ્લાંડમાં ઘણું ભય પેદાથયું. એ વખતની મહારાણી ઇલીજાબેથ હાથમાં નાગી તલવાર લઇ જ્યારે આગેવાની કરવા ઉભી થઇ, ત્યારે સિપાઇઓમાં શૂર છૂટ્યું. અને તેઓ આવેલું વાદળ દૂર કરી શક્યા. જ્યુડિથ, ઝેનોબિયા, બોડિશિયા, ચાર્લટ, કોરડે વગેરે બહાદૂર અને સ્વદેશાભિમાની સ્ત્રીઓનાં મહત્ કાર્ય ઇતિહાસોમાં વખણાએલાછે. દિલ્લીના પાદશાહ તરફથી જ્યારે અહમદનગરને ઘેરો ઘાલવામાં આવ્યો, ત્યારે ત્યાંની શૂરી ચાંદબીબીએ કેવું પરાક્રમ દેખાડયું હતું, તે હિંદુસ્તાનના ઇતિહાસ પરથી જણાઇ આવશે. ફ્રાન્સની ઉથલ પાથલ વખતે ૨૦ આર્જાઓને ફાંસીએ દીધી, તે વખતે તેઓ રોકકળ ન કરતાં કે હિંમત ન હારતાં ભજન કરતી તેઓ એક પછી એક મરણને શરણ થઇ. નવાઇ જેવું એ છેકે જે ગીત એક બીજીએ સાંધ્યું, તે છેલ્લી બાઇના મરણ વખતે પૂરું થયું રાતા સમુદ્રમાં " એડન " નામની નૌકા ડૂબી, તે સમયનું વર્ણન સરજોન બ્રાઉનિંગે મિસ કોબ આગળ કરેલું, તે મિસ કોબ પોતાના કીમતી પુસ્તકમાં આ પ્રમાણે આપેછે. સરજોને કહ્યું," મેં જ્યારે તૂતક છોડયું, ત્યારે તે ઉપરના ખલાશીઓ ભયથી ગાંડા જેવા બનેલા, બરાડા પાડતા, અને ઇશ્વરને ગાળો દેતા હતા; પણ જ્યારે હું કેબિનમાં ગયો, ત્યારે ત્યાં મારી દિકરીની આસપાસ સર્વ સ્ત્રીઓ શાન્તિથી ઘુંટણીએ પડેલી હતી અને તેઓ તેની સાથે પ્રાર્થના કરતી હતી."

લડાઇના કે મરણના સમયની વાત બાજૂએ મુકી હવે આપણે સંસારમાં આવી પડતાં સંકટો વખતે હિંદુ સ્ત્રીઓ કેવી હિંમત ને બહાદૂરી બતાવેછે, તે જોઇએ. એક વખત એક સ્ત્રીને ત્યાં ખાતર પાડવાને ઇરાદે ચોર ભીત

કોચવા લાગ્યો. ઘરમાં બીજું કોઇ નહોતું. બારણાં ઉઘાડી બૂમ પાડવા જાય તો વખતે કોઇ ફાળકુ ( નાસ તપાસ રાખનાર ચોરનો મદદગાર ) ઉભો રહ્યો હોય, તે પોતા ઉપર હુમલો કરે, કે ઘરમાં પેશી જાય, તો પંચાત પડે. બાઇએ વિચાર કરી એક દોરડાનો ગાળો કરી તેને ઘોડાગાંઠ વાળી. ઘરમાં પ્રવેશ કરવા સારૂ ચોર પ્રથમ પોતાના પગ કોચેલા બાકામાં ઘાલેછે. જેવા તેણે પગ ઘાલ્યા કે બાઇએ દોરડાનો ગાળો પગમાં ભરવી ગાંઠ વાળી દીધી, અને દોરડાનો બીજો છેડો એક થાંભલા સરસો મજબૂત બાંધી દીધો. ચોરે ઘણીએ મહેનત કરી પણ તે દોરડાના ગાળામાંથી પગ કાઢી શકયો નહિ; તેથી તેને આખી રાત લટકતા રહેવું પડયું. સવારે લોકો જાગ્યા ત્યારે હો હા થઇ રહી, અને તેમણે ચોરને પકડી લીધો. એક બાઇને લૂટવા ચોર આવ્યો. બાઇના પગમાં રૂપાનાં નક્કર કલ્લાં હતાં, તે નીકળી શકયાં નહિ, ત્યારે તેણે પગ કાપવા માટે મ્યાનમાંથી તલવાર કાઢી. આ જોઇ બાઇએ કહયું હું મારા પગ કાપીશ નહિ; હું મારા અંબોડાને બાંધેલું નાડું આપુછું, તે કલ્લાંમાં ભરવી ખેંચ્યાથી કલ્લાં પગમાંથી નીકળી શકશે. ચોરે ઉઘાડી તલવાર જમીન ઉપર મૂકી, અને કલ્લાંમાં નાડું ભેરવી તે ખેંચવા સારૂ તે નીચે બેઠો. અધુધરો થઇ જેવો તે મોં નીચું કરી બે હાથે કલ્લાં પહોળાં કરવામાં રોકાયો તેવોજ પેલી બાઇએ ધીમેથી તલવાર ઉચકી ચોરના ડોકાપર એવા જોરથી ઘા કર્યો કે તે મરણ તોલ થયો. તે બાઇ તલવાર હાથમાં લઇ નાઠી, અને પોતાના સાથીઓ કેટલેક દૂર બેઠા હતા, ત્યાં જઇ પહોંચી. એક રજપૂતાણીને શિયળ ભંગ થવાનો ભયંકર પ્રસંગ આવ્યો. કોઇ પણ ઉપાયે દુષ્ટ માણસના પંજામાંથી છુટવાનો માર્ગ નહોતો. એ વખતે તે હિંમત ન હારતાં ઉગરવાના ઉપાય ખોળવા લાગી. પુરૂષ પોતાના બળ ઉપર હમેશા મગરૂર રહેછે, અને અબળા તરફની ધાસ્તી રાખતા નથી. તેને ગાફેલ જોયો કે તે બાઇએ એક પોશ ભરીને ધૂળ તેની આંખોમાં જોરથી નાંખી, તેથી તે આંધળો ભીંત બની ગયો, અને બાઇ ત્યાંથી ઉતાવળે દોડી ગઇ. ઇશ્વર કૃપાએ થોડેક જતાંજ તેને એક વટેમાર્ગુનું ટોળું મળ્યું, તેથી તે નિર્ભય થઇ. મારાં માતુશ્રીએ બતાવેલી હિંમત ને સમયસૂચકતાના દાખલા ઘણાછે. તેમાંના એક બે અત્રે આપું છું. ઘરના પાછલા ખંડમાં મારાં ભાભી સૂતાં હતાં. પાછલા બારનું ચણીયારું ઉતારીને એક ચોર અંદર આવ્યો, અને મારાં ભાભીને પગે કલ્લાં હતાં તે કાઢી લેવા માટ પહોળાં કરવા લાગ્યો; એટલામાં ભાભી જાગી ઉઠયાં ને તેમણે ગભરાટમાં ચોર ચોર એવી બૂમ પાડી. મારાં

માતુશ્રી નજીકના ખંડમાં હતાં, તે બૂમ સાંભળતાંજ "ઉભો રહે મારા રોયા" કરી બારણું ઉઘાડી પાછલા ખંડમાં દોડયાં. ચોર પાછલે બારણેથી નાઠો, એટલે માતુશ્રી તેની પાછળ ધાયાં. ઘરની પાછળ મોટો વાડો હતો તેની સામેની વાડ કુદાવી ચોર ભાગી ગયો. માતુશ્રી તે વાડ સુધી દોડતાં ગયાં. એકવાર તેમને નજીકના ગામથી ઉમરેઠ આવવું હતું. મારા દાદા તેમને મૂકવા આવ્યા, અને પાસેના બીજા ગામ સુધી આવ્યા પછી બોલ્યા કે હવે ડાકોરનો ધોરી રસ્તો થોડેક ગયા પછી આવશે, તો મારે સાથે આવવાની જરૂરછે? માતુશ્રીએ ના કહી, એટલે ડોસા ગામની ભાગોળે કુવો હતો, ત્યાં તપખીર સુંઘવા બેઠા, અને પાણીઆરીઓ સાથે વાતો કરવા લાગ્યા. માતુશ્રી થોડેક ગયાં, એટલે એક ચોર તેમની પૂઠે પડયો. ચોર આડફેટ રસ્તે જતો હતો, તે ઉતાવળે ચાલી આગળ આવતા નાળામાં બેઠો; તે એવા ઇરાદાથી કે માતુશ્રી નાળામાં ઉતરશે એટલે તેમને લૂટી લઇશ. માતુશ્રી નાળા નજીક આવ્યાં કે તેમણે નાળામાં બેહેલો કોળી દીઠો. તેનો ઇરાદો તે સમજી ગયાં, પણ હવે શું કરવું? જો આગળ આવેછે તો કોળી નાળામાંજ તેમને લૂટી લેછે. જો પાછાં વળેછે તો કોળી તેમની પાછળ પડી લૂટી લેવાનો. તેમણે કેવી યુકિત કરી, તે જુઓ. જાણે ડોસા પાછળથી આવી પહોંચ્યા હોય તેવો ડોળ કરી તે કહેવા લાગ્યાં, સસરાજી, તમારી ટેવ સારી નથી. ખાખરાનાં પાંદડાં (ત્યાં આગળ ખાખરા પુષ્કળ હતા) થી તમે લોભાઓ છો, પણ મારે અસૂર થાયછે. લ્યો ત્યારે હું તમને થોડાં તોડી આપું, કે જલદી પાર આવે. એમ બોલીને તેમણે નજીકના ખાખરાનાં પાંદડાં તોડવા માંડયાં, ને બીજે ખાખરેથી તોડવાને મિષે તે પાછળને ખાખરે ગયાં. એક પછી એક પાંચ સાત ખાખરા વટાવ્યા, અને તે નાળેથી સો એક કદમ વેગળાં (પાછાં) ગયાં. તે કોળી દેખાતો બંધ પડયો કે તે દોટ મૂકીને ગામને પાદર આવ્યાં; તો ત્યાં ડોસા તડાકા મારતા બેઠેલાજ હતા. તેમણે પૂછયું, કેમ પાછાં આવવું પડયું? માતુશ્રીએ કહ્યું, નાળામાં ચોર બેઠેલોછે. "અરે તારી માનો ચોર મારું" કહીને તે સાથે ચાલ્યા, ને નાળા સુધી ગયા; તો ત્યાં પેલો કોળી બેઠેલોજ હતો. ડોસા આસપાસના ગામોના ભોમિયા હતા, તેથી તેમણે કોળીને ઓળખ્યો. તેમણે કોળીને પૂછયું, અલ્યા કેમ અહીં બેશી રહયોછે? શું તું મારી વહુને લૂટવાનો ઇરાદો રાખતો હતો? કોળી કહે, ના દાદા, હું લૂટતતો નહિ, પણ તેમની પાસેની પોટકી લઇ જાત ખરો!

કોચવા લાગ્યો. ઘરમાં બીજું કોઇ નહોતું. બારણાં ઉઘાડી બૂમ પાડવા જાય તો વખતે કોઇ ફાળકુ ( નામ તપાસ રાખનાર ચોરનો મદદગાર ) ઉભો રહ્યો હોય, તે પોતા ઉપર હુમલો કરે, કે ઘરમા પેશી જાય, તો પચાત પડે. બાઇએ વિચાર કરી એક દોરડાનો ગાળો કરી તેને ઘોડાગાઠ વાળી. ઘરમાં પ્રવેશ કરવા સારૂ ચોર પ્રથમ પોતાના પગ કોચેલા બાકામાં ઘાલેછે. જેવા તેણે પગ ઘાલ્યા કે બાઇએ દોરડાનો ગાળો પગમા ભરવી ગાઠ વાળી દીધી, અને દોરડાનો બીજો છેડો એક થાભલા સરસો મજબૂત બાંધી દીધો. ચોરે ઘણીએ મહેનત કરી પણ તે દોરડાના ગાળામાથી પગ કાઢી શક્યો નહિ; તેથી તેને આખી રાત લટકતા રહેવુ પડ્યુ. સવારે લોકો જાગ્યા ત્યારે હો હા થઇ રહી, અને તેમણે ચોરને પકડી લીધો. એક બાઇને લૂટવા ચોર આવ્યો. બાઇના પગમાં રૂપાનાં નક્કર કલ્લા હતા, તે નીકળી શક્યાં નહિ, ત્યારે તેણે પગ કાપવા માટે મ્યાનમાથી તરવાર કાઢી. આ જોઇ બાઇએ કહ્યુ હું મારા પગ કાપીશ નહિ; હું મારા અબોડાને બાધેલું નાડું આપુછુ, તે કલ્લામા ભરવી ખેચ્યાથી કલ્લાં પગમાથી નીકળી શકશે. ચોરે ઉઘાડી તલવાર જમીન ઉપર મૂકી, અને કલ્લામાં નાડુ ભેરવી તે ખેંચવા સારૂ તે નીચે બેઠો. અધુધડો થઇ જેવો તે મો નીચું કરી બે હાથે કલ્લા પહોળા કરવામા રોકાયો તેવોજ પેલી બાઇએ ધીમેથી તરવાર ઉચકી ચોરના ડોકાપર એવા જોરથી ઘા કર્યો કે તે મરણ તોલ થયો. તે બાઇ તરવાર હાથમા લઇ નાઠી, અને પોતાના સાથીઓ કેટલેક દૂર બેઠા હતા, ત્યાં જઇ પહોચી. એક રજપૂતાણીને શિયળ ભગ થવાનો ભયંકર પ્રસગ આવ્યો. કોઇ પણ ઉપાયે દુષ્ટ માણસના પંજામાંથી છૂટવાનો માર્ગ નહોતો એ વખતે તે હિંમત ન હારતા ઉગરવાના ઉપાય ખોળવા લાગી. પુરૂષ પોતાના બળ ઉપર હમેશ મગરૂર રહેછે, અને અબળા તરફની ધાસ્તી રાખતા નથી. તેને ગાફેલ જોયો કે તે બાઇએ એક પોશ ભરીને ધૂળ તેની આખોમા જોરથી નાખી, તેથી તે આધળો ભીત બની ગયો, અને બાઇ ત્યાથી ઉતાવળે દોડી ગઇ. ઇશ્વર કૃપાએ થોડેક જતાંજ તેને એક વટેમાર્ગુનુ ટોળું મળ્યું, તેથી તે નિર્ભય થઇ.

મારા માતુશ્રીએ બતાવેલી હિંમત ને સમયસૂચકતાના દાખલા ઘણાછે. તે માંના એક બે અત્રે આપુ છુ. ઘરના પાછલા ખડમાં મારા ભાભી સૂતા હતા. પાછલા બારનું ચણીયારૂં ઉતારીને એક ચોર અદર આવ્યો, અને મારાં ભાભીને પગે કલ્લાં હતાં તે કાઢી લેવા માટે પહોળા કરવા લાગ્યો; એટલામા ભાભી જાગી ઉઠ્યા ને તેમણે ગભરાટમાં ચોર ચોર એવી બૂમ પાડી. મારાં

માતુશ્રી નજીકના ખંડમાં હતાં, તે બૂમ સાંભળતાંજ "ઉભો રહે મારા રોયા" કરી બારણું ઉઘાડી પાછલા ખંડમાં દોડ્યાં. ચોર પાછલે બારણેથી નાઠો, એટલે માતુશ્રી તેની પાછળ ધાયાં. ઘરની પાછળ મોટો વાડો હતો તેની સામેની વાડ કુદાવી ચોર ભાગી ગયો. માતુશ્રી તે વાડ સુધી દોડતાં ગયાં.

એકવાર તેમને નજીકના ગામથી ઉમરેઠ આવવું હતું. મારા દાદા તેમને મુકવા આવ્યા, અને પાસેના બીજા ગામ સુધી આવ્યા પછી બોલ્યા કે હવે ડાકોરનો ધોરી રસ્તો થોડેક ગયા પછી આવશે, તો મારે સાથે આવવાની જરૂરછે ? માતુશ્રીએ ના કહી, એટલે ડોસા ગામની ભાગોળે કુવો હતો, ત્યાં તપખીર સુંઘવા બેઠા, અને પાણીઆરીઓ સાથે વાતો કરવા લાગ્યા. માતુશ્રી થોડેક ગયાં, એટલે એક ચોર તેમની પૂઠે પડયો. ચોર આડફેટ રસ્તે જતો હતો, તે ઉતાવળે ચાલી આગળ આવતા નાળામાં બેઠો; તે એવા ઇરાદાથી કે માતુશ્રી નાળામાં ઉતરશે એટલે તેમને લૂટી લઇશ. માતુશ્રી નાળા નજીક આવ્યાં કે તેમણે નાળામાં બેઠેલો કોળી દીઠો. તેનો ઇરાદો તે સમજી ગયાં, પણ હવે શું કરવું ? જો આગળ આવેછે તો કોળી નાળામાંજ તેમને લૂટી લેછે. જો પાછાં વળેછે તો કોળી તેમની પાછળ પડી લૂટી લેવાનો. તેમણે કેવી યુક્તિ કરી, તે જુઓ. જાણે ડોસા પાછળથી આવી પહોંચ્યા હોય તેવો ડોળ કરી તે કહેવા લાગ્યાં, સસરાજી, તમારી ટેવ સારી નથી. ખાખરાનાં પાંદડાં ( ત્યાં આગળ ખાખરા પુષ્કળ હતા ) થી તમે લોભાઓ છો, પણ મારે અસૂર થાયછે. લ્યો ત્યારે હું તમને થોડાં તોડી આપું, કે જલદી પાર આવે. એમ બોલીને તેમણે નજીકના ખાખરાનાં પાંદડાં તોડવા માંડયાં, ને બીજે ખાખરેથી તોડવાને મિષે તે પાછળને ખાખરે ગયાં. એક પછી એક પાંચ સાત ખાખરા વટાવ્યા, અને તે નાળેથી સો એક કદમ વેગળાં ( પાછાં ) ગયાં. તે કોળી દેખાતો બંધ પડયો કે તે દોટ મૂકીને ગામને પાદર આવ્યાં; તો ત્યાં ડોસા તડાકા મારતા બેઠેલાજ હતા. તેમણે પૂછયું, કેમ પાછાં આવવું પડયું ? માતુશ્રીએ કહ્યું, નાળામાં ચોર બેઠેલોછે. "અરે તારી માનો ચોર મારૂં" કહીને તે સાથે ચાલ્યા, ને નાળા સુધી ગયા; તો ત્યાં પેલો કોળી બેઠેલોજ હતો. ડોસા આસપાસના ગામોના ભોમિયા હતા, તેથી તેમણે કોળીને ઓળખ્યો. તેમણે કોળીને પૂછયું, અલ્યા કેમ અહીં બેસી રહયોછે ? શું તું મારી વહુને લુટવાનો ઇરાદો રાખતો હતો? કોળી કહે, ના દાદા, હું લૂટતો નહિ, પણ તેમની પાસેની પોટલી લઇ જાત ખરો !

એક વખત એક બ્રાહ્મણી નજીકને ગામ જતી હતી તેની પાછળ ચોર લાગુ થયો. એ ગામ વચ્ચે નદી હતી ત્યાં આગળ તેણે બાઇને અટકાવીને તેના પગનાં કલ્લા કાઢી લેવાની શરૂઆત કરી. બાઇએ પગ આગળ ધર્યો, ને ચોર નીચો વળી કલ્લા કાઢવા લાગ્યો, કે તુરતજ બાઇએ તેને કમરમાંથી ઉચકી પોતાના બગલમા ઘાલ્યો અને તેને એવી ભીંસ દીધી કે જાણે બિલાડીએ ઊંદર પકડયો હોય તેમ તે સજ્જડ સપડાયો. તેણે છૂટવાનાં ઘણાંએ ફાંફાં માર્યાં, પણ તેનું કાંઇ વળ્યું નહિ. પગ ને માથું લટકતાં હતા, એવી સ્થિતિમાં તેને બગલમા રાખી, બાઇએ ચાલવા માંડ્યું. કંઇ ન ફાવ્યું ત્યારે ચોર બાઇને બચકા ભરવા લાગ્યો. બાઇએ કહ્યું, હું ગમે તે કર, પણ હું તને છોડવાની નથી. તને આવીજ સ્થિતિમાં લઇ જઇ ગામને ચોરે મૂકવાની છું! ખરે, બાઇ તેને ચોરા સુધી લઇ ગઇ, અને મુખી મતાદારો વિગેરે પાંચ પચાસ માણસો ચોરામા બેઠા હતા, તેમને હવાલે તેને કરી દીધો.

એક વિધવા વાણિયણ રાતને વખતે પોતાના બાપ સાથે ગાડામા બેશીને પરગામ જતી હતી. બે ગામ વચ્ચે ત્રિભેટું (તરભેટું-ત્રણ રસ્તા જ્યાં મળે તે જગા) આવ્યું, ત્યાં આગળ ત્રણ ચોરે લૂટ કરવાનો ઇરાદો કર્યો. એક જણે આવી બળદની નાથ પકડી, બીજાએ ગાડીવાનને ડાંગ મારી નીચે ઢોળી પાડયો, ત્રીજાએ વાણીઆને લાકડીનો ઘા કર્યો, કે તે બેશુદ્ધ થઇ ગાડામાં પડયો. આ બનાવ જોતાજ વિધવા બાઇને શૂર ચડયું. ચોરો પોત પોતાના કામમા રોકાયા હતા, અને સ્વાભાવિક રીતે બાઇ માણસની તેઓ દરકાર રાખતાનહોતા. બાઇએ હલકેથી પાંજરાનું એક આડું કાઢ્યું, ને કાછડો વાળી ગાડામાંથી તે કૂદી પડી. નજીકના ચોરના માથામાં એવા જોરથી આડું માર્યું કે તે ચકરી ખાઇ ભોંય પડયો. ત્યાથી દોડી જેણે બળદ અટકયા હતા તેને આડું લગાવ્યું, કે તે ભોંય ભેગો થઇ ગયો. આ બનાવ એવો અણધાર્યો ને ઝડપથી બન્યો કે બાકી રહેલો ચોર ગભરાયો ને નાસવા લાગ્યો. બાઇએ ગાડીવાનને સાવધ કર્યો, અને તેની મદદથી બન્ને ઘાયલ થએલા ચોરને ગાડામાં નાખ્યા ને મુસ્કેટાટ કર્યા. ગાડું જલદી હાંકવા બાઇએ ગાડીવાનને હુકમ આપ્યો અને તે હાથમાં આડું લઇ ગાડામાં બેઠી. ગામ આવ્યુ ત્યા તેણીએ ઘાયલ થએલા ચોરોને મુખી પટેલના કબજામા આપી દીધા. આ કેવી બહાદુરી ને કેવી હિંમત!

હવે આ કરતા હલકી અથવા સામાન્ય બાબનો લઇએ. એક કણબણ એવી હિમતવાન હતી, કે તે કાળી રાતે સીમમા વાસો જતી હતી, અને એકલી માળે ( જનાવર હોવા સારૂ ખેતર વચ્ચે બાંધેછે તે ) સુઇ રહેતા. તેની ધાક એટલી બેઠી હતી, કે પોક પાપડી વગેરે ચોરવા સારૂ તેના ખેતરમા આવવાની કોઇ હિમત ધરતું નહિ. એક બાઇને ગોળેથી નદી ઉતરવાનુ હતુ. કાંઠે ઉંધો પાડી મૂકેલો ગોળો ઉતારનાર લઇ આવ્યો, તેમા બાઇએ પોતાની પોટકી મૂકી અને માંહે પોતાનો ચાર પાચ વર્ષનો છોકરો ઉભો રાખ્યો. એક બાજુએ પોતે ગોળાના કાન પકડયા ને બીજી બાજુએ ઉતારનારે પકડયા. નદીમા થોડેક ગયાં કે ગોળામાથી સાપે ડોકુ કાઢયુ ! થોડી વાર પહેલા વરસાદ થયો હતો, તેથી ગભરાઇને સાપ અવળુલા ગોળામા પેસી ગયો હતો, ને તેની એક કૂખે ગુંચળુ વળીને પડી રહ્યો હતો. ઉતારનારે ગોળીને તપાસ્યા વગર કામમા લીધી, તેથી આ બનાવ બન્યો હવે શું કરવુ? એક તરફ છોકરો, એક તરફ પોતે અને વચ્ચે સાપ. બાઇએ હિમત રાખી સાપનુ ડોકુ એક હાથે એવું ચપસીને પકડી લીધું કે તેનાથી એ ડંસુ થઇ ન શકે. ઉતારનારે ગોળી ઝડપથી ચલાવી. સાપનું ડોકુ લીસુ હોયછે, તેથી સાપ તે સરકાવી શકેછે. સાપનુ ડોકુ ધીમે ધીમે બાઇની મુઠીમાથી સરકવા લાગ્યુ, તેથી તેને સ્વભાવિક રીતે ગભરાટ થયો; પણ તેણે પોતાની મુઠી છોડી નહિ. સમય એવો આવ્યોકે સાપ પોતાનુ સરકાવેલું ડોકું વાંકું વાળીને બાઇની મૂઠીએ ડંખ દઇ શકે. બાઇની હિમતનો છેડો આવ્યો. બાઇએ સાપ અને ગોળો બન્ને છોડી દીધા, તેથી ગોળી ઉંધી વળી ગઇ. બાઇ, છોકરૂ અને સાપ પાણીમા ડૂબકા ખાવા લાગ્યા. ઈશ્વર કૃપા એવી થઇ કે તે સ્થળે પાણી માત્ર છાતી પૂર હતુ. બાઇ પાણીમા ઉભી થઇ ગઈ. છોકરાને ઉતારનારે ઊંચકી લીધો, અને સાપ પાણીમા તણાયો તેથી તે તરીને કાંઠે જવા લાગ્યો. મારી સ્ત્રી એક વાર દાદર ઉતરીને નીચે ગઇ એટલે મારો એક નાનો છોકરો પાછળ પાછળ દાદરના કઠેરા સુધી ગયો, અને ત્યા જઇ રોવા લાગ્યો. તેની મા "બાઇ આવી" કહી દાદરે ચઢવા લગી, તે જોવાને ઇરાદે છોકરો કરેરે ઝુમવા ગયો કે તુરત તે ગોદીમડુ ખાઇ ગયો. તેની માની નજર ઉપ્મરા તરફ હતી, તેથી તેને પડતો જોઇ તેણીએ બે હાથ લાંબા કરી છોકરાને ઝીલી લીધો. જો એ વખતે ગભરાટ થયો હોત કે સમય-સૂચકતા ન વપરાઇ હોત, તો છોકરો જમીન ઉપર પડત, અને ઉંધે માથે હોવાથી તેને ઘણુ વાગત.

જે બહાદુરી અને હિંમતમાં થોડા કે ઘણા અંગ બળના ખપ પડેછે, તેની વાત કરી, પણ જેમાં માત્ર મનની દ્રઢતાની જરૂરછે, એવી બાબતોમાં હિંમત રાખવાની વધારે જરૂરછે. રખેને લોકો નિંદા કરશે,એવા ભયથી ઘણી વાર આપણે પોતાની મરજી વિરૂદ્ધનાં કામ કરીએ છીએ. આપણી ગુંજાસ કરતાં વધારે ખરચ આપણે કરીએ છીએ, અને લપડાક મારીને મોં રાતું રાખીએ છીએ. લોકાપવાદથી ડરીને જે ઘર આપણને ના પસંદ હોય ત્યાં વિવાહ કરીએ છીએ, કે નાની વયમાં દિકરીને પરણાવીએ છીએ. ઘણી બીજ રો એવા ભયથી જાુઠું બોલવામાં આવેછે, કે બાલાં બતાવવાં પડેછે. તેની બીકથી છોકરાંના કે પોતાના ગુન્હા છુપાવવામાં આવેછે. કંઇબગડ્યું હોય,તો સાસુનણંદની ધાકથી તેનો ઢાંક-પિછોડો થાયછે. આ બધું મનની નબળાઇથી થાયછે. જરા હિંમત રાખી હોય, તો લોક-લાજનો ભય કમી થાય, અને સંસારનાં કાર્ય સુધરી શકે. બીજવાથી કે મારવાથી ડરીને ગુન્હો છુપાવવાનું કે જાુઠું બોલવાનું પાપ કરવા કરતાં બેધડકપણે ખરી વાત કહેવી એ વધારે સારૂં છે. એથી સત્ય સચવાશે, સામાને તેના બોલવા ઉપર વિશ્વાસ આવશે તેથી તે પડેલા વાંકની દર ગુજર કરશે અને એવો રિવાજ રાખવાથી ગુન્હા પણ કમી થશે.

ધૈર્ય વિષે વધારે લખવાનું મને ઘણાં દ્રષ્ટાંત આપવાનું કારણ એટલુંજ કે એ ગુણની સ્ત્રીઓમાં મોટી ખામીછે. ડરકુ થવામાં જાણે સ્ત્રી જાતિની શોભા વધતી હોય એમ ઘણીક સમજે છે. દુઃખને પ્રસંગે સહનશીલ થવાની અને ભયને પ્રસંગે હિંમત રાખવાની ઘણી જરૂર છે. બન્ને સદ્દગુણ માણસ માત્રમાં થોડા કે ઘણા મૂકાએલા છે. જે સ્ત્રીઓમાં તેની ખામી હોય, તેમણે તે દૂર કરવા યત્ન કરવો.

---

## પ્રકરણ ૬ ઠું.

### સંતોષ.

આપણે જે સ્થિતિમાં હોઇએ તેથી નારાજ ન થવું, તેનું નામ સંતોષ. જેઓ પોતાની સ્થિતિથી નારાજ રહેછે, તે સુખી થતાં નથી. સંતોષી સદાય સુખી રહેછે. સંતોષથી ઉલટો લોભછે. લોભ પાપનું મૂળ ગણાયછે, કેમકે તે દુર્ગુણ છે.

આપણે જે સુખ ભોગવીએ છીએ અને જે લાભ મેળવીએ છીએ, તે ઇશ્વરની કૃપાથીજ છે, એમ જે જાણેછે તે સંતોષી હોયછે. એ સુખ ને લાભનો જેઓ અનાદર કરેછે, તે ઇશ્વરને નારાજ કરેછે, એમ સમજવું. સુખનો અંત નથી, અને ધનથી કોઇ ધરાતું નથી. જેમ સુખ કે ધન વધારે મળે, તેમ માણસને વધારે લઘુતા થાયછે. વધારે મળતું નથી, ત્યારે મન નારાજ રહેછે. મનનું નારાજપણું એ દુઃખનું કારણ છે.

જગતમાં માણસની સ્થિતિ સરખી નથી. કોઇ ઓછું સુખી તો કોઇ વધારે સુખી, કોઇ પૈસાદાર તો કોઇ ગરીબ, કોઇને માથે દુઃખના ડુંગર ગેલાતા હોય, તો કોઇએ દુઃખ જોયું પણ ન હોય, કોઇ શરીરે જોરાવર ને નિરોગી હોય, તો કોઇ દુબળું ને રોગી હોય. આ રીતે સ્થિતિમાં ફેરફાર શા કારણથી હોયછે, તે જોવું જોઇએ. આપણે બીજાના જેટલાં સુખી કેમ નથી, તેનો વિચાર કરતાં જણાશે, કે બીજાના કરતાં આપણે નાલાયક છીએ, કે બીજાના કરતાં આપણા ઉપર ઇશ્વરની કૃપા ઓછી છે. આપણે જો નાલાયક હોઇએ, તો બીજાના સ્થિતિએ પહોચવાના નહિ એ દેખીતુ છે; માટે કાતો તેમની સ્થિતિએ પહોંચવા સારૂ આપણે લાયક થવુ જોઇએ, અથવા આપણી સ્થિતિથી આપણે સંતોષ માનવો જોઇએ. ચઢતી સ્થિતિને માટે આપણે મહેનત કરતાં હોઇએ, ત્યારે પણ આપણી સ્થિતિથી આપણે કંટાળવું કે નારાજ થવું ન જોઇએ; કેમકે કંટાળવાથી, ને નારાજ થવાથી આપણે દુઃખી થઇએ છીએ, અને આગળ વધવાની હિંમત હારી જઇએ છીએ બીજાની સ્થિતિનું કારણ તપાસતા આપણી એવી પણ ખાત્રી થશે, કે આપણે આપણી લાયકી વિષે હદથી જાદે મત બાંધતાં હતા, અને તેજ અસંતોષનું કારણ હતું. એક સ્ત્રી-શિક્ષકને રૂ. ૧૫) નો પગાર હોય, અને તે રૂ. ૫૦) ની જગાનો લોભ રાખે, તો તે અયોગ્ય છે; કેમકે તેવડી મોટી જગા મેળવવાને તે લાયક થઇ નથી જગતમાં લાભ લાયકીના પ્રમાણમાંજ મળેછે (કોઇને મહેરબાનીથી કે પક્ષથી વિશેષ લાભ મળી જાય, તે વાત જૂદીછે, પણ યાદ રાખવુ કે એવો અઘટિત લાભ હમેશ ટકતો નથી, અથવા તેથી જે સંતોષ અને શાન્તિ પ્રાપ્ત થવાં જોઇએ તે થતાં પણ નથી). જો ઇશ્વરની અનકૃપાથી માઠી સ્થિતિ થઇ હોય, કે લાયકીના પ્રમાણમા ચઢતી સ્થિતિ ન થતી હોય, તો તેની કૃપા મેળવવા યત્ન કરવો ઇશ્વિર પ્રત્યેનાં આપણા ધર્મ બજાવવાથી તથા સદ્વર્તનથી ઇશ્વરની કૃપા થાયછે, એ વાત લક્ષમાં રાખવી.

સ્ત્રીઓ ઘણીવાર અસતોષી રહેછે. ખાજીના જેવા દર દાગીના કે લુગડા લત્તા ન હોય, તો તેને અસતોષ થાયછે. પેટ થોડાં છોકરાં હોય, કે બિલકુલ ન હોય, તો તે નારાજ રહેછે. જો તે ધણીની માનાતી ન થાય, તો તે ઉદાસ રહેછે. જો ઘરમા પૈસો ટકો થોડો હોય, તો તે દિલગીર થાયછે. આથી પરિણામ તેને દુ:ખ આપનારૂ નિવડેછે. વળી તે બીજાની સારી સ્થિતિ જોઇ તેની અદેખાઇ કરેછે. મારી દેરાણીને વધારે કમાઇ કેમ, ને મારી જેઠાણીને વધારે છોકરા શા માટે ? પણ આવી અદેખાઇ રાખવામા ફળ શું ? ઉલટો અદેખાઇનો કીડો શરીરને કોલી ખાયછે ને જીંદગીનો નાશ કરેછે. એથી આપણે બીજાને માઠું લગાડીએ છીએ, ચીડિયા થઇએ છીએ, અને સૌને અણગમતાં થઇ પડીએ છીએ.

યાદ રાખવું કે કોઇ પણ સ્થિતિ એવી ખરાબ નથી હોતી કે જેમા કંઇ પણ સારૂં રહેલું ન હોય. વિપત્તિમાં આવી પડેલા માણસની સ્થિતિમા પણ તેને મન વાળવા જેવું કંઇ સારૂં હશે. જેટલું સારૂં હોય, તેટલા તરફ વધારે લક્ષ આપીને મન વાળીએ, તો આપણે સુખી થઇએ. જો નરસા તરફજ ધ્યાન આપીએ, તો આપણને અસંતોષ થાય, અને તે દુ:ખમા વધારો કરે.

જો સંતોષમા રહેવું હોય, તો આપણે આપણાથી ઉતરતાનો દાખલો લેવો: ચઢતાનો લેવો નહિ. જેઓ ભુખે ટળવળે છે, ટાઢે ઠુઠવે છે ને તાપે બળેછે, તેના કરતા આપણે કેવા સુખી છીએ, એમ સમજી મન વાળવું. જેઓ મહા રોગથી હમેશ રિબાયછે, તેના કરતાં આપણે સારી હાલતમા છીએ, એમ માનવું. જેઓ પતિશોકથી ને પુત્રશોકથી પીડાયા કરેછે, તેના કરતા આપણે સુખી છીએ, એમ સમજવું. જેઓ વાઝિયા છે, તેના કરતા આપણે પેટ એક પુત્ર કે પુત્રીછે, માટે ઇશ્વરે આપણા ઉપર મહેર કરીછે, એમ ગણવું.

બ્રાહ્મણે કહ્યું, મહારાજ જો આપની ઇચ્છા છે, તો હું દટાઉં તેટલું ધન મને આપો. રાજાએ ખજાનચીને હુકમ કર્યો, એટલે તેણે બ્રાહ્મણને ચોકમા ઉભો રાખી તેની આસ પાસ ધનના ટોપલા નાખવા માડયા. પૈસા ગળા સુધી ખડકાયા, ત્યારે બ્રાહ્મણે પોતાનું શરીર હલાવ્યુ; તે એવા ઇરાદાથી કે આસપાસના પૈસા ખસી જાય, તો બીજા ટોપલા લાવીને ધનનો મોટો ઢગલો કરવો પડે, અને તેથી મને વિશેષ ધન મળે! "લોભને થોભ હોય નહિ", એ કહેવત ખરેખરી છે. અસલના વારામા ક્રિસસ નામનો રાજા થઇ ગયો, તેની પાસે અખૂટ ધન હતુ એમ કહેવાયછે. એક વાર તેના દરબારમા એક પંડિત આવી લાગ્યો, તેને રાજાએ પૂછ્યુ કે જગત્‌મા સુખી કોણ? તે સમયમા ક્રિસસની પાસે સૌ કરતા વધારે પૈસો હતો, તેથી તે ધારતો હતો કે પંડિતજી મનેજ સુખી કહેશે. પંડિત રાજાનું મન વર્તી ગયો, પણ કેટલીક વાર તેણે ઉત્તર ન આપ્યો, ત્યારે રાજાએ તેને ફરીથી પૂછ્યુ. તેણે કહ્યું, ઇટલી દેશમા એક ગરીબ ખેડુતછે, તે સૌથી વધારે સુખી છે. રાજાને એથી આશ્ચર્ય લાગ્યુ, ત્યારે પંડિતે સમજાવ્યુ કે ખરૂ સુખ પૈસામા નથી; પણ સંતોષમા છે. એક પાદશાહ પોતાના બાગના બંગલામા બે ઘડી આરામ લેવા જતો. એકવાર સૂતા સૂતા તેને કંઇ વિચાર થઇ આવ્યો. તેણે કોલસાવડે ભીંતે લખ્યુ કે સુખે કોણ સુએ? કેટલેક દહાડે રાજ્યકુંવરી તે સ્થળે જઇ ચઢી, તેના વાંચવામા પેલો પ્રશ્ન આવ્યો. તેણે તે નીચે ઉત્તર લખ્યો, કે "સુખે સુએ કુંભારનો પુત્ર". રાજકુંવરીને કહેવાની મતલબ એવી હતી, કે ધનવાનને ધન ચોરાવાનો ભય રહેછે, અને વધારે મેળવવાનો લોભ થાયછે, તેથી તેને નિરાતે ઊંઘ આવતી નથી. જેને ઘેર માટીના ઠીકરા હોય, તેને ત્યા કંઈ ચોરાવાની ચિંતા હોય નહિ. હાલ્લા ઘડી બે પૈસા મેળવનારને વિશેષ લોભ પણ ન હોય, માટે તે નિરાતે ઊંઘેછે.

જેમ આપણે આપણી સ્થિતિની સરખામણી ઉતરતી પંક્તિના માણસની સ્થિતિ સાથે કરવી, તેમ આપણે આપણી લાયકી વિષે પણ ઉતરતું મત બાંધવુ, એટલે આપણે કેટલા થોડાને પાત્ર છતા કેટલી વધારે મોજ માણીએ છીએ, તેનો વિચાર આપણા મનમા આવશે, અને તેથી સંતોષ થશે. આપણે જોઇએ છીએ કે આપણા કરતા જેઓ વધારે લાયક હોયછે, તેઓ આપણા કરતા ઉતરતી હાલતમા પણ રહે છે.

જેઓ લોભીછે, તેઓ પોતાની સ્થિતિથી અસંતોષ માનીને ઇશ્વરને દોષ દેવા ઉભા થાયછે. જે સુખ તેમને છે તેને માટે ઇશ્વરનો ઉપકાર માન્યાને બદલે તેઓ અસંતોષથી કૃતઘ્ન થાયછે, અને ઇશ્વર પ્રત્યેનું પોતાનું કર્તવ્ય તજેછે, તેથી તેને વધારે સોસવાનો વારો આવશે, એમ સમજવુ.

પોતાની સ્થિતિથી સંતોષ માનવો એટલે તેથી ચઢતી સ્થિતિ પહોંચવા માટે મહેનત ન કરવી, એવો એનો અર્થ નથી. સ્થિતિ ફેરવવાનું ઘણે દરજ્જે આપણા હાથમા છે. પ્રયત્નથી ઘણુ થઇ શકે છે. ગમે તેવી સ્થિતિમાં પડી રહેવું, એવો ઇશ્વરનો ઇરાદો પણ ન હોય. સારી સ્થિતિ મેળવવાને યોગ્ય ઉપાય લેવા, એ આપણું કર્ત્તવ્ય છે. તેનીજ સાથે ચાલુ સ્થિતિમાં સંતોષથી રહેવુ એ પણ આપણુ કર્ત્તવ્ય છે.

## પ્રકરણ ૭ મું.

### વિવેક.

સારી રીતભાતને અથવા સભ્યતાને સાધારણ રીતે વિવેક કહેવામાં આવે છે; પણ અહી વિવેક શબ્દ વિશેષ અર્થમા વાપર્યો છે. તેથી, " જે વાજબી હોય, અને જેથી આપણું કલ્યાણ થાય એવું પ્રથમથી સાવધાની રાખી આચરવાની ટેવ નક્કી કરી આપનાર ગુણ " તે વિવેક, એવી એની વ્યાખ્યા સમજવી. વાજબી શું, ને કલ્યાણકારી શુ, તે અનુભવથી નક્કી થઇ શકેછે, એટલે આપણી સ્થિતિને ઘટિત શું છે ને અઘટિત શું છે, તે અનુભવથી આપણે જાણીએ છીએ. એ અનુભવના ઉપયોગથી વિવેક ગુણ ઉત્પન્ન થાયછે. વિવેકને આપણે અગમબુદ્ધિ કહીશું તો ચાલશે. કંઈ પણ કામ કરતા અગાઉ તે થઇ શકશે કેમ, અને તે શી રીતે કરી શકાશે, તેનો વિચાર કરવો, તેને આપણે અગમબુદ્ધિ કહીએ છીએ. એવો વિચાર કરવામાં પાછલો અનુભવ આપણને કામ લાગે છે. જે કામ એક રીતે કરવાથી સિદ્ધ થતું નથી એવો આપણને અનુભવ થયો હોય, તો તે કામ ફરીથી આપણે તે રીતે કરીશુ નહિ. જેઓ અગમબુદ્ધિ વાપરતા નથી, તેઓ પશ્ચમ બુદ્ધિના કહેવાયછે.

સ્ત્રીઓને લોકો પચ્છમ બુદ્ધિની કહેછે. સ્ત્રીઓ પોતેજ કહેછે, કે "બાઈડીની બુદ્ધિ પાનીએ" એથી એઓમાં બુદ્ધિ નથી, એમ ઠરતું નથી, પરંતુ કામ કે આચરણ કરતા અગાઉ તેઓ બુદ્ધિનો વાપર કરતાં નથી, એમ ઠરેછે. ઘણીવાર તેઓ વગર વિચાર્યું કરી બેસે છે, અથવા જે મનમાં આવ્યું તે તાત્કાલિક કરી નાંખવાનું સાહસ કરે છે. સાહસ એ આવા અર્થમાં દુર્ગુણ છે, એમ આપણે પૂર્વે જણાવ્યું છે. આવા સાહસના ઉલટા ગુણને આપણે અગમબુદ્ધિ કે વિવેક કહીશું તોપણ ચાલશે. ઘણી નારીઓ વાર્યું કરતી નથી પણ હાર્યું કરેછે. બત્રીસ ટકોરા વાગેછે, ત્યારે તેઓ ઠેકાણે આવેછે; પરંતુ એકેક ટકોરે જો તે સાવચેત થાય, અને બીજા કામને આરંભે વિચાર કરે, તો એટલા ટકોરા તેમને ખાવા ન પડે.

જેમને જગતનો ઘણો વા વાયો નથી, એવી તરૂણ સ્ત્રીઓ કે દિકરીઓ ઘણીવાર ધારેલા કાર્યમાં નિષ્ફળ થાયછે, અથવા ઓડનું ચોડ કરી બેસેછે; કેમકે જુવાન અવસ્થા ઉધ્ધતાઈ ભરેલી ને પચ્છમ બુદ્ધિવાળી હોયછે; એ માટે નાનપણથીજ સૌએ પોતાના વડિલોના ડહાપણને તથા અનુભવને માન આપતાં શીખવું, અને તેમની સલાહને તથા અગમબુદ્ધિને ખુશીથી તાબે થવું. ઘણીવાર ઘરડાંને ગાંડાં સરખાં ગણી તેઓ હશી કાઢેછે; પણ "ઘરડાં ગાડાં વાળે," એ કહેવત યાદ રાખવી. એકવાર કન્યાના બાપે વહેવાઈને કહાવી મોકલ્યું કે જાનમાં કોઈ ઘરડાને લાવશો નહિ. મારે સર્વે જાનૈયા જુવાનજ જોઈએ. આપણને નિરંકુશ મહાલવાનું મળશે જાણી જુવાનીઆ ખુશી થયા. જાન નીકળવાનો વખત થયો, ત્યારે એક ઘરડા ડોસાએ કહ્યું ભાઈઓ, તમે મને સાથે લઈ જાઓ, વહેવાઈએ ખાસ કહેવડાવ્યું-છે તેમાં કંઈ છૂપો ભેદ હશે. જુવાનીઆ બોલ્યા, વહેવાઈએ સ્પષ્ટ ના કહેવડાવ્યું છે, તો તમને કેમ લઈ જવાય? જો લઈ જઈએ તો તે વાંધો લેશે ને બધાને ફીકે મોંઢે પાછા આવવું પડશે. ડોસાએ કહ્યું, તમે મને ગુણમાં ઘાલો ને સરસીધાના ગાડામાં રાખો, એટલે વેવાઈને ખબર પડવાની નથી. ડોસાને એ રીતે ગુણમાં રાખી જાન વેવાઈને ગામ ગઈ. ભાગોળે સામૈયું આવ્યું, તે વખતે વહેવાઈએ તજવીજ કરી, તો જાનમાં સર્વેજ નવ લોહીઆ જણાયા. જાનને ઉતારે આપ્યા પછી, તેણે કહ્યું, ભાઈઓ, વરને પરણાવશો ક્યારે,

કે તમે પાસેનું તલાવ ઘીથી ભરી આપશો ત્યારે. એમ કહી વહેવાઇ ચાલ્યો ગમો, એટલે સર્વ વિચારમાં પડી ગયા ને વિમાસણ કરવા લાગ્યા. આવડા મોટા તળાવને ઘીથી કેમ ભરી શકાશે? તાબડતોબ એટલું ઘી લાવીશુ, પણ ક્યાંથી? જો વાર લાગશે તો લગ્નનો વખત વીતી જશે. સૌ વિચાર કરીને થાક્યા, પણ કોઇને કંઈ માર્ગ સુઝ્યો નહિ; ત્યારે એક જણને યાદ આવ્યું, કે આપણે ગુણમાં ઘાલીને ડોસાને આણ્યો છે, તેને ચાલો પુછી જોઇએ. ગુણમાંથી બહાર કાઢીને ડોસાને સર્વ હકીકત કહી. તેણે જવાબ દીધો, કંઈ ફિકર નહિ. તમે વહેવાઇને કહો કે અમે ઘીનો બંદોબસ્ત કર્યો છે. ને ઘીનાં ગાડાં અબધડી આવી પહોંચશે; માટે તમે એકદમ તળાવ ખાલી કરી આપો. મોટા તળાવમાં પુષ્કળ પાણી હતું, તે એકાએક ઉલેચી શકાય એમ નહોતું. બે ચાર જણ દોડતા દોડતા વહેવાઈ પાસે ગયા ને બોલ્યા, કે ઘીનાં ગાડાં આવે છે, માટે તમે તળાવ એકદમ ખાલી કરી આપો. વહેવાઇએ હસીને કહ્યું, માનો નમાનો પણ તમારી જાનમાં કોઈ પણ વૃદ્ધ માણસ આવેલું છે? થોડું ઘણું નિશાળમાં ભણ્યાં કે જાણે પાવરધાં થઈ ગયાં, એમ સમજી ઘણાંક વાડલના મતને હસી કાઢેછે. તેઓ અજ્ઞાન છે, વહેમી છે, તેમની "સાઠીએ બુદ્ધિ નાઠી" છે, એમ કહી તેમના મતને ગણકારતાં નથી; અથવા તેમના કહેવા પ્રમાણે ચાલતાં નથી; પણ નિશાળનું ભણતર એક ચીજ છે, અને જગત્‌ને અનુભવ બીજી ચીજ છે. અનુભવ મહાવરા વગર આવતો નથી, અને મહાવરાને વખત લાગે છે. જેને અનુભવ વધારે, તે જગત્‌નાં કાર્યોમાં વધારે ફાવે છે. જુવાનીમાં આપણો અનુભવ કમી કે નહિ જેવો હોય, ત્યારે આપણાં વડિલનાં અનુભવનો લાભ લેવો એ અતિ જરૂરનું છે.

વગર વિચાર્યું ને ગમે તેમ કરી બેસવાથી પસ્તાવું પડેછે. એથી આપણી પટ જાયછે, અને લોકોમાં માન ભંગ થવાયછે. ઘર સંસારની સુખ શાન્તિ એથી ભયમાં રહેછે, કે હરકતમાં આવી પડેછે; કેમકે વારેવારે કામ બગડે છે, ને આબરૂને હાનિ પહોંચે છે. પગ્છમ બુદ્ધિવાળાની કોઈ દોસ્તી કરતું નથી, કેમકે દોસ્તી કરવામાં તેઓ ભય સમજેછે. એથી આપણી બુદ્ધિ વિષે લોકો હલકું મત બાંધેછે, અને સૌથી વિશેષ નુકસાન એ થાયછે, કે આપણે આપણા સદ્‌ગુણ જાળવી શકતાં નથી. વગર વિચાર્યું કામ કરવા જતાં તે બગડે, કે જુઠું બોલવાનો પ્રસંગ આવે; અથવા કોઇના ફાંસામાં ફસાઈ જવું પડે. તુર્ત બુદ્ધિવાળાં આવેશમાં આવી જાયછે, ન કરવાનું કરી બેસેછે, ને પાછ-

ળથી પસ્તાયછે. કોઈ સવાલ કરે તેનો પૂરો અર્થ સમજ્યા વગર કે તેનો મર્મ જાણ્યા વગર ઘણાં માણસ એકદમ જવાબ દઈ દેછે, તેથી તે બંધનમાં આવી જાયછે, અથવા ખોટા જવાબથી હાંસીને પાત્ર થાયછે. એ માટે સમજ્યા વગર ને વિચાર્યા વગર કંઈ પણ કહેવું કે કરવું નહિ. "સાત ગળણે ગળીને પાણી પીવું," એ કહેણી હમેશ ધ્યાનમાં રાખવી.

લોકોમાં વિવેકનું મહત્વ સૌથી વધારેછે, કેમકે એનું ચણતર પુખ્ત વિચારથી થએલું છે, અને મનુષ્યની સમજ શક્તિનો પૂર્ણ નમુનો જે ડહાપણ તેની સાથે એ નજીકનો સંબંધ ધરાવેછે. જે ડાહ્યાંમાં ખપેછે તે વિવેક વાળાં હોયછે. એમ છતાં તેમનાથી પણ જ્યારે ભૂલો થાયછે, ત્યારે "ચતુરમાં ચૂકો કેમ પડી" કહી લોકો મજાક કરેછે. વિવેક વગર નાના કે મોટા કામમાં ફતેહ મળતી નથી. રાજ કાજનાં મોટાં કામ તો એ ગુણ વગર થઈ શકેજ નહિ. દૂરંદેશી થયા વગર ફતેહમંદીથી રાજતંત્ર ચલાવી શકાતું નથી,કે કોઈ પણ મહત્ કાર્ય થઈ શકતું નથી.જેઓ નામાંકિત રાજકરનાર-સ્ત્રી કે પુરૂષ,-ફતેહમંદ લડાયક, પ્રતાપી કારભારીઓ, અને પૂજ્ય ધર્મપ્રવર્તક થઈ ગયાછે, તે સર્વ દૂરંદેશી હતા, એવું ઈતિહાસો ઉપરથી માલમ પડશે.

વિવેકના પાયા બે છે; ૧.આપણા દરેક કર્ત્તવ્યને અંતઃકરણથી માન આપવું, અને ૨. આપણા મતને દૃઢપણે વળગી રહેવું. જો વિવેકનું ચણતર આવા પાયા ઉપર ચણવામાં આવે, તો આપણું ભલું થાય, અને એમ નહિ કરીએ, તો એજ વિવેક અધમ થઇ આપણને લુચ્ચાઇ અને આપસ્વાર્થ માત્ર શીખવશે. નઠારૂં કામ કરનાર પણ તે શી રીતે પાર પાડવું તેનો આગળથી વિચાર કરેછે. તેણે જે અગમ બુદ્ધિ વાપરી, તેથી તે નઠારા કામમાં ફતેહ પામી અધોગતિને પહોંચશે. એવું કામ કરવું એ આપણું કર્ત્તવ્ય છે કે નહિ, તેનો વિચાર પ્રથમ કરવો. કર્ત્તવ્ય એજ મોટી ચીજ છે, એમ ગણી જેથી કર્ત્તવ્યને ખામી આવે એવું કોઇ પણ ચણતર ચણવું નહિ. આપણી રહેણી કરણી માટે આપણે જે મત કે ધોરણ બાંધી રાખ્યું હોય, તેને હમેશ દૃઢપણે વળગી રહેવું; કેમકે એક વાર જરા પણ નમતી દોરી મૂકી,તો બાંધેલું ધોરણ તૂટશે.એકવાર ધોરણ તૂટ્યું કે બંધન અથવા અંકુશનો નાશ થયો એમ સમજવું. કંઇ પણ કામ કરવાનું મન થાય, અથવા તે કરવાનો કોઈ આગ્રહ કરે, તો તે કરતા અગાઉ એથી આપણા કર્ત્તવ્યને બાધ આવશે કે કેમ, અને એથી આપણું ધોરણ તૂટશે કે કેમ, તેનો વિચાર પ્રથમ કરવો, એટલે અગમ બુદ્ધિનો પ્રથમ ઉપયોગ આ ઠેકાણે કરવો.

# પ્રકરણ ૮ મું.

## સહનશિલતા.

સહનશિલતા અથવા સબુરીનો ઇસારો ધૈર્યના વિષયમા કરવામા આવ્યોછે. મદ ધૈર્યને આપણે સહન શિલતા કહી શકીએ, ધૈર્ય એ કેટલેક દરજ્જે સાર્વજનિક સદ્ગુણ ગણી શકાયછે, અને તેનો ઉપયોગ બહુ કરીને મોટે પ્રસગે થાયછે. સહનશિલતાને આપણે ઘરસસારી સદ્ગુણ કહી શકીએ, અને તેનો ખપ વારે ઘડીએ પડેછે ધૈર્યનો ગુણ કેટલાકમા સર્વોત્તમ છતા પણ તેમનામા સહનશિલતાનો ગુણ ઘણો કમી હોયછે. ધૈર્યની પેઠે સહન શિલતા એ સ્વધર્મ છે, તેથી તે આપણી જાતને વિશેષ લાગુ પડેછે.

જેઓ સહનશિલતાની ટેવ પાડેછે, તેઓ બડબડ કર્યા વગર દુઃખ સહન કરી શકેછે, હાય વરાળ કર્યા વગર શરીરની વેદના ખમી શકેછે, બીજાએ કરેલી પીડા ઠપકો આપ્યા વગર વેઠી શકેછે, ચીડાયા વગર પોતાના મતનુ ખડન કરનારના વેણ સાખી શકેછે, અને બીજાની ખરાબ ચાલ ટીકા કર્યા વગર સહન કરી શકેછે. કમ નસીબથી સવળુ કરવા જતા અવળુ થયુ, કે આપણી મુરાદ બર ન આવી, કિવા આપણે ભારે નુકસાનના બોજા મા આવી પડ્યા, ત્યારે બડબડ કરવાથી કે હાય વરાળ કર્યાથી શો લાભ થવાનો? શરિરે કઇ વાગ્યુ કે રોગ થયો, તે વખતે બૂમો પાડવાથી કે રોકકળ કરવાથી લાભને બદલે વેદનામા વધારો થાયછે દાકતર નસ્તર મુકવાનુ કે કાપવાનુ કહે તો કેટલાક ધ્રુજેછે,ને ખુમારણ મરી મૂકેછે.મૂજવાથી કે શરીર ચોરવાથી નસ્તર કે બીજુ હથિયાર વધારે બેકાર કે શરિરનો ભાગ કપાય, તો તેથી વધારે નુકસાન થાય. બીકના માર્યા નસ્તર ન મૂકવા દઇએ કે વાઢકાપ ન કરવા દઇએ, તો રોગ લબાઇને વખતે મોતનુ કારણ થાય. જેઓ શૂરવીર છે, તેઓ શરીર પર ઝટકા પડે, તો પણ "અરે" કહેતા નથી. એક કાઠીનો પગ કાપવાનુ ઠર્યું. દાકતરે બેશુદ્ધ કરવાની દવા સુધાડવા સારૂ શીશી કાઢી, ત્યારે કાઠી બોલ્યો, કે મને બેશુદ્ધ કરવાની જરૂર નથી. જાણી બુઝીને પગ કપાતી વખતે અમે "અરે" કહીએ કે પગ ચોરીએ કે કાયર પણું બતાવીએ તો અમે શૂરવીર શાના? એમ કહી તેણે પગ ધર્યો અને દાકતરે તે

કાપવા માંડયા, પણ કાહીએ " અરે " એવા શબ્દ ઉચ્ચાર્યો નહિ, મોં ટીલું કર્યું નહિ, કે પગને મોર્યો નહિ. આ સહનશિલતાની પરિસીમાછે. છોકરાંથી કે બીજાથી અજાણતાં કંઇ વાગી બેસે કે દેવતા ચપાઇ જાય, તો ઘણી સ્ત્રીઓ તેમને મારવા ને ગાળો દેવા કે ઠપકો આપવા મંડી જાયછે; પરંતુ જે કાર્યું અજાણતાં થઇ ગયું, તેને માટે દોષ દેવો વાજબી નથી. અજાણતાં વાંક સૌનો થાયછે. નાહાન છોકરાં ઘણી વાર અણસમજમાં કે તમાસો જોવા અડપલાં કરેછે, અને તેથી વખતે ભયંકર અકસ્માત્ થઇ બેસેછે. એવે ટાણે તેમને માર ઝૂડ કરવાથી શો લાભ થાય ? ધીમે રહી ઠપકો આપીએ, અથવા નારાજ પણું બતાવી શીખામણ દઇએ તો બસ થાયછે. ઘણી સ્ત્રીઓને પોતાનો કકકો ખરો કરવાની ટેવ હોયછે, તેથી જેઓ તેના મતમાં ન ભળે, અથવા તેના મતથી વિરૂધ્ધ જાય, તેમના ઉપર તે ચીડાયછે, ને લઢવા મચેછે. એથી લાભને બદલે નુકશાન થાયછે. આપણું કહેવું હમેશાં ખરૂંજ હોય, એમ કહી શકાય નહિ. આપણું મત ખામી ભરેલું હોઇ શકે. બીજાનું કહેવું ખરૂં હોય. આપણી પેઠે બીજાને પોતાની સમજ પ્રમાણે કહેવાનો હક્કછે. કોઇ આપણી રીત ભાતની ટીકા કરે, તો તેથી ન ચીડાતાં આપણી ખોડ ખાપણ સુધારવા તજવીજ કરવી, એ વધારે સારૂંછે. કોઇ આપણા પુસ્તક ઉપર ટીકા કરે, અને તે આપણા ગેરલાભમાં હોય, તોપણ તેથી ચીડાવું ન જોઇએ. પુસ્તક એ સાર્વજનિક મિલકતછે, તેથી તેના ઉપર ટીકા કરવાનો સૌને હક છે. કદી કોઇએ જાણી જોઇને ગેરવાજબી ટીકા કરી હોય, તોપણ તેથી ચીડાવામાં લાભ નથી. " ગોળાને મોંઢે ઢાંકણું દેવાય, કંઇ જગત્‌ને મોંઢે ઢાંકણું દઇ શકાતું નથી. " જેઓ મોટા મનનાં છે તેઓ બીજાની ચાલ વિષે ટીકા કરતાં નથી. તેમની ચાલ કદી પોતાને કંઇ અસર કરતી હોય, તો પણ તેઓ તે સહન કરેછે. પ્રસંગે ખામોશ રાખવી એ બહુ સારી વાતછે. ગમ ખાવામાં ઘણો લાભ છે. " ન બોલ્યામાં નવ ગુણ " કહ્યાછે, તે બીજા વિષે ટીકા કરવામાં કામ આવેછે.

જેઓ દુર્દૈવ સહન કરી શકતાં નથી, તેઓ સર્વ શકિતમાન ઇશ્વિરની સામાં થાયછે, એમ સમજવું; કેમકે તેની આજ્ઞાથી કે તેની ઇચ્છા પ્રમાણે સઘળાં દુઃખ આપણા પર આવી પડેછે. ઘણી વાર એવે પ્રસંગે લોકો ઇશ્વિરને તિરસ્કાર કરવા કે ગાળો દેવા મંડી જાયછે, પણ તેઓ જાણતાં નથી કે દુઃખ એ આપણા કર્મનુંજ ફળછે, અને તે ઇશ્વરે આપ્યું તેમાં તેનો દોષ નથી. ઘણી પીડાઓ આપણે હાથે કરીને વહોરી લઇએ

છીએ. સૃષ્ટિના નિયમની વિરૂધ્ધ ચાલીએ, એટલે સૂવાને બદલે ઉજાગરા કરીએ, ઉદ્યમને બદલે આળસુ થઇ પડી રહીએ, રીતસર ખાવાને બદલે ઘણું-કે થોડું ખાઇએ, ટાઢ તડકાનો વિચાર ન કરતાં ગમે તેમ રવડીએ, તો તેનું બુરૂં ફળ આપણે ચાખવુંજ પડે આપણે નીતિથી ના વર્ત્તીએ, એટલે આપણું કર્ત્તવ્ય ના બજાવીએ, તો પરિણામ માઠુંજ આવે. ઘણી વાર આપણે દુઃદૈવનું કારણ જાણી શકતાં નથી, ત્યારે દોષ ઇશ્વરને દઇએ છીએ, પણ તે અઘટિત છે.

સહનશિલતા વડે માથે આવી પડેલી આપત્તિ ઓછી થાયછે; એટલે તેની અસર કમી લાગેછે. આપત્તિમાં મન શાન્ત રહે, તો તે ટાળવા સારૂ જોઇતી મહેનત કરી શકાયછે, અને ફાવતી જોગવાઇ સાધી લેવાયછે. તેથી ઘણુંકરીને આપણે આપત્તિને દૂર કરી શકીએ છીએ, અને સારી સ્થિતિ માં આવીએ છીએ. શરીરે વેદના થતી હોય, તો સહનશિલતાથી તેનું જોર કમી થાયછે. જેમનાથી દુઃખ સહન થતું નથી, તેઓ ચિંતામાં રહેછે, અને ચિંતા વડે શરીર ખરાબ થાયછે. એક વાર બાદશાહએ લોઆને પૂછયું, મને બધી પ્રકારનું સુખછે, અને હું કીમતીમાં કીમતી ખોરાક ખાઉંછું, તે છતાં મારૂં શરીર દુબળું રહેછે; અને વાણીઆ લોકો ઘણા ખરા જાડા પોટલા જેવા દેખાય છે, તો તેઓ શું ખાતા હશે? લોએ જવાબ દીધો, એ લોકો ગમ ખાયછે. બાદશાહે કહ્યું ચાલ ત્યારે હું પણ ગમ ખાઉં. લોઓ કહે, તમારાથી ગમ નહિ ખવાય. બાદશાહે આગ્રહથી કહયું, હું ગમ ખાઇશ. લોઓ બોલ્યો ઠીકછે, પણ તમારે ગરીબને વેષે આવવું પડશે, વાણીઆની દુકાને ગુમાસ્તી કરવી પડશે, અને તે જેમ કરેછે તેમ કરવું પડશે. બાદશાહે બધી સરતો સ્વીકારી. એક દહાડો બન્ને નેસ્તીની દુકાને ગયા, અને બાદશાહ વગર પગારે તેને ત્યાં ગુમાસ્તા રહ્યા. સાંજનો વખત થવા આવ્યો ત્યારે વાણીઆને કંઇ જરૂરના કામ માટે ઘેર જવું પડયું. તેણે શી રીતે કરવું, શા ભાવે વેચવું, વગેરેની ગુમાસ્તાને સમજ પાડી. શેઠના ગયા પછી સાંજનો વખત હોવાથી ઘણાં ઘરાક ટોળે વળ્યાં. ઘણાં ખરાં ઘરાક ગરીબ જાતનાં મુસલમાન હતાં. એક કહે મને એક દમડીનો ગોળ આપ, એક દમડીનું તેલ આપ, એક દમડીનાં મરચાં આપ. બીજો કહે મને દમડીનું ફુલાણું આપ. એ રીતે એકી વખતે ઘણાં માણસો માગણી કરવા લાગ્યાં, ને અસૂર થવા આવેલું તેથી ઉતાવળ કરવા લાગ્યાં. દમડી દમડીની અનેક

ચાન્જે ભેગી કરવી ને જોખવી એ અનુભવ વગરનાને સહેજ ન હોતું; તેથી ગુમાસ્તાને જોઇએ તે કરતાં વધારે વાર લાગતી હતી. ઘરાક અધીરા થઇ બડબડવા લાગ્યાં એકે અધીરા થઇ કહ્યુ, અમે બનીએ સાલે દેર ક્યું કરતાહૈ? સાળો શબ્દ સાંભળતાંજ બાદશાહનો મિજાજ ગયો, ને તેમણે ગજવામાં રાખી મૂકેલી કટાર કાઢી. સારા ભાગ્યે લૌઓ નજીકમાંજ સંતાઇ રહયો હતો, તેણે દોડતા આવી બાદશાહને પકડી લીધા, અને કહ્યુ, ચાલો સરકાર, એ તો તમે ગમ ખાઇ રહયા!

જેઓ ખામોશ પકડેછે, તેઓ દુશ્મનનુ જોર કમી કરેછે, અને જુલમી હોય તેને પણ તે ઓશિઆળુ કરેછે. માર માર કરતો આ યો હોય, તે પણ આપણા ન બોલવાથી નરમ પડેછે. જેઓ ખામોશ ન પકડતા સામે થાયછે, કે સામું બોલેછે, તે દુશ્મને કે મારવા આવનારને વધારે આવેશમા લાવેછે. ખરૂં પૂછો, તો ગમ ખાનારને દુશ્મનજ થોડા હોયછે, અને દુશ્મન હોય, તે પણ વખતે તેના મિત્ર થઇ જાયછે. ગમ ન ખાવાથી ધણી ધણીઆણી વચ્ચે ઘણીવાર કજીઆ કંકાસ થાયછે, માબાપ અને છોકરા વચ્ચે બે બનાવ થાયછે, અને ભાઇ બેનોમા વિરૂદ્ધતા ચાલે છે. એક ડોસો મોટી ઉમરે ફરી પરણ્યો. પહેલી વારની સ્ત્રી એક છોકરો મુકીને મરી ગઇ હતી. તે ડોસો નવી સાથે એક વાર પરગામથી ઘેર આવતો હતો. રસ્તામા એક કુવો આ યો એટલે ડોસો દોરી લોટો લઇને પાણી કાઢવા ગયો. નવી નાની વયની, અણસમજુ ને પચ્છમ બુદ્ધિની હતી. તેને ડોસો ગમતો નહોતો. તેના હૃદયમા દુષ્ટતાએ વાસ કર્યો. તેણે કુવા આગળ જઇને ડોસાને પાછળથી ધક્કો માર્યો, તેથી તે કુવામા પડયો, અને તે સ્ત્રી ઘેર ચાલી ગઇ. સારા ભાગ્યે કુવામા પાણી નજીક વડની મુળી હતી, તે હાથ આવનાથી ડોસો બચ્યો, અને કોઇ વટેમાર્ગુએ તેને દયાની ખાતર બહાર કાઢયો. ઘેર જઇને શુ કહેવુ ને કેમ કરવું, તેનો તેણે ઊંડો વિચાર કર્યો. ઘેર આવ્યો ત્યારે છોકરો, છોકરાની વહુ અને તેમના નાના છોકરા ડોસા પાછળ વીંટાઇ વળ્યા, ને પૂછવા લાગ્યા કે વહેલા કયાથી આવ્યા? નવીએ ઘરનાને કહયુ હતુ કે ડોસાને તેમના મિત્રે કઇ કામ માટે રોક્યાછે. નવીએ શુ કહયું હશે, તે આ લોકના પ્રશ્ન ઉપરથી ડોસો સમજી ગયો. નવી એક ખૂણામા ધ્રૂજતી હતી, કેમકે રખેને ડોસો તેનુ કૃત્ય ઉઘાડુ પાડે એવો તેને ભય હતો. તેની દયામણી સ્થિતિ ડોસાના જોવામા આવી. તેણે કહ્યુ, કામ પતી ગયુ, તેથી

હું વહેલો આવ્યો. ડોસાની ઉદાર વૃત્તિ ને મોટું મન જોઇ નવીના મન પર સારી અસર થઇ. તેને પોતાના દુષ્ટ કૃત્યનો પસ્તાવો થયો, અને તેની રહેણી કરણીમાં ઘણો સુધારો થયો. "ન બોલ્યામાં નવ ગુણ" એ પ્રમાણે ડોસો રોજ માળા જપવા લાગ્યો. તેમનો સંસાર ઘણાં વર્ષ સુખરૂપ ચાલ્યો. એક વાર ડોસાથી પોતાનો જાપ જરા ઉતાવળે બોલાઇ ગયો તે પોતાના દીકરાના નાના છોકરાના સાંભળવામાં આવ્યો. છોકરાને એથી આશ્ચર્ય લાગ્યું, અને એ જાપનો મર્મ શો, તે ડોસાને પૂછવા લાગ્યો. ડોસાએ કેટલીક મુદત બાલાં બતાવી છોકરાને ઉડાવ્યો. છોકરાએ પોતાના મા બાપને જાપની વાત કરી, ત્યારે તેઓએ પણ ડોસાનો કેડો લીધો. આખરે થાકીને તેણે ખુલાસો કર્યો; પણ તે સાથે સખ્ત તાકીદ કરી કે આ વાત કોઇને કહેવી નહિ. તેમણે વાત છાની રાખી;પરંતુ એક વાર સાસુ વહુ વચ્ચે અણધાર્યો કજીઓ થયો, અને તેઓ મેણાં ટૂણાં પર આવી ગયાં; ત્યારે વહુએ કહ્યું, "અમારા દોષ ગમે તેટલા તમે કાઢો, પણ અમે કંઇ તમારી પેઠે ધણીને મારવા ઉભાં થયાં નથી." આ મર્મબાણે નવીનું હૃદય ભેદી નાંખ્યું. પોતાના કૃત્યથી તથા ફજેતીથી પસ્તાઇને તેણે તેજ રાત્રે આત્મઘાત કર્યો. સહનશિલતા એ જાણે સ્રીઓમાં સ્વભાવ સિધ્ધ સદ્ગુણ હોય, એમ ઘણીવાર જોવામાં આવેછે. કદાચ તેમની સ્થિતિ એવી હોય કે તેમને સહનશિલ થવું પડે; અથવા તેમને ખમોશ પકડવાના પ્રસંગ વારેવારે આવેછે, તેથી એ ગુણ તેમને પ્રાપ્ત થાયછે. નાનાં બાળક ઉછેરવાં એ કેટલું વિકટ કામછે? કોઇ માંદું પડે, કોઇ હઠ કરે, કોઇ નકામું દુઃખ દેવા ઉભું થાય, તોપણ માતા તે સહન કરેછે. બાળકના સુખની ખાતર પોતે ભીની પથારીમાં સુએ, ખાવા પીવામાં પરહેજી પાળે કે જાતે ઓસડ ખાય. એ

# પ્રકરણ ૯ લું.



## સમતા.

હરખથી છલકાવું નહિ; અને શોકથી ગભરાવું નહિ, તેનું નામ સમતા અથવા સુખ દુઃખનું સમાન પણું. આવી વૃત્તિ કેટલાં થોડાંની રહેછે? કોઇ સાધવી સ્ત્રી કે સાધુ પુરૂષજ આવી વૃત્તિ રાખી શકેછે, પરંતુ જે રાખી શકેછે, તે હમેશા સુખ ચેનમાં રહેછે,

કેટલાંક હર્ષથી એવાં છલકાઇ જાયછે, કે તેથી તેમને હરખ ચમક થાયછે. એક ડોશીને અણધારી રૂપીઆની ગાંસડી મળી. મોઢા આગળ રૂપીઆની ઢગલી જોઇનેજ તે ગાંડી થઇ ગઇ, અને બોલી ઉઠી, કે અધધધધ! આટલા બધા રૂપિઆ!! જે હરખજીથી ઘસડાયછે, તે શોકથી પણ ઘસડાઇ જાયછે; એટલે તેનાથી શોક સહન થતો નથી, તેથી તેનું પરિણામ પણ માઠુંજ નિવડેછે. એકના એક પુત્રના કે વહાલા પતિના મરણની ખબર સાંભળતાંજ સ્ત્રીઓને ગાંડાં થયાના કે તેમણે આપઘાત કર્યાના દાખલા છે. વહાલાના શોકથી સ્ત્રીઓ માથાં ફોડેછે, લોહી લોહાણ થાય ત્યાં સુધી છાતી કૂટેછે, રોઇ રોઇને અધાપો આણેછે, અને અકંદ કરીને શરીર ખરાબ કરેછે. આમ કરવાથી ફળશું? મરનાર પાછું આવતું નથી, અને શોક દૂર થતો નથી. એટલા માટેજ એવે પ્રસંગે મન વાળવાની જરૂરછે. જે જાયું તેને મરવું છે, અને જે મરી ગયું તે કોટી ઉપયે પાછું આવતું નથી, માટે મુઆ પાછળ શોક કરવામાં લાભ નથી. આપણા કરતાં પણ બીજાને વધારે કારી ઘા લાગ્યોછે, તેમનો દાખલો લઇ આપણે મન વાળવું.

વાનું કરેછે, અને તેને પોતાની સ્થિતિનો મદ થાયછે; એટલે જાણે આસમાન એક તસુજ બાકી હોય એમ તેને લાગેછે. આવે સમયે સમતાની વિશેષ જરૂર છે. સુખ દુઃખની ઘટમાળ ચાલ્યા કરેછે. હમેશાં સુખ શાતા ચાલુ રહેનાર નથી. ફરતા ફરતા છાંયડીની પેઠે સુખની પાછળ દુઃખ આવવાનું. જો સારી સ્થિતિમાં સમતા તજાય, તો દુઃખ વહેલું આવી લાગશે; કેમકે મન જ્યારે બહેકેછે, ત્યારે તે મનુષ્યને એવા માર્ગે પકડાવેછે, કે જે વડે દુઃખજ પેદા થાય. મન ઇચ્છા ઉત્પન્ન કરેછે, અને ઇચ્છા એ કોઇ પણ ક્રિયાનો પહેલો અંકુરછે. માટે આપણું પ્રથમ કર્તવ્ય મનને દબાવવાનું અથવા મન મારવાનું છે. મન ન દબાવીએ તો ઇચ્છાઓ ઉત્પન્ન થાય. ઇચ્છા વિના કંઇ કાર્ય થતું નથી.

જેઓ સુખ દુઃખની કીમત સમજેછે, તેઓ સમતા જાળવી શકેછે. સુખ દુઃખ ક્ષણિકછે—અનિત્યછે, તેથી તેને માટે હરખ શોક પણ ક્ષણિક અને અનિત્ય રાખવો જોઇએ. અતિશય સર્વ તજવું એમ મહા પંડિતો કહી ગયાછે. અતિસુખની ઇચ્છા રાખવાથી વખતે સદ્ગુણનો ભંગ થાયછે. આપણાં આચરણ હદથી બહાર હોય, તો આપણી તનદુરસ્તી ખરાબ થાય, અને આપણું અંતઃકરણ કબુલ ન કરે એવાં કે આપણા ધર્મ વિરૂદ્ધ કાર્ય કરવાં પડે.

રાનુછે, માટે તેને હમેશ દૂર રાખવો. મન કુમાર્ગે દોડવાનુ કરે કે તેને તુર્ત દબાવી દેવું.

જગતમા ઘણી વાર નિરાશ થવાના પ્રસગ આવેછે. આપણું ધાર્યું ઘણી વાર થતુ નથી; આપણી ઇચ્છાઓમા આપણે ઘણી વાર નિષ્ફળ થઇએ છીએ; કેટલી વાર આપણે ભારે નુકશાનમા આવી પડીએ છીએ; આપણા શરિરને ભયંકર અકસ્માત્ થાયછે, સગાં વહાલા દુઃખમાં ડુબેછે, અને આપણું કુમળું કાળજું ભડકે બળવાના પ્રસગ આવેછે. એવે સમે સમતા રાખનાર પોતાના દુઃખની અસર દૂર કરી શકે છે, કે તેને કમી કરી શકેછે. અણસમજુ કરતાં સમજુને દુઃખ ઓછી અસર કરેછે. જેઓ તત્વજ્ઞાનીઓ કે ફિલસુફો છે, તેઓને વખતે તેની અસર બિલકુલ થતી નથી. મહાયોગીઓને તો સુખ દુઃખ સમાન હોવાથી તેની તેમને પરવાજ રહેતી નથી.

---

## પ્રકરણ ૦ મું.

---

### વ્યવસ્થા.

કામકાજની નિયમિત ગોઠવણને વ્યવસ્થા કહે છે. જે જે કામ આપણે કરવાનાં હોય, તે તે અમુક વખતે અને અમુક ઠેકાણે કરવાનો અગાઉથી નિશ્ચય કરી રાખવો તેનુ નામ વ્યવસ્થા. આવતી કાલે શું શું કરવાનું છે, અને તે કયે વખતે કેટલી વાર કરવુ, તેનો સૂતી વખતે વિચાર કરી રાખવો, અને એ વિચારનો દરેક રીતે અમલ થાય, એમ કરવું. રાજ્ય કાજની જંજાળવાળા કે બહુ મમગરા લોક તો આવતા કાલે કયા કયા કામ કયારે કયારે કરવાના છે, તેની ચોપડીમા નોધ કરી રાખેછે, અને એ નોધના ક્રમ પ્રમાણે હરેક કામ નીમેલા વખત પ્રમાણે કરેછે, વચ્ચે કઇ બીજુ કામ આવી પડે, તો તે બની શકે તો પડતું મૂકે છે. નોધમા અમુક વખતે અમુક કામ કરવાનું હોય, તે વખતે કોઇ મળવા આવે, તો તેઓ તેની મુલાકાત પણ લેતા નથી. ધારેલે વખતે અમુક કામ ન થઇ શકે, તો બીજા કામોનો વખત ન જાય ને સર્વ કામની અવ્યવસ્થા ન થાય, માટે બાકી રહેલુ કામ

બીજા દિવસને માટે પડ્યુ મૂકેછે. કોઇ કહેશે, એમ કરવામા શો લાભ? મોટો લાભ એ કે વ્યવસ્થાના સદ્ગુણની એથી ટેવ પડેછે, અને તેથી સર્વ કામ નિયમિત રીતે થાયછે.

હવે આપણે શું કરીએ છીએ તે જોઇએ. પ્રથમ તો આપણને વખતની કીમતજ નથી. બે ઘડી બેઠા તોએ શુ, અને ચાર ઘડી ઘોર્યા તોય શું? એક દહાડો પાચ વાગે ઉઠીએ તો બીજે દહાડે સાત વાગે ઉઠીએ. એક દહાડો દશ વાગે ખાઇએ, તો બીજે દહાડે બાર વાગે જમીએ. કામ ગમે ત્યારે હાથમા લઇએ, ગમે તેટલો વખત તેમા રોકીએ, ગમે ત્યારે તેને પડ્યું મૂકીએ, અને ગમે તે દિવસે વળી તેને હાથમાં પકડીએ. કોઈ મળવા આવે તો કામ કામને ઠેકાણે રહે. ઓટલે બેશી ગપ્પો હાંકીએ,તો ભલે શાક દાઝી જાય, કે છોકરા રળવળ્યા કરે. કોઇની સાથે વાતે વળગીએ, તો માથે બેડું હોય ને રસ્તાવચ્ચે ઉભા હોઇએ, તો પણ તેમાં ભવના ભવ વીતી જાય!

આથી પરિણામ શું થાયછે? આપણા કામ નિયમિત રીતે થતાં નથી, અને આપણને વ્યવસ્થાની ટેવ પડતી નથી. ઘણી વાર બૈરાં કહેછે, કે “ અમને બિલકુલ વખત મળતો નથી.આખો દહાડો કામમાં ને કામમાં.ન બે ઘડી બેસવા પામ્યાં, કે ન બે ઘડી સૂવા પામ્યાં. કોઇ દહાડો ઝપવા વારોજ આવતો નથી. આમાં ઘણી ચુક તેમની પોતાની છે. ગેરવ્યવસ્થાનું પરિણામ એવુંજ આવવુ જોઇએ. વખ-સર કામ ન કરે અને વખતની કીમત ન સમજે, તેને કામનો પાર આવેજ નહિ. જે મોડું ઉઠેછે, તેનાં સર્વ કામ મોડાં થાયછે. જેઓ ” કામ વખતે કામ ને ફુરસદને વખતે ફુરસદ ” એવો નિયમ જાળવતા નથી, તેઓને કામ આખો દિવસ પહોચેછે, ને પગવાળીને બેસવાનો વારો તેમને આવતો નથી, કેમકે આખો દિવસ કામ કરનાર પોતાનુ કામ ઉતાવળથી અને લક્ષ પૂર્વક કરતાં નથી, તેથી તેમને દરેક કામમાં વખત વધારે લાગેછે, અને તે છતા પણ તેમનું કામ સારૂં થતું નથી.

વ્યવસ્થા વગર જે કામ પહેલું કરવું જોઇએ, તે પછી થાયછે, જે કામ ઓછી જરૂરનું હોય તે પ્રથમ લેવાયછે, અને વધારે જરૂરનુ પાછળથી થાયછે, કે વખતે રહી પણ જાયછે. પ્રથમથી સંભાળીને નિશ્ચય કરી ન રાખ્યો હોય, તો કેટલાંક કામ વિસરી જવાયછે. આથી ઘરમાં ઘણો બગાડ થાયછે. અમુક ઋતુમાં ઉનનાં ને ગરમી

કીમતી કપડાંને તપાવવાનુ ને ફેરવવાનુ ભુલી જવાથી કેટલુ નુકસાન થાયછે? રાતે ઠામ ઢુમા કરવાનુ રહી જવાથી ઉંદર આવી કે ટલુક અનાજ ખાઈ જાયછે કોઈ કપડાં ભૂલથી ખૂણે વચાળે રહી જતા ઉંદર તેના કેવા હાન કરેછે? દાણાની વખતસર સભાળ વગર તે કેવા સડી કે ઍસી જાયછે? કપડાને જરા માણુ પડયુ હોય તેને થીગડુ મારવાની કે તુની લેવાની તુર્તે તજવીજ ન કરવાથી તે કેટલુ વહેલુ ફાટી જાયછે? છોકરાને વખતસર બળીઆ ન ટકાવવાથી કે માટે સાંજે નિયમિત એોસડ વેસડ કરવાની વ્યવસ્થા ન રાખવાથી કેવુ પત્તાવુ પડેછે? આ સૌ વાતોનો અનુભવ થોડા ઘણા સર્વે સ્ત્રીઓને થાયછે, તે છતા કેટલી થોડી સુ વ્યવસ્થાનો વિચાર કરેછે, અને તેને કેટલી થોડી અમલમા લાવી શકેછે?

ગોઠવણ વગર આપણે જીદગીની કોઈપણ સ્થિતિ જોઈએ તેવી ઉપયોગી કરી શકતા નથી. પૈસાદાર સ્ત્રીઓ એમ સમજે છે કે આપણે ઘેર ચાકર નોકર હોવાથી આપણે હાથે કામ કરવાનુ થોડુ જછે, માટે આપણે વ્યવસ્થા રાખી તોએ શુ, અને ન રાખી તોએ શુ?સાધારણ સ્થિતિનીબાઈઓ એમ માને કે અમારે તો કામ ને ફુરસદ હીબાડીકછે, એટલે અમે ગોઠવણ ન રાખીએ તોપણ ચાલે. ગરીબ સ્ત્રીઓ કહે કે અમારે તો આખોજ દહાડો વૈતરૂ કરવાનુ છે, ત્યા વ્યવસ્થાથી વિશેષ શુ? પરતુ આ ત્રણે સ્થિતિમા વ્યવસ્થાની જરૂરછે માણસને જો ઘરધંધો એજ એકુ કામ હોત, તો કદાચ પૈસાદારની વાત ખરી મનાત ચડતી સ્થિતને માટે ચડતી જવાબદારી મનુષ્ય તરીકે તેમનાપર રહેછે એ વાત તેઓ ભુલી જાયછે. કામ નથી, માટે આળસુ થઈપડી રહેવાનુ જેઓ ચ ાયછે, તેઓ તનથી ને મનથી ખરાબ થાયછે પરતુ કામ લઈએ તો ચાકર નોકરના કામની દેખરેખ રાખવી, ઘરમા બગડતું હોય તેની કાળજી રાખવી, એ શુ પૈસાદારનુ કામ નથી? ચાકર નોકરને ભરોસે રહેનારની ખરાબી થયાના દાખલા વારેવારે બનેછે. ઈશ્વરે તેમને પૈસે ટકે સુખી બનાવ્યા તે શા માટે? તમારા સુખનો બીજાને બને તેટલો લાભ આપો, તમને મમમજ ન હોવાથી જે ફુરસદ મળેછે, તેનો સારો ઉપયોગ કરો, એટલે તે બીજાનુ ભલુ કરવામા કે આત્માનુ ભલુ કરવામા વાપરો. એના કાર્યે પણ વ્યવસ્થા વગર સારા થનાર નથી. ગરીબીને લીધે

બીજા દિવસને માટે પડચુ મૂકેછે કોઇ કહેશે, એમ કરવામા શો લાભ? મોટો લાભ એ કે વ્યવસ્થાના સદ્ગુણની એથી ટેવ પડેછે, અને તેથી સર્વ કામ નિયમિત રીતે થાયછે.

હવે આપણે શુ કરીએ છીએ તે જોઇએ. પ્રથમ તો આપણને વખતની કીમતજ નથી. બે ઘડી બેઠા તોએ શુ, અને ચાર ઘડી ઘોર્યા તોય શુ? એક દહાડો પાચ વાગે ઉઠીએ તો બીજે દહાડે સાત વાગે ઉઠીએ. એક દહાડો દશ વાગે ખાઇએ, તો બીજે દહાડે બાર વાગે જમીએ. કામ ગમે ત્યારે હાથમા લઇએ, ગમે તેટલો વખત તેમા રોકીએ, ગમે ત્યારે તેને પડચુ મુકીએ, અને ગમે તે દિવસે વળી તેને હાથમા પકડીએ. કોઇ મળવા આવે તો કામ કામને ઠેકાણે રહે. એટલે બેશી ગપ્પો હાંકીએ,તો ભલે શાક દાઝી જાય, કે છોકરા રળવળ્યા કરે. કોઇની સાથે વાતે વળગીએ, તો માથે બેડું હોય ને રસ્તાવચ્ચે ઉભા હોઇએ, તો પણ તેમાં ભવના ભવ વીતી જાય!

આથી પરિણામ શુ થાયછે? આપણાં કામ નિયમિત રીતે થતા નથી, અને આપણને વ્યવસ્થાની ટેવ પડતી નથી. ઘણી વાર બૈરાં કહેછે, કે "અમને બિલકુલ વખત મળતો નથી. આખો દહાડો કામમાં ને કામમાન બે ઘડી બેસવા પામ્યા, કે ન બે ઘડી સૂવા પામ્યા. કોઇ દહાડો ઝપવા વારોજ આવતો નથી. આમા ઘણી ચૂક તેમની પોતાની છે. ગેરવ્યવસ્થાનું પરિણામ એવુંજ આવવુ જોઇએ. વખતસર કામ ન કરે અને વખતની કીમત ન સમજે, તેને કામનો પાર આવેજ નહિ. જે મોડું ઉઠેછે, તેનાં સર્વ કામ મોડાં થાયછે. જેઓ "કામ વખતે કામ ને ફુરસદે વખતે ફુરસદ" એવો નિયમ જાળવતા નથી, તેઓને કામ આખો દિવસ પહોચેછે, ને પગ વાળીને બેસવાનો વારો તેમને આવતો નથી, કેમકે આખોદિવસ કામ કરનાર પોતાનુ કામ ઉતાવળથી અને લક્ષ પૂર્વક કરતા નથી, તેથી તેમને દરેક કામમાં વખત વધારે લાગેછે, અને તે છતા પણ તેમનું કામ સારૂં થતું નથી.

વ્યવસ્થા વગર જે કામ વહેલુ કરવું જોઇએ, તે પછી થાયછે, જે કામ ઓછી જરૂરનું હોય તે પ્રથમ લેવાયછે, અને વધારે જરૂરનુ પાછળથી થાયછે, કે વખતે રહી પણ જાયછે. પ્રથમથી સંભાળીને નિશ્ચય કરી ન રાખ્યો હોય, તો કેટલાંક કામ વિસરી જવાયછે. આથી ઘરમાં ઘણો બગાડ થાયછે. અમુક ઋતુમાં ઉનનાં ને રેશમી

કીમતી કપડાંને તપાવવાનુ ને ફેરવવાનું ભુલી જવાથી કેટલું નુકસાન થાયછે? રાતે ઢાંક ઢુમા કરવાનું રહી જવાથી ઉંદર આની કે ટલુંક અનાજ ખાઇ જાયછે. કોઇ કપડાં ભૂલથી ખૂણે વચાળે રહી જતાં ઉંદર તેના કેવા હાલ કરેછે? દાણાની વખતસર સંભાળ વગર તે કેવા સડી કે બેસી જાયછે? કપડાંને જરા કાણું પડયું હોય તેને થીગડું મારવાની કે તુની સેવાની તુર્ત તજવીજ ન કરવાથી તે કેટલું વ્હેતું ફાટી જાયછે? છોકરાને વખતસર બાળીઆ ન ટેકાવવાથી કે માદે સાજે નિયમિત ઓસડ વેસડ કરવાની વ્યવસ્થા ન રાખવાથી કેવું પસ્તાવુ પડેછે? આ સૌ વાતોનો અનુભવ થોડો ઘણો સર્વ સ્ત્રીઓને થાયછે; તે છતા કેટલી થોડી સુવ્યવસ્થાનો વિચાર કરેછે, અને તેને કેટલી થોડી અમલમાં લાવી શકેછે?

જેમને આખો દહાડો કામ પહોંચેછે, તેઓ પણ જો વ્યવસ્થાથી કામ કરે, તો વખત બચાવી શકે, આરામ લઈશકે, કે વધારે કામ કરી શકે. વચલા વાંધાની નારીઓને પણ ઉપરના કારણોથી વ્યવસ્થાની જરૂરછે. વ્યવસ્થા વગર ગરબડાટ થઇ રહેછે, એ વાત સૌને થોડી કે ઘણી અનુભવમાં આવી હશેજ. જ્યાં બહારની ગરબડ છે, ત્યાં મન શાન્ત ને ગુંચવણ વગરનું રહી શકતું નથી. એવી સ્થિતિમાં મન જે કંઈકરવા ધારશે, તે ફતેહમંદથી પાર પડવું અશક્યછે.

કેટલાકના ઘરમાં પેસવું પણ આપણને ગમતું નથી. ચોકમાં એઠાં વાસણ પડયાં હોય, ને તે ઉપર માંખો બણબણ કરતી હોય, કોઈ વાસણ ક્યાં પડ્યું હોય, ને કોઇ કપડું ક્યાં અટવાતું હોય, કોઇ બાળક ક્યાં રવડતું હોય, ને કોઇ બાળક ક્યાં રોયાકરતું હોય, કોઇ ઠેકાણે એક અનાજનો ઢગલો પડયો હોય ને કોઇ ઠેકાણે બીજા દાણા વેરાએલા હોય, કોઈ ઠેકાણે બાવાં બાઝયાં હોય, તો કોઈ ઠેકાણે ખેર ઉડતો હોય, કોઇ ખંડમાં લીંપણ ઉખડી ગયું હોય તો કોઈ ખંડમાં ખાળચોકડી ગંધ મારતાં હોય. એના ઘરનું પાણી પીવું પણ આપણને ગમે નહિ; કેમકે તે ગળ્યા વગરનું હોય, કે ગોળે છારી વળેલી હોય, કિંવા પંચપાત્રમાં મેલ હોય. આવા ઘરની ધણીઆણીને આપણે “ ફુઅડ ” કહીએ છીએ. ફુઅડ એટલે ગેર વ્યવસ્થા વાળી, અથવા જે વ્યવસ્થામા સમજતી નથી તે.

કેટલાંક કહેછે કે વ્યવસ્થા એ મોટી વાત નથી: એમાં કંઇ મોટી અક્કલ કે ચતુરાઈ જોઈતી નથી. મોટી અક્કલ જોઇએ કે ન જોઇએ, પણ વ્યવસ્થા એ ઉંચો સદ્ગુણછે. સદ્ગુણ વાપરવામાં હમેશ મોટી અક્કલનીજ ખપ પડેછે, એમ નથી. કેટલીક વાર સદ્ગુણને અને અક્કલને સંબંધ હોતો નથી. સદ્ગુણની ખરી ખૂબી તે પાળવામાં અને તેના પરિણામમાં રહેલીછે, તેથી તે વાપરવાની સર્વને જરૂરછે. કોઈ પણ કામ એકદમ કે તેનો વખત આવ્યા વગર કરવું, એ ગેરવ્યવસ્થાની શરૂઆતછે. જે કામ હાથ આવ્યું તે કરવા માડવું એમ નહિ, પણ જે કામ જે વખતે કરવાનું નક્કી કર્યું હોય, તેજ વખતે તેજ કામ કરવું, એવું નામ ખરી વ્યવસ્થા, અને એ વડેજ આપણે ઘણાં કામ કરી શકીએ છીએ અને તે છતાં ફુરસદનો વખત પણ મેળવી શકીએ છીએ.

વખત સૌથી વધારે કીમતી છે. આપણું આયુષ્ય અમુક વખત સુધી ચાલવાનુંછે, તેમા જે જે સત્ કર્મો કરવાનાં તે ન કર્યાં તો પસ્તાવું પડશે. પગાર મહેનતાણું વગેરે કામની સાથે વખત ઉપર આધાર રાખેછે. અમુક કામ અમુક વખત સુધી કરનાથી અમુક બદલો મળેછે, માટે ત્યાં વખતની કીમત છે. વખતનો બચાવ કરનાથી મહેનતનો, પૈસાનો અને જીદગીનો બચાવ થાયછે. વ્યાપાર રોજગારમા વખત એજ પૈસો ગણાયછે. આવો કીમત વખત ગેર વ્યવસ્થાથી એળે જાયછે.

જેઓ વ્યવસ્થા રાખેછે, તેઓ ઘણાં કામ માથે લઈ શકેછે, અને તે પાર પાડી શકેછે. તેમનુ મન દૃઢ ને ગુચવણ વગરનું રહેછે, એટલે આટલું બધું કામ ક્યારે ને કેમ કરાશે એ વિષેનો ગભરાટ તેમને થતો નથી. તેમનો સ્વભાવ શાન્ત અને સ્થિર રહેછે, કેમકે વધારે બોજો પડવાથી તે ચીડાતા નથી, કે હાય વરાળ કરતા નથી. વધારે કામ કરનાથી તેમની સ્થિતિ સુધરેછે, એ તો સ્પષ્ટછે; કેમકે કામથી કમાણી વધેછે, ઉગારો વધારે પડેછે, શરીર સારૂ રહેછે, મન ઉમગમા રહેછે, અને જેઓ વિદ્યાર્થી અવસ્થા ભોગવેછે, તેમને જ્ઞાન મેળવનામા મદદ મળેછે. વ્યવસ્થાની જેટલી જરૂર મોટા માણસને છે, તેટલી કે તેથી વિશેષ જરૂર વિદ્યાર્થીનેછે નિશાળમા તેમને વ્યવસ્થાનો ધડો મળેછે, કારણકે ત્યા દરેક વિષય ઠરાવેલે વખતે નિયમસર ચાલેછે. એ ધડાનો ઉપયોગ ઘેર પાઠ કરવામા થાય, તો તૈયાર કરવા આપેલા સઘળા પાઠ કરી શકાય, અને વ્યવસ્થાની ટેવ નાનપણમા પડે, તે મોટપણે કાયમ રહેના થી તેમને તેનો વિશેષ લાભ જીદગી પર્યંત મળે

---

## પ્રકરણ ૧૧ મું.

---

### સ્વપરીક્ષા.

દરેક માણસ પોતાને ડાહ્યુ સમજેછે. હુ જે કરૂ છુ તે સારૂ જ કરૂં છુ એમ તેને લાગેછે. બીજાનાં કૃત્ય વિષે તે ટીકા કરવા મડી જાયછે. પરતુ માણસ ભૂલથી ભરેલુ છે, માટે આપણામા શી શી ખામીછે તેનો આપણે પ્રથમ વિચાર કરવો જોઇએ. આપણી કરણી અને આપણી ચાલચલગત તથા

આપણા મત વિષે આપણે ખરી અને તરફદારી વગર તજવીજ કરવી જોઇએ. એનુંજ નામ સ્વપરીક્ષા અથવા પોતા વિષે પરીક્ષા કરવી તે. રાતને સમે કે એકાંતમા આપણે આપણા સ્વભાવમા શી શી ખામીઓછે, તે તપાસવી. પોતાની ખોડ ઝટ માલમ પડી આવતી નથી, માટે એ તપાસ બારીકીથી કરવી જોઇએ. કોઇ વાર આપણને માલૂમ પડશે, કે આપણે બહુ બોલાં છીએ, બીજાને માઠું લાગશે કે કેમ તેનો વિચાર કર્યા વગર ન કહેવાના વેણ કહીએ છીએ, અથવા તેને માથે ખોટો આરોપ મૂકીએ છીએ. છૈયા છોકરાને વગર કારણે મારીએ છીએ, કે તેમના વાકના પ્રમાણમા વધારે શિક્ષા કરીએ-છીએ. હદ કરતા વધારે ખાઇએ છીએ કે પડી રહીએ છીએ. પ્રસંગે જૂઠું બોલીએ છીએ કે ગુનોહ છુપાવવાના ઘાટ ઘડીએ છીએ. આપણા બીજા પ્રત્યેના ધર્મ બાજુએ મૂકીએ છીએ, પોતા પ્રત્યેના કર્તવ્ય ચૂકીએ છીએ, કે ઇશ્વર પ્રત્યેના ધર્મ અદા કરતા નથી. આ સૌ સ્વપરીક્ષાથી દૂર થઇ શકેછે, કેમકે આપણી ખામીઓ આપણે જોઇ શકીએ, તો તે ટાળવાના યત્ન થઇ શકે. આવી તપાસણી રોજ થાય, તો તેથી ઘણો લાભ થાય. આખા દિવસમા આપણે શું શું કર્યું, અને તેમા ખરૂં કેટલુ થયુ, અને ખોટું કેટલુ થયુ, તેની તજવીજ સૂતી વખતે કરીએ, તો એ દિવસે થઇ ગએલી ભૂલો બીજે દહાડે ન થવા દેવાનો નિશ્ચય કરી શકાયછે. રોજના મહાવરાથી એક દિવસમા નહિ તો ઘણે દહાડે પણ આપણી બધી નહિ તો ઘણી ભૂલો સુધરી શકેછે. જેમ વેપારી પોતાના રોજગારની ને હિસાબ કિતાબની રાતે તજવીજ કરી મેળ મેળવેછે, અને ભૂલો થઇ હોય તે સુધારેછે, તેમ આપણે આપણા સાસારિક વ્યાપારની જડતી રાતે લેવાનો રિવાજ રાખવો, એ બહુ લાભકારકછે.

એજ રીતે કોઇપણ પગલુ ભરતા અગાઉ તેથી પરિણામ શું આવશે, એ વિષે આપણે આપણા મનને ( અંતઃકરણને ) પૂછી જોવુ. અંતઃકરણ સારો માર્ગ બતાવેછે, અને ખોટે રસ્તે જવાની ના પાડેછે. જેઓ આ પ્રમાણે પ્રથમથીજ તજવીજ કરેછે, તેમને પાછળથી પસ્તાવું નથી પડતુ. જગતમા કેટલીવાર એવા પ્રસંગ આવી પડેછે, કે જો તે વિષયની તપાસ પ્રથમથીજ ન થાય, તો પરિણામ ખોટું આવે. વખતે દુષ્ટ લોકોની મોહજાળમા ફસાવુ પડેછે, વખતે લાલચથી લપટાવાયછે, વખતે મનોવિકારનું પ્રબળ થાયછે, કદી ભોળપણથી ઠગાવાયછે, કદી અણધાર્યું ફસાવાયછે, માટે દરેક

પ્રસંગે કામની, તેના પરિણામની, તે કરવાના માર્ગની, અને આપણાં સાહિત્યની પરીક્ષા કરી લેવી.

સ્વપરીક્ષાથી માણસ પોતા વિષેનું જ્ઞાન એટલે જેને આત્મજ્ઞાન કહેછે, તે મેળવી શકેછે, અને તેથી તેને મોટામાં મોટો લાભ થાયછે. નરસંઇ મહેતાએ કહ્યુંછે, કે "જ્યાં લગી આત્માતત્વચિન્હયો નહિ, ત્યાં લગી સાધના સર્વે જૂઠી." આપણા આત્માને ઓળખવો, તેને આત્મજ્ઞાન કહેછે. મોટા મોટા તત્વજ્ઞાનીઓ, પંડિતો, સાધુઓ, ભક્તો અને યોગીઓ પણ ઘણી વાર આત્મજ્ઞાન ઓળખવામાં ગોથા ખાયછે. આત્માના ઓળખાણથી પરમાત્મા ( પરમેશ્વર ) નું ઓળખાણ ઝટ થાયછે. જો આત્મા હાથમાં આવે, તો મન નિર્મળ થાય, અને દુર્ગુણો આપો આપ દૂર થઇ જાય. આપણે કોણ, આપણામાં બોલેછે તે કોણ, બુદ્ધિ શું છે, મન શું છે, અંતઃકરણ શું છે, વિચાર કેમ ઉદ્ભવેછે, અને તેનો અમલ કોણ કેવી રીતે ને કોની મારફતે કરેછે? આ દરેક પ્રશ્ન કઠીણ ને ગંભીરછે. એનો ખુલાસો રમુજી, ઉપયોગી ને જરૂરનો છે, અને તે આપણા આત્માની ઉન્નતિ કરેછે. આત્માને ઓળખ્યા વગર આપણા કલ્યાણને માટે જે જે સાધન વાપરીએ તે મિથ્યાછે, એવું નરસંઇ મહેતાએ કહ્યુંછે, તે અક્ષરે અક્ષર ખરૂં છે.

પોતાના ગુણ દોષની, કે પોતામાં જે હીર હોય, તેની કાંટા કસ પરીક્ષા તો વિરલાથીજ બનેછે. એવી પરીક્ષા જે કરી શકેછે, તે સન્નારી ને સત્પુરૂષ નિવડેછે. તેજ ખરેખરી સાધવી સ્ત્રી અને સાધુ પુરૂષછે, એમ સમજવું. પોતાની ખોડ ખાંપણથી જે માહિતગારછે, તે તેમને સુધારવાની અને તજવાની મહેનત કરી શકેછે, તેમ તેને પોતાની મૂર્ખાઇ તથા નબળાઇ માલૂમ પડયા વગર રહેતી નથી. જે પોતાને ખરેખરૂં ઓળખેછે, તેને બાજાઓની સારી નરસી હાલતને માટે લાગેછે, અને એવી લાગણીથી તે તેમની હાલત સુધારવા તજવીજ કરેછે. તે બીજા વિષે મત બાંધવામાં અદલપણું વાપરેછે, તેથી તેમના વિષે વિના કારણ ખોટું મત બાંધવામાં આવતું નથી. પોતામાં જેમ ખોડ ખાંપણ હોયછે, તેમ બીજાઓમાં પણ હોય, એમ તેને લાગેછે, અને તેથી તેમની ખોડ ખાંપણ તે ઉદારતાથી દરગુજર કરેછે. સાસુ આવા પ્રકારની હોય, તો તે વહુના વાંક ન કાઢે, અને તેને મોટું સ્વરૂપ આપવાને બદલે તે ઉદાર દિલથી માફ કરે. આથી કેટલા કજીઆ કંકાસ ઓછા થાય? ચાકર નોકર પ્રત્યે આવી ઉદારતા વપરાય, તો ઘરનું કામ કાજ શાન્તિ-

થી ને સારી રીતે થાય, એ સ્પષ્ટ છે. સ્ત્રી પુરૂષમાં વારે વારે કલેશ થાયછે, કેમકે ભૂલો વિષે ઉદારતા વપરાતી નથી, પોતાની જક કોઇ છોડતું નથી, અને એક બીજાનું કૃત્ય અવળું, ખોટું કે ભુલ ભરેલું સમજેછે. સુખ શાન્તિમાં રહેવા માટે, દુર્ગુણ તજવા સારૂ, સુકાર્ય કરવા માટે, અને પોતાના કલ્યાણ અર્થે સ્વપરીક્ષાની સૌને જરૂરછે.

## પ્રકરણ ૧૨ મું.

### સ્વસુધારો.

માણસ જ્યારે જન્મે છે, ત્યારે તે પશુ સરખું હોયછે; પરંતુ પરમ કૃપાળુ પરમેશ્વરે તેનામાં બીજ રૂપે એવી શક્તિઓ મૂકેલી છે, કે જેમ જેમ છોકરૂં મોટું થતું જાયછે, તેમ તેમ તે ખીલવા માંડેછે. એ શક્તિઓ ખીલવાથીજ માણસપણું આવેછે; માટે એ શક્તિઓ ખીલવવા ને પૂર્ણ કરવા મહેનત કરવી તેનું નામ સ્વસુધારો. જન્મથીજ એ શક્તિઓ આપણામાં ઇશ્વિરે પૂર્ણ સ્થિતિમાં ન મૂકી, તેથી તે સુધારવા વધારવાનું કામ તેણે આપણનેજ સોંપેલુંછે, એમ સમજવું; માટે જો આપણે એ કામ ન કરીએ, તો ઇશ્વિરનાં ગુનેહગાર થઇએ, અને તેનો હિસાબ આપણે તેને આપવો પડશે.

આ કર્તવ્ય કરવામાં સર્વ માણસ થોડું કે વધારે ચૂકે છે, કેમકે ઇશ્વિરે આપેલી સર્વ શક્તિઓને કોઇ પૂર્ણ કરી શકતું નથી. માણસ મરણ પર્યંત અજ્ઞાન રહેછે. જેમ જેમ તે વધારે જ્ઞાન મેળવે છે, તેમ તેમ તેને પોતાનું અજ્ઞાન વધારે જણાતું જાયછે. ભણતર વડે બુદ્ધિની શક્તિઓ કેળવાયછે. શરીરની શક્તિઓ કસરત વગેરેથી વૃદ્ધિ પામેછે. હૃદયની શક્તિઓ ( લાગણીઓ ) ખરા જ્ઞાનથી વધેછે. જ્ઞાનમાં વિશેષે કરીને ધર્મ અને નીતિના જ્ઞાનનો સમાવેશ થાયછે.

· હવે તમે વિચાર કરો કે સ્વસુધારા માટે તમે કેટલું કર્યુંછે, કેટલું કરો છો, અને કેટલું કરવાનાં છો ? તમારામાંથી ઘણાંક તો ભણતાંજ નથી, તેથી તેમની બુદ્ધિની શક્તિઓ થોડી કેળવાય છે. થોડી પણ કેળવાય

છે, તેનું કારણ તેમને અનુભવી જ્ઞાન મળેછે, કે સંગતનું ફળ મળેછે. જેઓ ભણેછે, તેઓ થોડુ ભણેછે, તેથી તેમને વિશેષ લાભ થતો નથી. થોડું ઘણું ભણ્યા પછી ઘણાક એમ સમજે છે કે અમે ભણી ઉતર્યા; પણ એકેક વિદ્યા એવડી મોટી છે, કે તેની પાછળ આખી જીંદગી ગાળીએ તો પણ વખતે તેનુ પૂર્ણ જ્ઞાન મેળવી ન શકીએ. નિશાળનાં સાતે ધોરણ પૂરાં કરે, તો માત્ર દરિયામાથી કોઇ પક્ષી ચાચ ભરીને પાણી લે, એટલુ જ્ઞાન મળ્યું, એમ સમજવું.

બુધ્ધિની અથવા મનની શકિતઓ અનેક છે, તે સારી કેળવવાથી બહુ બળવાન થાયછે. જેઓ અષ્ટાવધાની હોયછે, તે કેટલું યાદ રાખી શકેછે ? તેમની સ્મરણ શકિત જેટલી કેળવાઇ છે, તેનો સોમો ભાગ પણ આપણી એ શકિત કેળવાઇ નથી, તેથી ઘણીવાર આપણે ગોખેલું કે મોઢે કરેલુ ભૂલી જઇએ છીએ, અને બે ચાર વાતો સાથે થાય તો આપણે તે યાદ રાખી શકતાં નથી. એક આંધળો માણસ રૂપાઆ પરખતો હતો, એમ કહીએ, તો તમને આશ્ચર્ય લાગશે, પણ તે રૂપીઆ પરખતો હતો, એટલુ જ નહિ, પણ બે આનીઓ, પાવલીઓ, પાઇઓ, અડધા, રૂપીઆ, પૈસા, ઢબ્બુ અને જૂદી જૂદી જાતના સિક્કા ભેગા કરીને આપીએ, તો તે જૂદા પાડી શકતો હતો! વિલાયતમા આંધળાને માટે નિશાળો હોયછે, અને તે ઉપસેલા અક્ષરની ચોપડીઓ હાથ ફેરવીને વાચેછે, કેમકે એ લોકની સ્પર્શ શકિત બહુ કેળવાએલી હોયછે. કોઇ સ્ત્રી આખું ભાગવત મોઢે કરેછે, તો કોઇને દશ પાચ ગીત પણ યાદ રહેતા નથી, કેમકે તેની સ્મરણ શકિત સારી કેળવાએલી નથી. હરકત આવી પડે ત્યારે તે ટાળવાનો કોઇને ઝટ ઉપાય સુઝેછે,

ઝીણી કે બહુ દૂરની ચીજ જોઇ શકેછે. કોઇનુ નાક એવુ કેળવાય છે કે તે બારીક વાસ દૂરથી લઇ શકેછે, અથવા અનેક જાતના ને ચઢતા ઉતરતી જાતના અન્તરની પરીક્ષા કરી શકેછે. કોઇના કાન કેળવાઇને એવા તીવ્ર થાયછે, કે તે ગાન તાનની બારીકી ઝટ પરખી શકેછે, અને ઘણા જણ સાથે ગાય બજાવે, તો તેમાથી કોણે ચૂક કરી તે પારખી શકેછે. આ સો કેળવણીથી બનેછે. હૃદયની લાગણીઓ પણ કેળવણીથી કસાયછે, અને તેને અભાવે બુઠ્ઠી થઇ જાયછે. કોઇથી બીજાનુ દુઃખ વેઠાતુ નથી, ત્યારે કોઇને તેથી કઇજ લાગતુ નથી. કોઇમા પરોપકાર વૃત્તિ એવી બળવાન થાયછે, કે તે આખી જીદગી, અને સર્વ મિલ્કત પરોપકારમાજ વાપરેછે. કોઇને ધર્મની એવી લહે લાગેછે, કે તે વખતે દુનિયા તજી દેવા તૈયાર થાયછે, ત્યારે કોઇને ધર્મનુ નામ સાભળીને કટાળો આવેછે.

બચ્ચા જેમ મોટા થતા જાયછે, તેમ તેમને જ્ઞાન મેળવવાની સ્વાભાવિક જીજ્ઞાસા થાયછે તે નવુ નવુ જાણવા કેટલી મહેનત કરેછે, ને કેવા પ્રશ્ન કરેછે, તે સૌના જાણવામા છે. ઘણીવાર તે નવી નવી ચીજો હાથમા લેછે, તપાસેછે, ને ભાગી કે તોડી નાખેછે, ત્યારે માબાપ તેને લડવા ઉભા થાયછે. પણ તેઓ જાણતા નથી કે છોકરા જે જે વસ્તુ હાથમા લેછે, તેનુ બહારનુ ને અંદરનુ જ્ઞાન મેળવના મથન કરેછે તે એટલા બધા પ્રશ્ન પૂછેછે, કે માબાપ તેથી કાયર થાયછે ને વખતે તેને મારેછે, પરતુ એથી તેની સ્વાભાવિક જીજ્ઞાસાને તોડવામા આવેછે, અને તેથી ઇશ્વરના ગુનેહગાર થવાયછે જ્ઞાન મેળવનાની આ જીજ્ઞાસા પુખ્ત ઉમર થયા પછી કમી થાયછે, એટલે તે અમુક કામમા રોકાયાથી કે હવે કઇ જાણવાનુ નથી એમ સમજીને એ જીજ્ઞાસા તરફ અનાદર રાખેછે; પરતુ એમ કરવુ એ મોટી ચૂક છે જ્ઞાન મેળવવાની જીજ્ઞાસા મરણ પર્યંત રહેવી જોઇએ, અને મરતા સુધી માણસે વિદ્યાર્થી અવસ્થામા રહેવુ જોઇએ. સસારમા ગમે તેવુ કામ કરનારને પણ થોડી ઘણી ફુરસદ મળી શકેછે એ ફુરસદના વખતમા તે ધારે તો કાઇ વાચી શકે અથવા બીજી રીતે જ્ઞાન મેળવી શકે

શક્તિઓ જાતિ મહેનત વગર કેળવાતી નથી. આપ મુઆ વગર જેમ સ્વર્ગે ન જવાય, તેમ પોતાની મહેનત વગર શક્તિઓ કેળવી ન શકાય. માબાપ, શિક્ષક, કે આચાર્ય ગમે તેવુ શીખવે કે બોધ આપે, પણ જો શીખનાર તે તરફ ધ્યાન ન આપે, એક કાને સાભળી બીજે કાને કાઢી નાખે,

ને યાદ રાખવાની કાળજી ન રાખે, કે શીખામણ પ્રમાણે ન વર્તે, તો સર્વ શિક્ષણ અને બોધ વ્યર્થ જાય છે.

આપણે જોઈએ છીએ કે એકજ ગુરૂના હાથ નીચે શીખનાર બે જણ માથી એક બહુ હુશિયાર નિવડેછે, અને બીજુ પાછળ પડેછે તેનુ કારણ તપાસીશુ તો માલમ પડશે, કે જે હુશિયાર નિવડે છે તે મહેનતુ ને આગ્રહી હોવાથી તેની મન શક્તિઓ વધી અને કૌવતવાન થઈ. બીજાએ તેટલી મહેનત ન કરી કે ભણવામા આગ્રહ ન રાખ્યો, તેથી તેની મન શક્તિઓ પહેલાના જેટલી વૃધ્ધિ ન પામી કે કૌવતવાન ન થઈ. એ વાત ખરી છે કે ઇશ્વરે સૌમા બુધ્ધિના અકુર સરખા મૂકેલા નથી હોતા. કોઈ જન્મથી વધારે બુધ્ધિવાન અને કોઇ ઓછુ બુધ્ધિવાન માલમ પડેછે. પુત્રના લક્ષણ પારણામાથી જણાય એ કહેણી ખોટી નથી. એટલા માટેજ જેમની બુદ્ધિ મદ હોય, તેમણે વધારે મહેનત કરવી જોઇએ જેમની બુદ્ધિ સહેજ મહેનતથી વધે છે, તેમના કરતા મદ બુદ્ધિના વધારે મહેનત કરે, તો તેઓ પણ ચઢતી બુદ્ધિ વાળાની બરાબરી કરી શકે કે લગભગ તેમની નજીક આવી શકે. કોઇને એકવાર વાચ્યાથી પાઠ મોઢે રહે છે, ત્યારે કોઇને તે પાચ સાત વાર વાચવો કે ગોખવો પડેછે, ત્યારે તે મોઢે ચઢે છે. કોઇ કઇ વાત ઝટ સમજી જાય છે, અને કોઇ ને તે સમજતા ઘણી વાર લાગે છે. એટલા માટે જેમની બુદ્ધિ મદ હોય, તેમણે વધારે મહેનત કરવી, અને ઉત્સાહ તથા આગ્રહથી મડયા

ખરચેલા પૈસા બરબાદ થાય છે, અને જે કંઇ શકિત મેળવી હોય, તે નાશ પામે છે. જે કઇ સંપાદન કર્યું તે ગુમાવવું એ ઘટારત નથી. બાપે મૂકેલી પુંજી કોઇ ઉડાવી દે તો તે મુર્ખમાં ખપે છે, તેમ નાનપણમાં મેળવેલી વિદ્યા ગુમાવવાથી મૂર્ખમાં ખપવું પડેછે. મેળવેલા ગ્નાનને થાપણ સમજી તેને વધારવાનો યત્ન કરવો. સારાં સારાં પુસ્તકો વાંચવાનો અને તેને સમજવાનો તથા તેમાંની ઉપયોગી બાબતો યાદ રાખવાનો મહાવરો કરવો. સદ્ગુણ ને ગ્નાન આવે એવી વાતચિતથી સારો લાભ થાય છે. એટલે બેશી લોકોની કથલી કર્યા કરતાં કે નકામી ગપ્પો હાંકયા કરતાં કે પગપર પગ ચઢાવી બેઠા કરતાં કે એદીની પેઠે ઉંઘ્યાકરતાં વિદ્યા વિનોદમાં કાળ ગાળ્યાથી આપણું કલ્યાણ થાય છે. મહા પુરૂષોનાં સારાં મતોનું મનન કરવાથી સુધારો થાય છે. ઋષિ મુનિયો ને વિદ્વાનો આત્માના કલ્યાણ માટે જે જે કહી ગયા છે કે લખી ગયાછે, તે તે જાણવા અવશ્ય મહેનત કરવી. સત્સંગનો મહિમા ભક્તો બહુ જણાવે છે. સારાંના સંગથી લાભ થાય છે, અને નઠારાંની સોબત નુકસાનમાં નાંખે છે; માટે સોબત કરતા અગાઉ સારી પેઠે વિચાર કરવો. "સોબતે અસર" થયા વગર રહેતી નથી. ગધેડાની જોડ ગાય બાંધે, તો તે ભુંકવા શીખે એવી કહેવત છે. સુસંગથી આપણી ચાલ ચલકત, વિચાર, અને ગ્નાન સુધરે છે, અને એવું બને, ત્યારેજ આપણે સંસારમાં સુખ પામી "ભવસાગર" તરી શકીએ.

## પ્રકરણ ૧૩ મું.

---

## જીતેંદ્રિયપણું.

જીતેંદ્રિયપણું એટલે ઇંદ્રિયોને વશ રાખવી-જીતવી તે. ઇંદ્રિયોને કબજે રાખવી, એ કામ બહુ કઠિણ છે. મોટા યોગીઓ પણ વખતે ગોથાં ખાયછે; પણ જેઓ તેમને કબજે રાખી શકેછે, તેઓજ ખરા યોગી કે યોગિનીમાં ખપેછે, અને તેઓજ સદ્ગતિને પામે છે.

કંઇ કુટેવ પડી હોય તો એકાએક છોડી શકાતી નથી. તંબાકુનો ઉપયોગ કરનાર કેટલીવાર તે છોડી દેવા નિશ્ચય કરેછે, અને કેટલીવાર તેમાં

નિષ્ફળ થાયછે ? તંખલાં તોડવાની, પગ હલાવ્યા કરવાની, કે બોલતી વખત એકાદો શબ્દ વારેવારે વાપરવાની ટેવ પડી હોયછે, તે એકાએક દૂર થઈ શકતી નથી. આવી નજીવી વાતો તજાતી નથી, તો મોટી કુટેવો કે અપલક્ષણ શી રીતે દૂર થઈ શકે ? પૂર્વે કહ્યા પ્રમાણે ચંચળ મન ચારે તરફ ભમ્યા કરેછે. મનમાં તર્ક વિતર્ક થયાજ કરેછે. જો તેને કબજે રાખવાનો યત્ન ન થાયતો તે બહેકી જાયછે, એટલે તે અંતઃકરણની સલાહને ગણકારતું નથી, અને શાસ્ત્ર બાંધેલી હદને ઓળંગવાનું કરેછે. ઇશ્વરે આપેલી ઇંદ્રિયોનો ઉપયોગ ધર્મ અને નીતિ શાસ્ત્રની હદમાં રહીને કરવાનોછે. એ માટે મનને અને ઇંદ્રિય ભોગની વાસનાને કબજે રાખવી, તેને જીતેંદ્રિયપણું કહેછે. ઇંદ્રિયોને દોરનાર મનછે, માટે પ્રથમ તેને કબજે રખાય તો ઇંદ્રિયો આપો આપ કબજે થઈ જાયછે.

હવે આપણે પ્રથક પ્રથક ઇંદ્રિયોનો વિચાર કરીએ. કેટલાક તત્વવાનીઓ મનને પણ ઇંદ્રિ ગણેછે. મન વિષે આપણે ઘણું કહ્યુંછે, અને હવે પછી પણ કહેવામાં આવશે, તેથી જે શરીરની ઇંદ્રિયો—અવયવ આપણે જોઇએ છીએ, તેમના વિષેજ અહીં વિચાર કરીશું. સૌથી જબરી અને અગત્યની ઇંદ્ર જીભ છે. જેમ તે જબરી અને જરૂરની છે, તેમ તે વધારે નિરંકુશછે. હાડકા વગરની જીભ જેમ વાળીએ તેમ વળી શકેછે. તે જો હાથમાં ન રહે તો ઓડનું ચોડ કરી નાખેછે. જીભને આપણે રસેંદ્રિ કહીએ છીએ, અને તે વાચાઇંદ્રિપણ કહેવાય છે. રસેંદ્રિ તરીકે તેને બહેકાવાથી સારૂં સારૂં ખાવાની ટેવ પડેછે, તેથી શરીરને નુકસાન થાયછે, અને પૈસાની હાનિ થાયછે. કોઇને અમુક જાતનીજ વાનીઓ, શાક તરકારી કે વધાર ઘુંગાર ભાવેછે. જો તેવો ખોરાક તેમને ન મળે, તો તે પોષણને માટે જોઇએ તેટલું ખાઈ શકતો નથી, અને નકામો ઉત્તાપ કરીને પોતાની જાતને તેમ ઘરનાં બીજાં માણસોને હેરાન કરેછે. સદા સર્વદા અને સર્વ ઠેકાણે આપણને ભાવતોજ ખોરાક મળે, એમ બનવું અસંભવિત છે. પૈસાદાર હોય તે કદાપિ સારા પદાર્થ મેળવી શકે, પરંતુ રાંધવામાં ચૂક થાય તેનો તેઓ શો ઇલાજ કરી શકે? પારકે ઘેર ખાવાનું હોય ત્યાં તેઓ શું કરે ? દેશપરદેશ પોતાની રૂચિ પ્રમાણેજ હમેશ કેમ મળી શકે ? એટલા માટે જીભને વશ રાખવાની જરૂરછે. જીભને વાચા ઇંદ્રિ લઇએ, તો તે કબજે ન રાખવાથી ભારે

અનર્થ કરેછે. જગતમાં ટંટા ફિસાદ અટકચાળી જીભથી બહુ થાયછે. મોટી મોટી લઢાઇઓ પણ વખતે માણસના બોલથી થાયછે. અસભ્ય વેણથી સામાને માઠું લાગેછે, ને આપણી તોછડાઈ જણાયછે. વારેવારે લખારો કરવાથી ભાર ભાગી જાયછે. ગાળો દેવાથી લઢાઈ થાયછે, અને આપણું હલકાપણું જાહેર થાયછે. દુષ્ટતા જીભથી જાહેર થાયછે, અને તે આબરૂનો નાશ કરેછે. કુટુંબમા કલહ ( કલેશ ) કરાવનાર જીભછે. સ્ત્રી પુરૂષમાં અણબનાવ કરાવનાર ઘણીવાર જીભ હોયછે. બીજા કોઇ પણ હથિયારથી કરેલો ઘા રૂઝાયછે, પણ જીભરૂપી હથિયારનો ઘા રૂઝાતો નથી. બીજી હરેક પ્રકારની ઇજા દૂર થઈ શકેછે, પણ જીભના સાધનથી થએલી ઇજા દૂર થતી નથી. એટલા માટે બોલતા પહેલાં વિચાર કરવો, અને જીભને કબજે રાખવી. જેઓ જીભને કબજે રાખી શકેછે, તેઓના મોંમાંથી અસભ્ય, જડસાં, કે બીજાને માઠું લાગે એવાં વેણ નીકળતાં નથી. સ્ત્રીઓ બહુ બોલીમાં ખપેછે, અને ઘણી વાર તેઓ વગર વિચાર્યું આવેશની અંદર બોલી જાયછે. જેમ થુંકયું ગળાતું નથી, તેમ બોલેલું પાછું ખેંચી લેવાતું નથી. " ન બોલ્યામાં નવ ગુણ " એ કહેવત યાદ રાખવી. સંત સાધુઓ કહેછે, તેમ આપણા જાતિ ભાઇઓને ઇજા કરવાને નહિ, પણ પરમેશ્વરનું ભજન કરવાને જીભ આપેલી છે, માટે તેનો ઉપયોગ તે પ્રમાણે કરવો.

મોંની નજીકની ઇંદ્રિ નાક છે, તે જેમ શ્વાસોશ્વાસને મદત કરેછે, તેમ તે ગંધ લેનારી ઇંદ્રિછે. દુર્ગંધ નુકસાન કરેછે, માટે તે માલમ પડે કે આપણે નાક દબાવીએ છીએ.કોહેલા,સડેલા કે ઉતરી ગએલા પદાર્થ વાપરવાથી નુકસાન થાયછે; પણ પદાર્થ કોહેલા સડેલા કે ઉતરી ગએલા છે કે કેમ તે નજરે ન દેખાય, ત્યારે આપણે સુંઘી જોઇએ છીએ, અને જો તે વાસ મારે તો આપણે જાણીએ છીએ કે તે નુકસાનકારકછે. સુગંધ વાળા પદાર્થ શરીરને સુખાકારીછે, માટે તેનો આપણે ઉપયોગ નાક દ્વારા કરીએ છીએ. અહીં સુધી આ ઇંદ્રિ આપણને લાભ કરેછે, પરંતુ જો તેને બહેકાવીએ તો તેથી હાનિ થાયછે. કોઇવાર ફૂલ સુંઘીએ કે ફુલેલ વાપરીએ, તો તે લાભ કરે; પણ જો આપણે તેના નાદમાં પડીએ, તો તેથી ખરાબ થવાય. કેટલાંકને રોજ ફૂલના હાર ગજરા જોઇએ, ધૂપેલને બદલે ફુલેલ તેલ જોઇએ, અને ઉંચી જાતનાં અત્તર શિવાય ચાલેજ નહિ. મોજ શોખ જેમ વધારીએ તેમ વધેછે,

પણ તેનું પરિણામ સારું આવતું નથી. પૈસાનું નુકસાન થાય, વખતનું નુકસાન થાય, જીતેંદ્રિય થવાય નહિ, અને વખતે આડે અવળે માર્ગે ચઢી જવાય.

ત્રીજી ઇંદ્રિ આંખછે, તેને રત્ન કહેછે, તે ન હોય તો જગત્ સૌ સુનકાર થઇ પડે. આંધાપો સૌથી ભુંડો એટલા માટેજ કહેવાયછે. જગત્‌ની લીલા આંખ વડે જોવાયછે, અને તેથી કેટલો આનંદ થાયછે? જગત્‌ની લીલા જેઓ બરાબર નિહાળીને જુએછે, તેઓને તેના બનાવનારની અદ્ભુત શક્તિ પળે પળે અને ઠેકેઠેકાણે જોવામાં આવેછે. એથી તેમનું વલણ ઈશ્વર તરફ જલદી થાયછે, અને તેમનું કલ્યાણ વહેલું થાયછે. નીતિનાં, ધર્મનાં, બોધદાયક જ્ઞાનથી ભરેલાં, અને આનંદ આપનારાં પુસ્તકો આંખે જોઇને વંચાયછે, અને તેથી આપણી ઉન્નતિ થાયછે. આ પ્રમાણે આંખનો જેઓ સારો ઉપયોગ ન કરે, અને તેને ગમે તેમ ભમવા દે, તેમને ગેરલાભ થાય. ન જોવા લાયક ચીજ તરફ નજરજ શા માટે કરવી? સ્ત્રીએ નીચું જોઇને અથવા પગ ભણી નજર રાખીને ચાલવું એમ શા માટે શીખામણ દેવામાં આવેછે? નજરની શક્તિ ભારેછે, એ શક્તિવડે માણસને કેટલાક ભુરકી નાખેછે, એટલે તેને એવું વશ કરી દે છે, કે તેઓ જે કહે તે તેને કરવું પડેછે.

ચોથી ઇંદ્રિ કાનછે. કાન પરમેશ્વરે સાંભળવા માટે આપ્યાછે, પણ તે શું સાંભળવાને? ઈશ્વરનાં ભજન, સદ્બોધનાં વચન, જ્ઞાનનાં વ્યાખ્યાન, આનંદ આપે એવી વાતો કે ગાન તાન સાંભળવા માટે કાન આપેલાછે. તેનો જો અવળો ઉપયોગ કરો તો તેનાં માઠાં ફળ તમારે ભોગવવાંજ પડે. લોકોની કુથલી કે નિંદા સાંભળો, તેથી તમને શો લાભ થાય? નીચ લોકોની ગાળો કે અસભ્ય વેણ સાંભળવાથી શો ફાયદો મળે? મનોવિકારને ઉશ્કેરે કે અનીતિને માર્ગે દોરે એવી વાતો, કવિતા કે ગાણાં સાંભળવાથી ખરાબી થાય. બીજાની છાની વાતો સાંભળવાની ઘણાંને ટેવ હોયછે, પણ તે એક ગુનોહ છે. કોઇનાં છિદ્ર સાંભળવાની ઇચ્છા કદી પણ રાખવી નહિ.

પાંચમી ઇંદ્રિ ચામડી અથવા સ્પર્શની ઈંદ્રિછે, તે આપણા અંગ ઉપર વીંટાએલીછે. હાથની આંગળીઓનાં ટેરવાં વગેરે કેટલેક ઠેકાણે સ્પર્શ ઇંદ્રિ

તીવ્ર હોયછે. એથી ગરમ ને ઠંડુ, સુંવાળું ને કરકરૂં, માલમ પડેછે. કેટલીકવાર સ્પર્શ વડે માણસની લાગણી ઉશ્કેરાયછે, માટે જે સ્પર્શ લાગણી ઉશ્કેરી મનોવિકાર પેદા કરે તે સ્પર્શથી હમેશ અળગા રહેવું.

આ પાંચ ઇંદ્રિઓને જ્ઞાનેંદ્રિઓ કહેછે. એ શિવાય શરીરમાં બીજી પાંચ ઇંદ્રિયોછે તેને કર્મેંદ્રિયો કહેછે. તે દરેકનું જૂદૂં જૂદૂં વર્ણન કરવાની જરૂર નથી, માત્ર જીતેંદ્રિયપણામા શિયળ સંબંધે ખાસ કહેવાનું બાકી રહેછે, પરંતુ એ વિષય ઘણા મહત્વનો હોવાથી તેનો વિચાર સ્વતંત્ર રીતે આવતા પ્રકરણમાં કરીશું.

કોઇને પોતાનાં વખાણ સાંભળવાની, કોઇને ધુસ્સે થઇ જવાની, કોઇને વેર લેવાની, કોઇને અદેખાઇ કરવાની, કે કોઇને લોભી થવાની વૃત્તિ થાયછે. એ દરેક વૃત્તિ દુર્ગુણી અને માઠું પરિણામ ઉપજાવનારી છે; માટે તેને હદમાં રાખવા સારૂ જીતેંદ્રિયપણાની જરૂરછે. પોતાનાં વખાણ સાંભળવાની ઇચ્છાથી આપણી ખોડ ખાંપણમાં સૂધારો થઇ શકતો નથી. ધુસ્સો લાવવો નહિ, અને કદી ધુસ્સો આવે તો તે વખતે તેના આવેશમાં કંઇ કામ કરી ન બેસવું: પિત્તો સમ્યા પછી કામ કરવું. વેર વાળવાનો, અદેખો ને લોભી સ્વભાવ સારો નથી. તેને કબજે રાખવા મહેનત કરવી.

## પ્રકરણ ૧૪ મું.

### શિયળ.

સૌથી મોટો સદ્ગુણ શિયળ છે. તે સ્રીને અને પુરૂષને સરખી રીતે લાગુ પડેછે, તે છતાં તેને સ્રીઓનો ખાસ સદ્ગુણ ગણવાનો ચાલ પડયો છે. શિયળ પાળનારી સ્રી સતિમાં ખપે છે, અને તે દેવીના જેવી પૂજ્ય ગણાય છે. સતિની મહત્તા વિષે ઘણી વાતો ચાલેછે. એ વ્રત પાળનાર પુરૂષનાં સતિ સ્રીના જેવાં વખાણ થતા નથી, તેનું કારણ કદાચ પુરૂષનો તે ખાસ સદ્ગુણ ગણાતો નથી એ હશે. ધણી વાળી સ્રીના શિયળને પતિવ્રતાપણું કે પાતિવ્રત્ય કહે છે, અને તે સ્રી પતિવ્રતા કહેવાય છે. કુંવારી કે વિધવા અથવા પરણેલી એ સર્વ સ્રીના આ સદ્ગુણને શિયળ એવું સામાન્ય નામ આપી શકાય.

જીતેંદ્રિયપણું અને મન મારવું એ શિયળના મોટા સહાય કરનારા સદ્ગુણ છે. મન, વાણી અને કર્મ વડે પાપ થાય છે. પાપનો પ્રથમ અંકુર મનમાં સ્ફૂરેછે, માટે મન મારવાની કે મન વશ રાખવાની ટેવ અવશ્ય પાડવી જોઇએ. જૂઠું બોલવું વગેરે વાણીનાં પાપ છે. આપણે કુભાવનાવાળું બોલીએ, કે બીજાનું તેવું બોલવું સાંભળીએ, તો તેથી પણ પાપ થાયછે, કેમકે તે વડે મનોવિકાર પેદા થાય છે, અને એ વિકાર અવળે રસ્તે દોરેછે. કર્મ વડે ઘણાં પાપ થાયછે, તેમાં વ્યભિચાર એ મહાપાપ છે. એ વડે આબરૂ જાયછે, શરીરની ખરાબી થાયછે, સંસાર સુખ ધૂળ મળી જાયછે, અંતઃકરણ બહેર મારી જાયછે, એકની સાથે બીજા અવગુણ આવેછે, અને આત્માની અધોગતિ થાયછે, એટલે તેની ઉન્નતિ થવાને બદલે તે નર્કને રસ્તે ચઢે છે.

શિયળ જેવો આત્મ ધર્મ ( સ્વધર્મ ) છે, તેવો તે સામાજીક ( લૌકિક ) ધર્મ પણ છે, કેમકે તે ન પાળવાથી બીજાની ખરાબી થાય છે. પરંતુ એનું વિશેષ મહાત્મ્ય આત્મધર્મ તરીકે છે. ત્રણ પ્રકારના ધર્મ સબંધે એક વાત એ ધ્યાનમા રાખવાની છે, કે ઇશ્વિર પ્રત્યેના ધર્મ શ્રેષ્ઠ, આત્મ ધર્મ તેથી ઉતરે, અને સામાજીક ધર્મ તેથી પણ ઉતરતા છે; એટલે આત્મધર્મ કે સામાજીક ધર્મની ખાતર ઇશ્વિર પ્રત્યેના ધર્મ બાજુએ મૂકીએ, કે સામાજીક ધર્મને માટે આત્મ ધર્મ વેગળા મૂકીએ, તો તે અયોગ્ય કહેવાય. ધારો કે કોઇના ભલાની ખાતર આપણે આખો દિવસ રોકાવું પડે, પણ તે કારણથી આપણાં ધાર્મિક કર્ત્તવ્ય ભજન કીર્તન વગેરે છોડી દઇએ તો ન ચાલે. ગમે તો વહેલાં ઉઠીને એ કર્ત્તવ્ય કરો કે હરેક રીતે વખત બચાવીને કરો, કે બીજાનું થોડું કામ બીજા દિવસને માટે પડતું મુકીને એ કામ કરો. છોકરાં છૈયાનું પોષણ કરવાની માબાપની ફરજ છે, એટલા માટે તે કોઇ પણ કુમાર્ગે પૈસા મેળવવા તજવીજ કરે, તે ન ચાલે. પતિની આજ્ઞા માનવાની જરૂર છે, પરંતુ જો તેથી આપણા શિયળનો ભગ થતો હોય, તો તે આજ્ઞા ન પાળવી; કેમકે તેની આજ્ઞા માનવી એ લૌકિક ધર્મ છે, અને શિયળ સાચવવું એ આત્મધર્મ છે, એટલે આજ્ઞા તોડવામા જે પાપ છે, તેના કરતાં શિયળ ભ ગમાં ઘણું વધારે પાપ છે. ગરીબીનાં કારણોથી જેઓનું વલણ અવળા માર્ગ તરફ થતું હોય, તેમણે આ વાતનો ખાસ વિચાર કરવો.

હદથી જાદે મોજ શોખની લલુતા અવળે માર્ગે ચઢાવે છે. જેઓ લુગડાં ઘરેણાંનો ઘણો નાદ રાખે છે, તેઓ સ્વછંદી થાય છે; અથવા તો અન્ય પુરૂષો તેથી લલચાવે છે. ઘણાં ઝીણાં કપડાં વાપરવાની અને તે અમર્યાદ રીતે પહેરવાની ટેવ વખોડવા લાયક છે. પગની પાની પણ ન દેખાય એ રીતે કપડાં પહેરવા અને સ્ત્રીનું સ્વાભાવિક લાજાળપણું કદી પણ છોડવું નહિ. લગ્ન વગેરે પ્રસંગે જે છૂટ લેવામાં આવે છે, તે વખોડવા લાયક છે. પરપુરૂષના સંગમાં બનતાં સુધી ઓછું આવવું, એ અસલથી ચાલ્યો આવેલો શિષ્ટાચાર છે, તેને તજવો નહિ.

કેટલાંક મંદિરો અને તીર્થો જ્યાં સ્ત્રી પુરૂષોને ભેળસેળ થવાનો પ્રસંગ આવે છે, ત્યાં એકલ ડોકલ કે અસુર સવાર જવાની ટેવ રાખવી નહિ. એવે સ્થળે લુચ્ચા લફંગા લોક દર્શન કરવા નહિ, પણ ખોટા ઇરાદાથી આવે છે, માટે તેમનાથી હમેશ સાવચેત રહેવું. ગામડા કરતાં શહેરોમાં અનીતિનું જોર વધારે જોવામાં આવે છે, તેનો અટકાવ હરેક રીતે થવો જોઇએ.

વિધવા સ્ત્રીઓ કામ વાસનાને તાબે થઇને કે નઠારા લોકના ફાંદામાં પડીને ખરાબ થાય છે. શિયળ એ જાતનો ધર્મ છે, માટે તે વૈધવ્ય કે બીજી ગમે તે સ્થિતિમાં પાળવાની જરૂર છે. કજોડાના કારણથી કેટલીક સ્ત્રીઓ અવળે માર્ગે ચઢે છે, પરંતુ એ કારણથી તેઓ પાતિવ્રત્યથી મુક્ત થઇ શકતી નથી. કજોડાં થવામાં જો કે સ્ત્રીઓનો દોષ નથી હોતો, કેમકે તેમનાં લગ્ન માબાપ કરે છે; તોપણ લગ્ન થયું કે પતિવ્રતાનો ધર્મ તેમને લાગુ થાય છે. લગ્ન વખતે કરેલા કરારથી જેમ તે એ કર્ત્તવ્યને માટે બંધાય છે; તેમ એ સ્વધર્મ છે, માટે હરેક પ્રસંગે તે આચરવાની તેની ફરજ છે. માબાપ વરને ન જોતાં ધનને કે કૂળને જુએ, ત્યાં તેથી અનાચાર થવાનો સંભવ છે, માટે માબાપે પોતાની દીકરી કેવા વરને આપવી કે જેથી તે સુખી ને માણીગર થશે, તેનો પ્રથમ વિચાર કરવો જોઇએ.

સતી સ્ત્રી પોતાનો ધર્મ ચૂકતી નથી, કેમકે તે જીતેંદ્રિય અને દૃઢ મન વાળી હોય છે. ક્ષણિક સુખની તેને તૃષ્ણા થતી નથી. સદ્‌ગુણ વડે આત્માની ઉન્નતિ તે ઇચ્છે છે. પૈસા કે રૂપનો તેને મોહ થતો નથી. પોતાના પતિ શિવાય તે સર્વ પુરૂષોને પોતાના ભાઇ બાપ જેવા ગણે છે.

ભાઈ બેન, મા દીકરાના મેળાપથી જેમ તેઓમા વિકાર થતો નથી, તેમ અન્ય પુરૂષના મેળાપથી સતિનુ મન વિકાર પામતું નથી. સ્ત્રીઓ શરીરે નબળી હોવાથી ઘણી વાર દુષ્ટ લોકો તેમના પર જુલમ જાસ્તી કરવાનો યત્ન કરે છે, પરતુ જે સતિ છે, તે પોતાનો બચાવ હરેક રીતે કરી શકે છે; અથવા તેને પરમેશ્વર બચાવી લે છે. સતિ સ્ત્રીઓનાં પ રાક્રમની અથવા દુષ્ટના હાથમાથી છુટવાની યુક્તિયો સબંધી ઘણી વાતો છે. દુષ્ટ હુમલા કરનાર રાણીઓને કે રાજ્ય કુવરિયોને પકડી ગયાના ઇતિહાસોમા ઘણા દાખલા છે. તેઓએ જે લલચાવવાની તથા તેમના ઉપર દબાણ ને જબર દસ્તીના ઇલાજ અજમાગાની ઘણી ખટપટ કર્યા છતા પણ ઇશ્વરની કૃપાએ તેઓ ભયકર પ્રસગથી બચી હતી. વખતે કોઇએ જીભ કરડીને કે બીજી રીતે પ્રાણ તજ્યા, પરતુ પોતાના શિયળ નો ભંગ થવા ન દીધો. ધન્ય છે એવી સ્ત્રીઓને. કોઇ પણ સદ્‌ગુણ સબધે એક વાત હમેશા ધ્યાનમા રાખવી કે તે લાભ કે સુખ મેળવવાની આશાએ આચરવાનો નથી, પરંતુ તે પોતાની કેવળ ફરજ સમજીને આચરવાનો છે.

---

## પ્રકરણ ૧૫ મું

### મન મારવું.

મનને વશ રાખવા સબધે આપણે વાત કરીએ. જીતેદ્રિયપણાના પ્રકરણમા પણ આપણે મન સબધે કેટલુંક કહ્યુ છે. જીતેદ્રિયપણું ને મન મારવુ એ કેટલીક વાર એક જેવું લાગે છે, પરંતુ તેમા ફેરછે, અને જીતેદ્રિયપણા કરતા મન મારવું એ ચડતો સદ્‌ગુણ છે. પાપમા નાખે એવા મનેવિકાર અને ઇંદ્રિય ભોગની વાસનાને લગામમાં રાખવાનુ કામ જીતેંદ્રિયપણાનું છે, અને આપણો સુધારો થતો હોય કે આપણી ફરજ બજા વવાની હોય, ત્યારે આપણી નિરપાધી ને વખાણવા જોગ વાછનાઓને પણ કબજે રાખવી એનુ નામ મન મારવું અથવા સયમ. આપણા કર્તવ્યથી વિરૂદ્ધ મોજશોખ, ફાયદો કે આબરૂ મેળવવાનું મન થતું હોય,

અને આપણી સ્થિતિ અને દરજ્જાનો લાભ આપણા ધર્મથી ઉલટી રીતે લેવાતો હોય, તેની મનને ના પાડવી, એ મન મારવાની વ્યાખ્યાછે. પરંતુ આ વ્યાખ્યા વિશેષ ખુલાસા વગર મગજમાં ઝટ ઉતરે એવી નથી, માટે તેનો ખુલાસો કરીએ.

એવા ઘણા મોજશોખ છે, કે જે આપણાં કર્ત્તવ્યની વિરૂદ્ધ ગણાય. છોકરા રમુજની ખાતર જીવજંતુને પકડે, તેની પાંખો કે પગ તોડે, કે તેને દોરડે બાંધી લડકાવે, તો તેઓ ઘાતકીપણું કરે છે, અને દયાનો ધર્મ ચૂકેછે. એ ઘડીના આનંદની ખાતર કોઇ છોકરા પાસે તેની માને વહુ કે બાપને બેેમ કહેવડાવીએ કે માબાપને ગાળો દેતાં શીખવીએ, તો આપણે તેને અસભ્ય કરીએ છીએ, અને તેના સંતાનધર્મને તોડાવીએ છીએ. કોઇ મોજની ખાતર દારૂ, અફીણ, ભાગ વગેરેનું વ્યસન કરે, તો તે પરહેજીનો સદ્ગુણ તજે. આવાં કૃત્ય આપણાં કર્ત્તવ્યની વિરૂદ્ધ ગણાય, માટે તે આચરવા ઇચ્છા થાય તે વખતે મનને વારવું જોઇએ. કર્ત્તવ્ય વિરૂદ્ધ આચરણથી ફાયદો થાય કે આબરૂ મળે, તોપણ તેથી લલચાવું નહિ. કોઇએ આપણે ત્યાં થાપણ મૂકી હોય, તે ઓળવવાથી આપણને પૈસાનો લાભ થાય; પરતુ તેથી અપ્રમાણિકપણાનો ને ઠગાઇનો દોષ લાગે.ચોરી લબાડીથી ધનની પ્રાપ્તિ થાય, પરંતુ ચોરી ને લબાડી બંને દુર્ગુણ છે, માટે તેમનાથી દૂર રહેવું. ઘણી વાર દળણાં ખાંડણાંમાથી કે શીવવા ભરવાના કપડામાથી થોડું કાઢી લેવાની કેટલીક સ્ત્રીઓ ધાનત રાખે છે, પણ તે પાપ છે. ગણત્રીમા ભૂલ થાપ દઇ વધારે પૈસા લેવા, તે લબાડી છે. આપતી વખતે ઓછું આપવુ, અને લેતી વખતે વધારે પડાવી લેવુ, એમા ચોરી અને લબાડી બંને દુર્ગુણ સમાયા છે. જૂઠા દાગીના પહેરીને આબરૂ મેળવવી એ છેતરપડી છે. કોઇનું પડાવી લઇ આબરૂ મેળવવા કે જગતૂમા વાહ વાહ કહેવડાવવા માટે તેનું દાન કરવું, એ દુર્ગુણછે. પ્રપંચ કરી મોટાઇ મેળવવામાં માલ નથી. આપણા ચાકર નોકરને રોજી આપવામાં ભૂલથાપ દઇએ, તો તે આપણી સ્થિતિનો ખોટો લાભ લીધો કહેવાય. નોકર માણસ બીજા પાસેથી લાચ લે, તો તેના દરજ્જાનો તેણે ખોટો ઉપયોગ કર્યો કહેવાય. નવી સ્ત્રીનું ઘરમાં ચલણ

હોય, તેનો લાભ લઈ તે જૂનીને સતાવે કે સાવકાં છોકરાંને દુઃખ દે, તો તે પોતાની સ્થિતિનો લાભ લઈ ખોટું કામ કરેછે, એમ સમજવું.

હવે આપણો સુધારો થતો હોય કે આપણી ફરજ બજાવવાની હોય, ત્યારે આપણા નિરપરાધી ને વખાણવા જોગ વાછનાઓને પણ કબજે રાખવી એટલે શું, તેનો વિચાર કરીએ. ઘણાને રમવાનો ચડસ બહુ થાયછે. ગંજીફો, ચોસર વગેરે રમતો નિરપરાધી છે, તેથી તે રમવામા હરકત નથી; પરંતુ એથી જો આપણા અભ્યાસને હરકત થતી હોય, અથવા કંઈ નવું નોરૂં શીખવામાં પંચાત પડતી હોય, અથવા કામકાજ ચૂકાતું હોય, તો રમવાનો ચડસ છોડી દેવો જોઈએ. એવી રમતમાં અવગુણ નથી, પરતુ જ્યારે તેનો નાદ લાગે છે, ત્યારે આપણું કામ કાજ આપણે ચૂકીએ છીએ, અને આપણો જાતિ સુધારો થઈ શકતો નથી. જેમ એ અવગુણ નથી,તેમ ગમત કે વખત ગાળવાના સાધન શિવાય તેમા બીજો લાભ પણ નથી. માણસને બે ઘડી ગમત જોઈએ, પરંતુ રમતનો ચડસ એવો ખરાબ છે, કે તેથી આપણે આપણા કર્તવ્ય ચૂકીએ છીએ. અમદાવાદના શેલુગરે બાજી રમતાં રાજ્ય ગુમાવ્યું હતું, એ વાત મરાઠાના ઇતિહાસમાં જાણીતી છે. ધારો કે આપણે કોઈ રમતમા ખૂબ રોકાયા હોઈએ, તે વખતે એક છોકરૂં દેવતાની સગડી તરફ પેટ ઘસડતું ગયું. જો તેને ઉપાડી લેવામા ન આવે, તો તે આગળ વધી દેવતાપર હાથ નાખે ને દાઝે. આવે પ્રસંગે આપણી ફરજ છોકરાને બચાવવાની છે, તેથી રમત, ગમત છોડી દઈ તે તરફ ધ્યાન આપવું જોઈએ. ધારો કે આપણે આવતી કાલે આમળી પીપળી કરી આખો દિવસ ગમતમા ગાળવાનું ઠરાવ્યું, અને તેને માટે સઘળી તૈયારી પણ કરી. બીજે દહાડે સવારમા નીકળતી વખતે ખબર મળી કે પડોશણ એકાએક ભારે માંદી થઈ ગઈ, અને તેની સારવાર કરનાર ઘરમાં કોઈ નથી. આવે પ્રસંગે તમે મોજ શોખની નિરપરાધી વાછનાને તાબે થશો, કે પેલી દુઃખે રિબાતી બાઈની ચાકરી કરવાનું પસંદ કરશો ? મનુષ્ય જાતને મદત કરવી, એ આપણી ફરજ હોવાથી આપણે મોજ શોખની ઇચ્છા બાજુએ મૂકવીજ જોઈએ. મછવામા બેસી સેલગાહ કરવાની ઇચ્છા થતા તેમા બેસા થોડેક ગયા, એટલામાં કોઈ છોકરૂં ડુબતું જણાયું. એ વખતે સેલગાહ સારૂ હોડી આગળ ચલાવવી

એ સારૂં, કે સેલગાહની વાત બાજુએ રાખી ડુબતા બાળકને કાઢવાની ગોઠવણ કરવી એ સારૂં ?

મન મારવું, એ સહેલી વાત નથી. તે એટલું ચંચળ છે કે તેને છટકતાં વાર લાગતી નથી. મન કેવું છે તે વિષે પ્રીતમ કહેછે કે, "ખળ, કઠણ, કઠોર, ચચળ, ચોર, ચપળ, ચિત્, ચોદશ જાય." તેને મારવા સારૂ જાતુનો મહાવરો કરવો જોઇએ, અને તે છતાં પણ ઇશ્વરની સહાયતા મળે, તોજ તે વશ થઇ શકે છે. જગત્માં મનને ડોલાયમાન કરે એવા પ્રસંગ વારે વારે આવેછે. લાલચ બહુ બુરી ચીજ છે. દુર્ગુણના ક્ષણિક લાભ એવા હોયછે, કે તે વડે માણસનું મન ભમેછે. મન મારવાનો મહાવરો નાની નાની ટેવો તોડવાથી કરવો. પાન સોપારી ખાવાની ટેવ પડી ગઇ હોય, તો પણ વચ્ચે વચ્ચે તે જાણી બુઝીને ન ખાવું. છીંકણી સુંઘવાની ટેવ હોય તો તે સુંઘવાનું કેટલીક વાર પડયું મૂકવું, અને સુંઘવાનું મન થાય, ત્યારે તેને દબાવી દેવું. મન કુતેક કરવા લાગે, ત્યારે પરમેશ્વરનું નામ લેવું, કે તેની ભકિત કરવા મંડી જવું. પેસા ટકા અવળે માર્ગે મેળવવાની લાલચ થાય, ત્યારે મનને દઢ કરી કર્તવ્યનો વિચાર કરવો. જરૂર પડે તો ખર્ચ કમી કરી નાખવો, કે વધારે સાદાઇથી રહેવાની ટેવ પાડવી, એટલે પૈસા ટકાની લાલચ કમી થશે. આળસુ સ્થિતિમાં ને એકાંતમાં મન ભમે છે, માટે હમેશાં કામમાં રોકાએલા રહેવું, કે બીજાંની પાસે જઇ બેસવું. જેમ સંસારમાં ઓછું લુબ્ધ થવાય, તેમ મન વધારે વશ થઇ શકે. જગત્નાં સુખ દુઃખ ક્ષણિક, નાશવંત ને ઝાંઝવાંનાં જળ જેવાં છે એવું જેઓ સમજે, તેઓ સંયમને ટકાવી શકે. પરલોકનું સુખ સંયમ વગર મળનાર નથી એ વાત ધ્યાનમાં રાખવી.

---

## પ્રકરણ ૧૬ મું.

### સત્ય શિલતા.

પ્રમાણિકપણે અને ચોખવટથી ચાલવું, તથા દરેક જાતની ઠગાઇને અને ઢોંગને ધિક્કારવાં તેને સત્ય શિલતા, નિષ્કપટ, સાચવટ કે સત્ય કહેછે.

સત્ય જેમ સ્વધર્મ અથવા આત્મ સદ્‌ગુણ છે, તેમ તે લૌકિક સદ્‌ગુણ પણ છે, પરંતુ સ્વધર્મ તરીકે તેને પહેલું પદ મળેછે. આ ભેદ ધ્યાનમાં લેતાં સ્વધર્મ તરીકે હરેક પ્રસંગે સત્ય બોલવાની ફરજ છે, એમ સમજાશે. સત્ય બોલવાથી બીજાને નુકસાન થતું હોય, કિંવા જૂઠું બોલવાથી તેને લાભ થતો હોય, તો આપણા લૌકિક ધર્મને અનુસરીને તેવે પ્રસંગે સત્ય ન બોલવું, અથવા જૂઠું બોલવું, એમ કેટલાકનું કહેવું થાયછે. તેઓ દાખલો આપેછે કે ત્રણ રસ્તાના તરભેટા આગળ એક માણસ બેઠો હતો, ત્યાં થઈને એક સાધુ પુરૂષ ભયનો માર્યો દોડતો ચાલી ગયો. થોડીજ વારમાં ત્યાં આગળ ચોર આવી લાગ્યા, અને પેલા માણસને પૂછવા લાગ્યા કે તે સાધુ કયે રસ્તે ગયો? પેલા માણસે શો જવાબ દેવો? જો તે ખરો રસ્તો દેખાડે, તો ચોર તે રસ્તે જઇને સાધુ પુરૂષને લૂટે અને માર મારે. જો તે ખોટો રસ્તો બતાવે તો સાધુ બચી જાય, પણ તેને જૂઠું બોલવું પડે. ફક્ત મોઢેથી બે વેણ જૂઠાં કહેતાં સાધુનો બચાવ થાય છે, માટે એ પ્રસંગે જૂઠું બોલવું વધારે સારૂં છે; પરંતુ પુર્વે કહ્યા પ્રમાણે લૌકિક કર્તવ્ય સ્વધર્મના મોઢા આગળ ગૌણ છે, તેથી આપણી પહેલી ફરજ સ્વધર્મ જાળવવાની છે. બીજાનું ગમે તે થાય, અથવા પરિણામ ગમે તે આવે, તો પણ સત્યને આત્મધર્મ સમજીને વળગી રહેવુંજ જોઈએ. જૂઠું બોલવાના પાપનો ટોપલો જૂઠું બોલનારને માથે રહેનાર છે, એ વાત યાદ રાખવી. આવે પ્રસંગે સાધુને બચાવવાનો અને જૂઠથી બચવાનો માર્ગ એ છે કે પૂછનારને જવાબ ન આપવો, અથવા તે જીદ કરે તો હું જવાબ આપનાર નથી એમ બે ધડક કહેવું, અને તેનું જે પરિણામ થાય તે જાતે સોસવું; પરંતુ બીજાને બચાવવા ખાતર જૂઠું તો નજ બોલવું. હ્યુગો ગ્રોટિઅસની સ્ત્રીએ પોતાના ધણીને છૂપાવ્યો, અને તેના શત્રુઓને કહ્યું કે તે અહીં નથી. આથી ધણીનો બચાવ થયો, પરંતુ અસત્યનું પાપ સ્ત્રીને માથે ચોટયું. આવાં દૃષ્ટાંતથી અસત્યનો બચાવ કરવો, એ યોગ્ય નથી. ઑલસ ગેલિયસ નામનો રોમન કહેછે, કે "જો આ પ્રસંગે ને તે પ્રસંગે જૂઠું બોલવું વાજબી છે, એમ કોઈ કહે તો તેને પૂછો કે ત્યારે જૂઠું બોલવામાં અટકવું કયાં ?" કોઈ વાર જીવ બચાવવા જેવો મહત્વનો પ્રસંગ હોય, કોઈ વાર ઘાતકીપણાને અટકાવવાનો, કોઈ વાર લૂટ ફાટનો, કોઈ વાર માલ મિલ્કત ખોવાનો, કોઈ વાર થોડું

નાણું જવાનો, કોઇ વાર માત્ર રૂપિયો રેડો ખોવાનો, કે જુજ નુકસાન વેઠવાનો પ્રસંગ હોય, તો એમાંથી કયે પ્રસંગે સત્યું બોલીને નુકસાન કરવું કે વેઠવું ? નુકસાન નફા સાથે સદ્દગુણને સંબંધ નથી એમ આપણે પૂર્વે કહ્યું છે. જ્યાં સ્વધર્મના સદ્દગુણનો પ્રસંગ આવે, ત્યાં સામાજીક કર્તવ્ય, બીજાને નફો નુકસાન કે પોતાને લાભાલાભનો પ્રશ્ન બાજુએ મૂકવો.

કેન્ત પોતાના નીતિ શાસ્ત્રનાં મૂળ તત્વોમા કહેછે, કે "જૂઠું બોલવું એ પોતા પ્રત્યેનો અધમમાં અધમ અપરાધછે. માણસના પોતા પ્રત્યેના કર્તવ્યનું વધારેમાં વધારે ઉલ્લંઘન અસત્યથી અથવા જૂઠું બોલવાથી થાયછે. પોતાના વિચાર જણાવવામાં જાણી જોઇને કંઇપણ ખોટું કહેવું તે નીતિ શાસ્ત્રમાં જૂઠ કહેવાય. કાયદાની રૂએ બીજાના હકને નુકસાન થાય તેને જૂઠ કે દગો કહેછે, પણ નીતિ શાસ્ત્ર નિરપરાધીપણાના કારણથી કોઇ દુર્ગુણનો બચાવ કરતું નથી. જૂઠું બોલનારની સાથે ગેરઆબરૂ તેની છાયા તરીકે ભમેછે. જૂઠું બોલવાથી બીજાને નુકસાન થાય તે વિષે અમે કંઇ કહેતા નથી, કેમકે નુકસાન એ દુર્ગુણની ખાસીઅત નથી, કેમકે ત્યારે તો સામાજીક કર્તવ્યનું ઉલ્લંઘન કર્યાના વર્ગમાં તે જાય, અને ત્યારે તો જૂઠ એ માત્ર ડહાપણની ચૂક ગણાય. માણસની મહત્તા અથવા શોભાને તજવી કે નાશ કરવી એ જૂઠછે." એટલા માટે સત્યની બાબતમાં બીજા વિષે નહિ, પણ પોતા વિષે વિચાર કરવાનો છે.આપણા મોંમાંથી કંઇ જૂઠું બોલાઇ જાય, તો આપણી પોતાની ગેર આબરૂછે, અને આપણા પોતા પ્રત્યેના કર્તવ્યનું ઉલ્લંઘન થાયછે, એ વાત ધ્યાનમાં રાખવી.

સ્ત્રી જાતને માથે જૂઠનો અપવાદ મુકાયછે. જૂઠું બોલવું એ સ્ત્રીનો સ્વભાવછે, એમ કેટલાક કહેછે. પુરૂષો કરતાં સ્ત્રીઓ જૂઠું વધારે બોલેછે, એમ ઘણી વાર જોવામાં આવેછે, પરંતુ એથી તેમનામાં જૂઠ સ્વભાવજન્ય દુર્ગુણછે,એમ કહેવાય નહિ. જૂઠું બોલનાર પુરૂષને જેટલો વખોડવામાં આવેછે, તેટલી જૂઠું બોલનાર સ્ત્રીને વખોડવામાં આવતી નથી, એથી એમ ઠરે કેજાણે સત્ય એ પુરૂષનો ખાસ સદ્દગુણછે, અને તે સ્ત્રીનો ખાસ સદ્દગુણ નથી; પરંતુ એમ માનવું ભૂલ ભરેલું છે. પરાધીન સ્થિતિને લીધે સ્ત્રીને વધારે વાર જૂઠું બોલવું પડે છે. વળી જ્યાં સંસારની સ્થિતિ નીતિની બાબતમાં ઉતરતી હોય, અસત્યની ટીકા થતી ન હોય, કે દુર્ગુણને સાંખવામાં આવતા હોય, ત્યાં જૂઠનું પ્રબળ વધેછે. આ દેશમાં ગાળ દીધાથી જેમ

માણસનો પિત્તો ગરમ થઇ જાયછે, તેમ વિલાયતમાં કોઇને જૂઠો કહેવામાં આવે, તો તે લડવા કે મારવા ઉભો થાય. જૂઠો કહેવામાં આપણે અહીં લોકની એટલી લાગણી ઉશ્કેરાતા નથી.

ધણી સખ્ત કે જુલમી હોય, ત્યારે સ્ત્રી પોતાના બચાવ માટે કે છોકરાં છૈયાંના ગુનાહ છાવરવા માટે જૂઠું બોલે છે. ઘર સંસારમાં કેટલાંક કામ સ્ત્રીને જરૂરનાં લાગે, પણ પુરૂષને તે નકામાં જણાય, ત્યારે સ્ત્રીઓ તેવાં કામ કરેછે, અને ધણી પૂછે ત્યારે જૂઠું બોલે છે. પોતાનું કોઇ કામ ધણીને ના પસંદ પડશે તો તે ગુસ્સે થશે, એવા ભયથી તે છુપાવવાની કે પ્રસંગ આવે જૂઠું બોલવાની તે તજવીજ કરેછે.ધણીએ અમુક ઠેકાણે જવાની ના પાડી હોય, તે છતાં કેટલીક સ્ત્રીઓ તેવે ઠેકાણે જાયછે, અને ધણી પૂછે ત્યારે ના પાડે છે. મિસ રૉબ અંગ્રેજ અને ફ્રેંચ સ્ત્રીઓના લક્ષણનું એક ઉદાહરણ આપે છે. ધણીએ ક્ષ ને ઘેર જવાની ના પાડી હોય, તો ફ્રેંન્ચ સ્ત્રી ક્ષ ને ઘેર જાય છે; અને ધણી પૂછે ત્યારે નથી ગઇ એમ કહેછે. ધણીએ ના પાડયા છતાં અગ્રેજ સ્ત્રી ક્ષ ને ઘેર જાયછે, અને સાથે ચ ને ઘેર જાય છે, તે એવા ઇરાદાથી કે, ધણી પૂછે ત્યારે ચ ને ઘેર ગઇ હતો એમ કહેવા ચાલે ! અંગ્રેજ સ્ત્રીની આ યુક્તિ વખાણને પાત્ર નથી. બંનેનો જૂઠમાં સરખો ગુનોહ છે. ગમે તે કારણે જૂઠું બોલવું એ પાપ છે. ધણીની મરજી વિરૂધ્ધ કંઇ કૃત્ય કરીને જૂઠું બોલવું, તેના કરતા તે ન કરવું એ સારી વાત છે. જરૂર હોય તો ધણીને ગળે ઉતારી તેની પરવાનગી મેળવીને તે કામ કરવું, એ વધારે સારૂં છે. કંઇ કામ કર્યું કે અનાયાસ થઇ ગયુ, તે વખતે ધણી પૂછે ત્યારે સાચી વાત કહેવી એ ઉત્તમ છે. એથી પોતાનું કર્તવ્ય સચવાય છે, એટલુંજ નહિ, પણ ધણીનો તેના પર વિશ્વાસ બેસે છે. એક વાર જે જૂઠું બોલેછે, તે બીજે પ્રસંગે સાચું બોલે, તોપણ તેનો કોઇ વિશ્વાસ કરતું નથી, એ વાત ધ્યાનમાં રાખવી.

કેટલીક સ્ત્રીઓ હડાયકી જૂઠી હોયછે. પોતાથી કંઇ વાસણ ફૂટયું, પ્રવાહી પદાર્થ ઢળ્યો, કે કોઇ વસ્તુ બગડી, તો તેઓ કહે છે કે મારાથી એ નથી થયું; હું કંઇ જાણુતી નથી. ગુનોહ છુપાવવા માટે તે ભાગેલા વાસણના કડકા છાના માના ગોઠવી દેશે, તે એવા ઇરાદાથી કે બીજું કોઇ તેને અડવા જશે તો ભાગ્યાનો વાંક તેને શીર ચોટશે. ઢોળાયલો પદાર્થ તે એવી મફાઇથી લુછી લેશે, કે જાણે તે ઠેકાણે કંઇ ઢળ્યુંજ ન હોય. બીજાને પો-

તેની કસુર માલમ ન પડે, એટલા સારૂ તે બગડેલો પદાર્થ છાની રીતે ફેંકી દેશે. આવો છેતરપીંડી ને જૂઠ ધિક્કારવા લાયક છે.

કેટલીક વાર નજીવી બાબતમા જૂઠું બોલવામાં આવે છે. ધણી ઘરમાં છતાં કોઈ મળવા આવે તો સ્ત્રી કહેશે કે તે ઘરમાં નથીઃ બહાર ગયાછે. દાળમાં મીઠું ઓછું પડે, તો તે કહેશે કે એ તો મેં જાણીને ઓછું નાંખ્યું હતું (જો કે મીઠું નાખતી વખતે ઓછું નાખવાનો તેણે વિચાર પણ કર્યો ન હોય). પોતે ઝોકાં ખાતી હોય, ને કોઇ પૂછે કે ઉંઘો છો? ત્યારે તે કહે છે કે ના, હું નથી ઉંઘતો. કંઇ કામ કરવાનું રહી ગયું હોય, તો ભુલથી રહી ગયાનું કબુલ ન કરતા એ તો મેં ફલાણા કારણથી રહેવા દીધું હતું એમ કહે છે. અમુક વખતે કોઇ ઠેકાણે જવાનું ઠર્યું હોય, ને વખતસર જવાય નહિ, તો મોડા આવવાનાં ખોટાં બાનાં આપવામાં આવે છે. સાચું બોલવામાં કંઇ ભય કે નુકસાન ન હોય, તો પણ વિના કારણ જૂઠું બોલવાની ટેવ ખરાબ છે.

કેટલાંક બૈરાંને સાચાં જૂઠાં કરવાની ટેવ હોયછે. બે જણને લઢાવી મારવા સારૂ સાસુને કઇ કહે અને વહુને કઇ કહે. આવી જાતના નારદવેડા જેમ બીજાઓમા કલેશ ઉત્પન કરાવે છે, તેમ તેમાં જૂઠભળવાથી આપણો સ્વધર્મ તજાય છે. વાત કરવામાં મરી મસાળો ભભરાવવો એ પણ જૂઠ છે. વધારીને વાત કહેવાની ટેવ રાખવી નહિ. બીજાને સારૂ લાગશે એ વિચારથી ખરી વાતમાં વધારો ઘટાડો ન કરવો. ખરાં સત્યવાદી મશ્કરીમાં પણ જૂઠું બોલતાં

શ્વત્થામા હતું. બન્યું એવું, કે અશ્વત્થામા નામનો એક હાથી હતો તે એ વખને મરાયો હતો, તેથી ધર્મ રાજાને એમ સમજાવવામા આવ્યું, કે તમે અશ્વત્થામા મરાયો એવી વાત ગુરૂને કહો, એટલે તમારૂં કહેવુ જૂઠુ નહિ ગણાય, કેમકે અશ્વત્થામા ( હાથી ) મરાણાની વાત સાચી છે. ધર્મ રાજાએ તેમ કરવાની પણ ના પાડીને કહ્યુ, કે એવો છળભેદ કરવો એ જૂઠજ છે. ભલે આપણે લડાઇમા હારીએ, અને આપણુ ગમે તે થાય, પણ હુ તો મારો ધર્મ ચૂકનાર નથી. એમ છતા મોટા મોટાના સમજા વાથી ને દબાણથી નાઈલાજે તેમને ગુરૂકને જઇને અશ્વત્થામા મરાયો એમ કહેવુ પડ્યું; પણ તેમણે કહેવામા “ નરોવા કુંજરોવા ” ( તે નર હોય કે હાથી હોય ) એટલું વધાર્યું. ધર્મરાજા કદી જૂઠું બોલનાર નથી, એવી ગુરૂની ખાત્રી હોવાથી તેમનું કહેવું સાચુ માન્યુ , અને તેમણે પોતાનો દેહ તજ્યો. આવી રીતે પોતાના ને બીજાના ઘણા લાભની ખાતર તેમ બીજાઓના દબાણને લીધે દેખીતું સાચુ પણ પ્રપંચી બોલવું પડ્યુ તેનુ પણ પાપ તેમને લાગ્યું; કેમકે જેથી સામુ છેતરાય એવુ બોલવુ એ પણ

બતાવવા માટે વધારે ખરચ કરે, મોટા લોકોમાં ફરેહરે, દેખાવડાં કપડાં પહેરે કે ગાડી ઘોડા વાપરે; પર તુ ખરી સ્થિતિ છુપાવવાનો યત્ન કરવો એ જુઠા નહિ તો બીજું શુ છે? ભભકો અથવા ખોડું ડોળ કરવામાં "ગાકનું ગોપી ચંદન" થાય, અસત્ય બોલાય, અને તેની સાથે બીજા દુર્ગુણ પણ આવે, કેમકે જૂઠું એ અનેક દુર્ગુણનો સરદાર છે. એક વાર જૂઠું બોલાઇ ગયું, તો પોતાની વાત ખરી પાડવા કે પોતાનો ગુનોહ છુપાવી રાખવા અનેક વાર જૂઠું બોલવું પડે છે.

જે નિષ્કપટી અથવા ખુલ્લા દિલનું હોય તેને સર્વે માન આપેછે. તે હમેશ સ્વતંત્ર, નિર્મળ, અને મહાન રહે છે, કેમકે તેનાથી ઘણું કરીને ગુનાહ થતા નથી. તેની રહેણી કરણીમાં કંઇ છુપાવવા જેવું હોતું નથી, તેનું અંતઃકરણ તેને કોલી ખાતું નથી, તેથી તેને નિરાંતે ઊંઘ આવે છે. ભોળાના ભગવાન કહેવાય છે, એટલે તેને ઇશ્વિર પણ સહાય થાય છે.

સાચવટ સાચવવી હોય તો જુઠાં વખાણ કરવાની તથા જૂઠાં વખાણ સાંભળવાની ટેવ તજવી જોઇએ. જૂઠાં વખાણ કહ્યાં, એટલેજ તેમાં જૂઠનો સમાવેશ થાય છે. બીજાનાં જૂઠાં વખાણ કરવાથી તે છેતરાય છે, અને એવાં વખાણ સાંભળવાની હોંસ વધે છે. આપણે એવાં વખાણ સાંભળીએ, તો આપણી ભૂલો ને ખોડ ખાંપણ વિષે લોકો તરફથી આપણુ ખરી વાત જાણી ન શકીએ. ખરી વાત જાણવામાં ન આવે તો ખોડ ખાંપણ સુધારવાનો આપણને લાગ ન મળે. આપણે મોઢે લોકો આપણી વાહવાહ કરે, અને બીજે ઠેકાણે મો મચકોડે. વળી સાચવ જાળવવાનો એક ઉપાય એ છે કે કંઇ પણ બોલતા પહેલા વિચાર કરવો, એટલે આપણુ જે કહેવા માગીએ છીએ તે ખરું છે કે નહિ, અને તે સામાને યથાર્થ સમજાશે કે કેમ તે જોવું. કેટલીક વાર દ્વિઅર્થી બોલવામાં આવે છે, એટલે તેના બે અર્થ થાય છેઃ એક સાચો ને બીજો જૂઠો. એવું બોલવાથી પણ અળગ રહેવુ. જેઓ તર્કશક્તિને લગામમાં રાખી ન શકે, તેઓ વાત વધારીને કરવાનાં, એટલે તેમાં જૂઠની છાંટ આવવાનીજ.

સત્યનો અંતે જય થાય છે, માટે કેવી પણ વિપત્તિનો ભય હોય તો પણ સત્ય ન તજવું. જગત્ સૌ સત્યથી ચાલે છે. જો સર્વ માણસો જુઠાં બોલાં હોય, તો સંસાર નભીજ ન શકે. અસત્ય એ પરમેશ્વરને સૌથી વધારે અપ્રિય છે, માટે અસત્ય ભાષણ કદી પણ ઉચ્ચારવું નહિ.

---

# ભાગ ૩ જો.

## લૌકિક ધર્મ.

પાછળ જણાવ્યા પ્રમાણે લૌકિક ધર્મના બે ભાગ પડે. ૧ કુટુંબ ધર્મ, અને ૨ સાર્વજનિક અથવા સામાજિક ધર્મ. સ્ત્રીઓ સૌથી મોટો ભાગ કુટુંબના-કામકાજમાં લે છે, અથવા તેમનો ઘણો વખત તેમાં રોકાય છે; માટે કુટુંબ ધર્મ સંબંધે સ્ત્રીઓના વિશેષ કર્તવ્ય જણાવવાની જરૂર છે. આ કારણથી કુટુંબ ધર્મ સંબંધે આપણે સૌથી છેલ્લો વિચાર કરીશું. સાર્વજનિક ધર્મ સ્ત્રી પુરૂષને સામાન્ય છે, છતા તેમની સ્થિતિ અને યોગ્યતાને અનુસરીને કોઇ ધર્મ પુરૂષથી તો કોઇ ધર્મ સ્ત્રીથી વધારે ઓછો પાળી શકાય એ વાત જૂદી છે. કેટલાક સ્વધર્મ સાર્વજનિકના વર્ગમાં જઇ શકે, તેમ કેટલાક સાર્વજનિક ધર્મ સ્વધર્મમાં જઇ શકે.

સાર્વજનિક કર્ત્તવ્ય પછી તે પાછળ ધ્યાન આપવું જોઇએ. જે સંબધ-સગમ-પણુ નજીકનુ તેમ તેનો હક વધારે થાય. એ પછી ભાઇબધ, ઘરમા રહેનાર, પડોશી, નાતજાત, ગામના લોક, દેશના લોક, અને દુનિયાના લોક અનુક્રમે આવે.

---

## વિભાગ ૧ લો.

---

### સાર્વજનિક ધર્મ.

૧ આજ્ઞામા રહેવુ, ૨ સ્વદેશહિતેચ્છા, ( દેશાભિમાન ) ૩ કૃતજ્ઞતા, ૪ સભ્યતા, ૫ પરોપકાર બુધ્ધિ, ૬ નમ્રતા ( સોજ્યતા ), ૭ પ્રાજાનટ ( પ્રમાણિક પણુ ), ૮ મોટુ મન, અને ૯ ન્યાય એ સાર્વજનિક ધર્મ છે. તેમનુ પ્રથક પ્રથક વર્ણન નીચે આપ્યુ છે.

---

## પ્રકરણ ૧ લું.

---

### આજ્ઞામાં રહેવું.

એક અર્થે ઇશ્વિર શિવાય કોઇ સ્વતત્ર નથી. માણસ માત્ર થોડુ કે ઘણુ પરતત્ર છે, કેમકે દરેક વ્યકિતને કા તો બીજાને તાબે રહેવુ પડેછે, બીજા ઉપર આધાર રાખવો પડે છે, કે બીજાનો આશ્રય લેવો પડેછે. એટલા માટે તેને બીજાની આજ્ઞામા રહેવાની જરૂર પડે છે. માબાપની, માબાપ ન હોય તો તેમને ઠેકાણે જે વાલી કે રક્ષક હોય તેની, ગુરૂની અને રાજ્યની સત્તાને તાબે રહેવુ એ દરેક વ્યકિતની ફરજ છે. સ્ત્રીઓને પતિની સત્તામા રહેવુ એ તેમનુ વિશેષ કર્ત્તવ્ય છે.

જેમણુ આપણને જન્મ આપો, પાળીપોષીને મોટાં કર્યા, જેઓ આપણું સુખ વધારવા મથે છે અને આપણુ હમેશા સારૂં ચાહે છે, તેમનો

આપણા ઉપર હક છે. તેમના આપણા ઉપર અનહદ ઉપકાર છે, માટે તેમના કહ્યામાં રહેવું એ આપણી ફરજ છે. વળી તેમની આજ્ઞા પાળવામા આપણું હિત રહેલું છે. થોડા અનુભવ ને લીધે સ્વતંત્ર પણે વર્ત્તવા જતા ઘણી વાર આપણાથી ભૂલ થાય છે, કે ફાંદામાં ફસાવું પડે છે. આપણા સારાને માટે માબાપ આજ્ઞા કરછે, માટે તે માનવીજ જોઇએ.

વાલી કે રક્ષક અને ગુરૂ એ છોકરાના માબાપને ઠેકાણે છે, અને તેથી-જ તેઓ ધર્મનાં માબાપ કહેવાય છે; માટે તેમનો હુકમ છોકરાંઓએ પાળવો જોઇએ. ગુરૂમાં ધર્મ ગુરૂ અને શિક્ષક બન્નેનો સમાવેશ થાય છે. ધર્મ ગુરૂ જ્ઞાનનો ઉપદેશ કરીને આપણા આત્માની ઉન્નતિ કરે છે, અને શિક્ષક વિદ્યાદાન આપીને આપણને બુધ્ધિવાન બનાવે છે ને માણસની ઓળમા લાવે છે. છોકરાં શિક્ષકના તાબામા ન રહે,તો નિશાળમા ભણાવવાનું કામજ અટકી પડે; કેમકે ભણાવવાના કામમા બંબદાસ્ત અથવા વ્યવસ્થાની ખાસ જરૂર છે. છોકરાં વાતો કરે, એક બીજાને અડપલા કરે, બીજાનામા જોઇને લખે કે શિક્ષકના પાઠ ઉપર ધ્યાન ન આપે, તો વર્ગમા કામજ ચાલી ન શકે. શિક્ષક ચુપ રહેવાનું, વાત ન કરવાનું, બીજાની પાટીમા ન જોવાનું કે શિક્ષણ ઉપર ધ્યાન આપવાનુ કહે, કે તેની આજ્ઞા માથે ચઢાવી તે પ્રમાણે વર્ત્તવુંજ જોઇએ. જો તેઓ તેથી ઉલટું વર્ત્તન રાખે,તો તેમનેજ ગેરલાભ થાય;કેમકે તેઓ ભણવાનું ચૂકે, એટલુંજ નહિ,પણ તેમને જે ખોટી ટેવો નાનપણમા પડે, તે આગળ જતા કાયમ રહે અને બહુ નુકસાન કરે. વિદ્યાદાન આપીને તથા સુચાલ શીખવીને શિક્ષક વિદ્યાર્થી ઉપર ઉપકાર કરેછે, તેથી વિદ્યાર્થીએ કૃતજ્ઞ થવુંજ જોઇએ. જ્યા કૃતજ્ઞતા હોય, ત્યા તાબેદારી આપોઆપ ચાલી આવેછે.

રાજ્યની સત્તામા બે બાબત આવેછે. ૧ દેશના કાયદાની સત્તા, અને ૨ રાજાની સત્તા. ફ્રાન્સ, અમેરિકાનું સ્વતંત્ર સંસ્થાન વગેરે કેટલાક દેશમા રૈયતજ સ્વતંત્રપણે રાજ્ય કરેછે, એટલે ત્યા રાજા હોતા નથી. રાજા ન હોવાથી ત્યાં માત્ર કાયદાની સત્તા ચાલેછે. બાકીના દેશોમાં રાજાની અને કાયદાની એ બન્ને સત્તા ચાલેછે. દેશના કાયદા પાળવા એ આપણી ફરજછે, કેમકે ધર્મશાસ્ત્ર કાયદા પાળવાનું કહેછે, અને આપણને વિચાર કરતાં પણ તે પાળવાની જરૂરછે, એમ સમજાયછે. કાયદા સૌના લાભને માટે બનાવેલા હોયછે

માટે તે તોડવાથી જેમ આપણને ગેરલાભ થાયછે, તેમ બીજાને પણ નુકસાન થાયછે. કાયદા વગર પ્રજા નભી શકતી નથી. પ્રજાનુ જીવન, તંદુરસ્તી, રક્ષણ અને સુખ શાન્તિ કાયદા વડેજ છે. જો કાયદાનો ભય ન હોય, તો માણસો એક બીજાને મારી નાખે, માલ મિલકત લૂટાઈજાય, અને આબાદી તથા સુખ શાન્તિ નાશ પામે. કાયદા વગર ઘરનુ કામ ચાલતું નથી, તો આખી પ્રજાનું કામ શી રીતે ચાલે ? શહેર સુધરાઇના કાયદાનો સમાવેશ રાજ્યના કાયદામાં થાયછે. તેના કાયદા તોડવાથી ગંદકી ( ગલીચી ) મા વધારો થાયછે, અને લોકોની તંદુરસ્તીમા બિગાડ થાયછે. લોકોની સુખ શાન્તિમાટે કાયદા સૌથી સારા ને ડાહ્યા માણસોએ બાંધેલા હોયછે, અને તેનો લાભ સૌને મળેછે, માટે તેમને માન આપવુ, અને તેમને પાળવા જોઇએ. કાયદા ન પાળનારની ગેરઆબરૂ થાયછે, અને તેને શિક્ષાપણ મળેછે; એટલે કાયદામા જે કૃત્યને ગુનોહ ગણી તે ન કરવા ફરમાવ્યુ હોય, તે કૃત્ય જો કોઇ કરે તો તેને કાયદા પ્રમાણે શિક્ષા થાયછે. કાયદાના ઘણા ગુનાહ એ પવિત્ર ધર્મના પણ ગુનાહ હોયછે; જેમકે ચોરી કરવી એ ધાર્મિક ગુનોહ છે અને કાયદાની નજરે પણ ગુનોહ છે. જૂઠું બોલવું એ ધાર્મિક અપરાધ છે, અને કાયદાની રૂએ પણ અપરાધ છે. ધાર્મિક અને કાયદાના ગુનાહમા ફેર એટલો રહેછે, કે ધાર્મિક ગુનાહ વડે બીજાના જાનમાલને નુકસાન કે હરકત થાય ને કાયદાની રૂએ પણ ગુનોહ ગણાયછે અને તેને માટે કાયદો શિક્ષા કરેછે. જો જૂઠથી બીજાને કાંઈ નુકસાન થતુ ન હોય, તો જૂઠ કાયદાની રૂએ ગુનોહ તો નથી. જે ગુનોહ કાયદામા ન આવે પણ ધાર્મિક કર્ત્તવ્યમા આવે, તેને પકડનાર અને ભારે શિક્ષા કરનાર રાજાનો રાજા પરમેશ્વરછે. તેના કાયદા તોડવા એ સૌથી મોટા અને ભયંકર ગુનાહ છે, અને તેને માટે માણસને સૌથી વધારે ખમવાનુ છે, એ વાત લક્ષમા રાખવી.

આપણે અહીં રાજાને રૈયત માબાપ તરીકે અને રૈયતને રાજા પોતાના છોકરા તરીકે માનેછે. કેટલીક વાર રાજાને દેવ સમાન ગણવામા આવેછે. રાજા ઉપર આવો પૂજ્ય ભાવ હાલના સુધરેલા દેશોમા નથી હોતો સારા રાજાઓ રૈયતને પાળવા અને સુખી કરવા તત્પર રહેછે. તેમના દુઃખમા ભાગ લેવા તે તૈયાર હોયછે. રાજા અને રૈયત વચ્ચે જ્યા આવો સંબંધ હોયછે, ત્યા રૈયત તરફથી રાજાને માબાપ તરીકે માન મળે, તથા સભ્યતા

અને પ્યાર રહે, એમાં આશ્ચર્ય નથી. કાયદાના ઉપરી તરીકે પણ પ્રજાએ તેની આજ્ઞામાં ને તાબેદારીમાં રહેવું જોઇએ. રાજ્યભક્તિ અને નિમકહલાલી એ રાજા પ્રત્યે પ્રજાનાં કર્ત્તવ્ય છે.

હવે પતિની સત્તા વિષે વાત કરીએ. પશ્ચિમ તરફના દેશોમાં સ્ત્રીએ પુરૂષની તાબેદાર નથી, એમ માનવામાં આવેછે. ઘણું ભણેલી આગળ પડતી સ્ત્રીઓ કહેછે કે સ્ત્રી પુરૂષ સમાન છે, માટે એક બીજાનું તાબેદાર થઇ શકે નહિ. લગ્ન થતી વખતે હું ધણીની આજ્ઞા પાળીશ એવી પ્રતિજ્ઞા સ્ત્રીને લેવી પડેછે, તે બંધ કરવા તેઓ તકરાર ઉઠાવેછે. આપણા દેશમાં પણ પૂર્વથી સ્ત્રીએ પુરૂષની આજ્ઞામાં રહેવું જોઇએ એમ મનાએલું છે. શાસ્ત્રોમાં એવી સ્પષ્ટ આજ્ઞા છે. સ્ત્રીઓ તેને માન આપતી આવીછે, એટલુંજ નહિ પણ તેઓ પતિને વડિલ, રાજા કે તેથી પણ અધિક સમજેછે, અને તેને પૂજ્ય ગણેછે. પતિ એ સ્ત્રીનું રક્ષણ કરનાર અને પાલન કરનાર છે, તેથી તેની આજ્ઞામાં રહેવાની સ્ત્રીની ફરજ છે. લગ્ન વખતે કરેલી પ્રતિજ્ઞા તેણે પાળવી જોઇએ. શાસ્ત્રોનાં વચન ખાસ કારણ વગર ઉત્થાપવાં ન જોઇએ. કૃતજ્ઞતા સાથે જેમ તાબેદારી આવેછે, તેમ પ્રેમ સાથે પણ તાબેદારી આવેછે. જ્યાં સુધી સ્ત્રીઓ શરીરબળ, બુદ્ધિબળ, અને હૃદયના બળ વડે સ્વતંત્ર થવાને લાયક ન થાય, ત્યાં સુધી તેને પતિની આજ્ઞામાં રહેવાની આવશ્યકતા છે; અને એ ત્રણે બળ વધ્યા પછી પણ તે જો પરણે તો ધણીઆણી તરીકે ધણીના તાબામાં ન રહે, તો તેને અને સંસારને લાભ થાય કે નહિ એ પણ એક સવાલ છે.

---

## પ્રકરણ ૨ જું.

### સ્વદેશહિતેચ્છા (દેશાભિમાન).

એવું માણસ ભાગ્યેજ હશે કે જે પોતાના દેશને ન ચહાય. સર્વને પોતાનો દેશ વહાલો લાગેછે. " ઉંટ મરે તોએ મારવાડ સામું જુએ. " એ કહેવત પ્રમાણે જેઓ ધંધા રોજગાર અર્થે કે બીજાં કારણથી પરદેશ

જાયછે, તેઓ પોતાના દેશમાં જેમ બને તેમ જલદી પાછા આવવાની ઇચ્છા રાખે છે. પરદેશમા કોઇ પોતાના દેશનું માણસ મળી આવે, તો કેટલો આનંદ થાય છે ? જેમ દેશ ઉપર માણસને વહાલ આવેછે, તેમ દેશના લોકો ઉપર પણ તેને વહાલ આવેછે. એજ રીતે તે પોતાના દેશના કાયદા, પોતાનો ધર્મ, પોતાની રીતભાત, પોતાના સ્થાનકો-તીર્થો, દેવસ્થાન, સદાવ્રતો, ધર્મશાળાઓ, પાઠશાળાઓ વગેરેને ચાહેછે. આ ચાહનાને સ્વદેશહિતેચ્છા કહેછે.

ઇતિહાસ તપાસીશું તો માલુમ પડશે, કે જ્યારે ને ત્યારે દેશનું રક્ષણ સ્વદેશાભિમાની પુરૂષો અને સ્ત્રીઓથી થએલું છે. દેશ ઉપર જ્યારે સંકટ આવી પડેછે, ત્યારે એવા લોક એક સંપ કરી તે ટાળવા ઉભા થાયછે. પોતાનો દેશ પરતંત્રપણું ન પામે, પોતાના દેશની આબાદી રહે, પોતાના ધર્મનું રક્ષણ થાય અને દેશ સુખ શાન્તિમાં રહી શકે, એ દેશાભિમાનીઓની ઇચ્છા હોયછે. જોન ઑફ આર્ક, મહારાણી એલિઝાબેથ વગેરેના દાખલા પૂર્વે અપાઇ ગયા છે. તેઓએ માત્ર પોતાના દેશના ભલાની ખાતર હિંમતથી આગેવાની કરી હતી. આપણા દેશમાં પણ એવી ઘણી સ્ત્રીઓ થઇ ગઇ છે. સ્ત્રીઓ કદાપિ હથિયાર લઇ રણમાં જઇ ન શકે, તથાપિ તે દેશને માટે બીજી રીતે ઘણું કરી શકે એમ છે. માત્ર તેમનામાં દેશની દાઝ જોઇએ. દેશમાં શું થાય છે, કે દેશને માથે શું સંકટ છે, કે દેશની સુધારણા શી રીતે થાય, તેની દરકાર ઘણા ખરા પુરૂષોને નથી હોતી, ત્યાં સ્ત્રીઓની તો વાતજ શી કરવી ? પરંતુ સ્વદેશ હિતેચ્છા એ સ્ત્રીઓનું પણ કર્તવ્ય છે. યથાશક્ત જેટલું બની શકે તેટલું દેશના ભલાની ખાતર કરવું એ દરેક વ્યક્તિની ફરજ છે. દેશના ભલામાં આપણું ભલું આવી જાયછે, અને દેશને માથે દુઃખ આવી પડે તો તેના ભાગદાર આપણે થવું પડશે, એ વિચાર મનમાં લેતાં પણ દેશાભિમાની થવાની જરૂર છે. સાર્વજનિક ધર્મ પાળવાથી સ્વાર્થ અને પરમાર્થ બંને સધાય છે.

સ્ત્રીઓ જોરાવર અને દેશાભિમાની નરો પેદા કરી દેશની સેવા બજાવે છે. એવા નર જોરાવર અને દેશાભિમાની સ્ત્રીઓની કુખેજ પાકેછે. "રાણી જાયા કે બીબી જાયા," એ કહેવત વડે આ વાતની ખાત્રી થશે. રાણીઓ અને બીબીઓ વિષે મિલ સાહેબ કહે છે, કે તે જ્યારે ઇન્ડિયા હાઉસ (હિંદની કચેરી) માં હતા, ત્યારે તેમના જોવામાં આવ્યું, કે કોઇ દેશી

રાજાના સંસ્થાનનો કારભાર ખાસ કરીને સારી રીતે ચાલતો હોય, તો ચા-રમાંના ત્રણ દાખલાની અંદર કોઇ સ્ત્રી, બેગમ કે રાણી જનાનામાંથી નીકળીને રાજાઓથી ભાગ્યેજ બને એવા જોસથી ને ચતુરાઈથી તે રાજ્ય-તંત્ર ચલાવતી હોય. ઈંદોર વાળાં પૂન્ય મહારાણી અહિલ્યાબાઈ હોલકરે રાજનું જોખમ ભરેલું કામ સંતોષકારક કર્યું હતું. આખા હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે અન્નક્ષેત્રો વગેરે કરીને તે ધાર્મિષ્ટ બાઇએ નામના મેળવી છે. તે કામકાજ કરવામાં હમેશ નિયમિત હતા. જ્યારે રૂઘનાથરાવ પેશ્વા તેમના રાજ્યપર ચઢી આવ્યા, ત્યારે તેમણે તેમના સામે લડવાની હામ ભીડી, અને કહાવી મોકલ્યું કે હું તમારી સાથે યુધ્ધ કરવા તૈયાર છું; પરંતુ તમને તેથી બે રીતે અપયશ મળશે. જો તમે જીત મેળવશો, તો બૈરીથી જીત મેળવવામા બહાદુરી ગણાશે નહિઃ જો તમે હાર ખાશો, તો બૈરીથી થએલી હાર વડે તમારી બેવડી ફજેતી થશે! કેવું ચતુરાઇ ભરેલું કહેણ! એવા કહેણથીજ રાઘોબા લઢાઇ ન કરતા ચાલ્યા ગયા. ગમે તો સામ્રાજ્ય સામે રાજ્યદ્રોહ કહો, અતિ સાહસ સમજો કે સ્વરાજ્ય પ્રેમ માનો પણ ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ સન ૧૮૫૭ ના બળવામા સામેલ થઇને જે પરાક્રમ, દ્રઢતા અને શૌર્ય બતાવ્યું હતું, તે ખરેખર વખાણવા લાયક અને સ્ત્રી જાતિની કીર્તિ વધારનારૂં હતું. તેમણે લઢાઈની તૈયારી જાતે કરી, ઘેરા વખતે કિલ્લા ઉપર ઉઘાડી તરવાર હાથમા લઈને લઢવાની ગોઠવણ પોતે કરી, નાસવાનો પ્રસંગ આવ્યો ત્યારે ધીરપણે ને યુકિતબંધ ઘેરો પસાર કર્યો અને પોતાના દત્તક લીધેલા બાળને પોતાને ખભે બાંધી ઘોડા ઉપર બેશી દોડતે ઘોડે ને ભયની અંદર નાશી છૂટી. એ કાર્યો સ્ત્રી જાતિથી બની શકે એમ ભાગ્યેજ માનવામા આવે. સિધ્ધરાજની બાલ્યાવસ્થામાં ગુજરાતનું રાજ્ય તેમના માતુશ્રી રાણી મીનળદેવીએ ચલાવ્યું હતું. તેમની ન્યાયવૃત્તિ કહેવત રૂપ થઇ પડી છે, અને આજ પણ લોકો કહે છે કે ન્યાય જોવો હોય તો મીનળદેવીનો જુઓ. એ ન્યાયની વાત એવી છે કે મીનળદેવી ધોળકામાં મલાવ નામનું સરોવર (જે હાલ પણ છે તે) બંધાવતાં હતાં. સરોવરનો આકાર ગોળાકાર કરવા સારૂ નજીકમા એક ગુણ-કાનું ઘર હતું, તે લેવાની જરૂર પડી. ગુણકાએ તે આપવાની છચ્ચેક ના પાડી. અધિકારીઓએ તેને બહુ સમજાવી અને ઘરને બદલે રૂપી-આની સારી રકમ આપવા માંડી, પણ તે એકની બે ન થઇ. રાણી મીનળ-

દેવીનો મુકમ ષોળકે થયો, ત્યારે અધિકારીઓએ તેમને આ વાત કરી, અને કહ્યુ કે તે આડી થાયછે, તો પછી સાર્વજનિક કામને માટે એ ઘર લેવાને જબરદસ્તી કરની જોઇએ. રાણીએ પોતે ગુણકાને બોલાવી અને ઘર આપવા કહ્યું. ગુણકાએ ઘર આપનાની ના પાડી અને કહ્યુ કે ઘર આપના મારી ખુશી નથી. ખુશી ઉપરાત કોઇને માલ જોર જુલમથી પડાવી લે, તો સરકાર મુખત્યાર છે. આ કામમા આપ કેવો ન્યાય આપોછો એ મારે જેવુ છે. રાણીએ કહ્યુ, કે કોઇને માલ તેની મરજી વિરૂધ્ધ પડાવી લેવાની મારી ઇચ્છા નથી, પરતુ સરોવરના કામ માટે ઘરની જરૂરછે, માટે તમે તે મરજીમા આવે તે રકમ લઇને આપો.ગુણકા કહે, તમે લાખ રૂપિઆ આપશો, તોપણ મારે ઘર આપવુ નથી. રાણીએ કારણ પૂછયુ, ત્યારે તે બોલી, આપ લાખો રૂપિઆ ખરચીને નામના કરવા માગોછો, ત્યારે એ નામનાની સાથે હુ ઘર નહિ આપુ ને સરોવર આકારમા ખોડીલુ રહેશે તેથી મારી પણ નામના થશે! રાણીએ હુકમ કર્યો, કે ભલે સરોવરનો આકાર ખોડીલો રહે પણ કોઇની મિલકત તેની મરજી વગર લેવી એ અન્યાય છે. દુનિયામા સ્રીઓએ ગાદી ઉપર બેશીને રાજ્ય કર્યાના દાખલા કોડી એ કોડી નીકળે છે, ત્યારે પુરૂષો રાજા કે પાદશાહ તરીકે હજારો થઇ ગયા છે. ખૂબી એ છે કે સ્રીઓ પૈકી ઘણીખરીએ ઉત્તમ પ્રકારે રાજ્ય કર્યું છે, ત્યારે તેમને મુકાબલે ઉત્તમ પ્રકારે રાજ્ય કરનારા પુરૂષો ઘણા થોડા નિવડયા છે! કદાચ રાજ્યનું જેખમ ભરેલુ કામ સ્રીઓને માથે આવી પડવાથી તેમણે વધારે કાળજી રાખી હશે, અને પુરૂષો બે દરકાર રહ્યા હશે. કેટલીક વાર એવુ કારણ આપવામા આવે છે, કે સ્રીઓને કારભારીઓ સારા મળવાથી તેઓ વધારે ફત્તેહમદ થઇ. જો એમ હોય તો માણુસની પસંદગી કરવામા જે અક્કલ અને ખબરદારી જોઇએ તે તેમનામા હતી, એમ સિધ્ધ થાયછે. સેમિરામીસ તિનોક્રિસ, આર્તામિશિઆ, રૂખોરાક, ઝેનોબીઆ, બોદિશિઆ, ઇલીઝાબેથ, કલીઓપેત્રા, કેરતાઇનની આઇસાબેલ, મેરિયાથેરીસા, મહાન્ કેથેરાઇન આન અને વિક્ટોરિયાના નામ ગણાવી મિસ કોબ કહેછે કે તેમનામા રાજ્ય કરવાની એવી ખાસ શક્તિ બક્ષાએલી હતી, કે તે દરેકે ઇતિહાસમા નામના કરી છે. આ બધા ઉદાહરણથી જણાશે કે સ્રીઓ પણ પુરૂષના જેવા અને વખતે તેમના કરતા પણ સારા કામ કરી શકેછે. માટે સ્રી વર્ગ દેશાભિમાની હોય, તો તે દેશને

લાભકારક થઇ પડે. કાઠિઆવાડના બર્ડો નામના પર્વતમાં મેર નામની એક શરી જાત વસેછે, અને ખેતીવાડી વગેરેનો ધધો કરે છે. તેમને અને પોરબંદરના રાણાને કંઈ કારણસર અણબનાવ થયો. રાણા પોતાનુ લશ્કર લઇ તેમની ઉપર ચઢી આવ્યા, તે વખતે સામા થઈ શકે એવા પુરૂષો ખેતીએ ગએલા હતા, તેથી ગામમાં માત્ર નાના છોકરાં, અશકત ઘરડીઓ અને સ્ત્રીઓ હતી. મરદોની ગેરહાજરીમાં ગામ ખેદાન મેદાન થઇ જશે, એમ જાણી સ્ત્રી વર્ગ હાથમાં જે આવ્યુ તે લઈ રાણા સામે નિડરપણે લડવા આવી, અને તેમણે એવી ઝનુન બતાવી કે રાણાને પાછા જવું પડયું! એક વાર અંગ્રેજ સરકારને એક મોટા યુધ્ધનો પ્રસગ આવ્યો, ત્યારે વડોદરાનાં કૈલાસવાશી રાણી જમનાબાઇએ મહારાણી વિકટોરીઆને જણાવ્યું કે આવે પ્રસગે હું સરકારને મદદ કરવા તૈયાર છું, અને લડાયક સ્ત્રીઓની ખાસ પલટણ મારા પોતાના ઉપરી પણા સાથે લડવા સારૂ લઈ આવીશ!

પણ આપણે લડાયક જાતોની સ્ત્રીઓ કે રાણીઓ કે બાદશાહજાદીઓની વાત જવા દઇએ. સ્ત્રીઓએ રાજ્ય કર્યાના ને લડાઇમાં ઉતર્યાના દાખલા થોડા છે. સ્ત્રી જાતિને મોટે ભાગે એવા કામ મળતા નથી, અને કદિ મળે તો પણ તે સામાન્ય રીતે પુરૂષની પેઠે કરી શકે નહિ. દેશાભિમાનીને એવાંજ કાર્ય કરવાનાં છે એમ નથી. દેશનાં ઘણાં કામમાં સ્ત્રીઓ ભાગ લઈ શકે એમ છે. સ્ત્રી જાતિને સુધારવા યત્ન કરવો એ દેશનું સાર્વજનિક કામ છે, અને તેમાં સ્ત્રીઓ ધારે તો ઘણો ભાગ લઇ શકે. છોકરાંના મનપર નાનપણથી તેમના કર્ત્તવ્યની છાપ પાડવી એ કામ માતાઓનું છે. એ કામ કરવાથી પણ સ્ત્રીઓ દેશની સેવા બજાવેછે. લોક કલ્યાણને માટે દેશમાં સ્થપાએલી સંસ્થાઓને સ્ત્રીઓ ધારે તો મદદ કરી શકે. તેમનાથી થઈશકે એવા પણ વધારે કમાઇના ઉદ્યોગ તેઓ હાથમાં લે તો દેશની આબાદીમાં વધારો કરે. ગરીબ અને અનાથની સખ્યા દેશમાં ઘણી હોય છે, તેમને સુધારવા ને સુખી કરવા સ્ત્રીઓ તજવીજ કરી શકે, અને તેમ કરીને તેઓ દેશની સેવા બજાવી શકે. જેમ રજપૂતાણીઓ પોતાના ધણીઓને અને પુત્રોને ઉશ્કેરતી, તેમ સ્ત્રીઓ પોતાના ધણીઓને અને પુત્રોને સારા કામની ઉશ્કેરણી કર્યા કરે, તો તેઓ વધારે સારાં કામ કરી શકે. સ્ત્રીઓની હઠ, વહેમ અને અજ્ઞાન વડે આપણો સંસાર બગડેલો છે, તે સુધારવામાં સમજુ સ્ત્રીઓ ઘણી મદદ કરે અને તેવડે દેશનું કલ્યાણ કરી શકે.

સ્વદેશ ઉપર પ્રીતિ રાખવાનું કારણ એ છે કે તેણે આપણને જન્મ આપ્યો, એમાંજ આપણે ઉછર્યા, ને કેળવણી પામ્યાં, આપણાં માબાપનું તે રહેઠાણ ને આપણા બચપણનું તે ઘર છે; આપણા વડીલાની મગણ ભૂમિ એ છે અને આપણા ઇશ્વિરનુ મંદિર પણ એજ છે. દેશાની આબાદી વડે આપણી આબાદી છે; તેની સુખ શાંતિમા આપણો ભાગ છે, અને તેની ઉન્નતિમાં આપણી ઉન્નતિ સમાએલી છે.

## પ્રકરણ ૩ જું.

### કૃતજ્ઞતા.

મળેલા લાભને માટે ઉપકાર માનવાના અને તેના બદલો વાળવાની વૃત્તિને કૃતજ્ઞતા કહેછે. આપણને સૌથી મોટા ને નિરંતર લાભ પરમ કૃપાળુ પરમેશ્વરથી થાય છે, માટે તેના હમેશ ઉપકાર માનવો, એ આપણી પહેલી ફરજ છે. એના ઉપકારનો બદલો વાળવાની આપણામાં શક્તિ નથી, માટે તેની આજ્ઞા માનવાની અને ખરા મનથી તેની પ્રાર્થના કરવાની વધારે જરૂર છે. એથી ઉતરતા પણ બીજા સર્વથી ચઢતા ઉપકાર આપણા ઉપર માબાપના થાય છે, કેમકે તે જન્મ આપનાર, ઉછેરનાર, વિદ્યાદિ આપનાર ને સુખ દુઃખમાં મદદ કરનાર છે. એમના ઉપકારનો કંઇ બદલો વાળી શકાય છે, તે એવી રીતે કે તેમને કામકાજમાં મદદ કરવી,તેમની સેવા ચાકરી કરવી, અને તેમની ઇચ્છા પ્રમાણે વર્તવું. તેમની માંદગીમાં, અશક્તિમાં ને ઘડપણમાં જેમ બને તેમ તેમને વધારે ઉપયોગી થવાય, એવી તજવીજ કરવી. પતિ તરફથી સ્ત્રીને ઘણા લાભ મળેછે, તેથી તેની તે ઉપકૃત થાય છે, પરંતુ આ વિષે આગળ વધારે કહેવામાં આવશે.

માણસને વારે વારે બીજાના ખપ પડે છે. બીજાના ઉપકાર તળે આવવાના પ્રસંગ ઘણા આવે છે. જેનાથી આપણું ભલું થાય કે જે આપણા ઉપર ઉપકાર કરે, તેના બદલો આપણે વાળવો જોઇએ. ઉપકાર કરનારની જેવી ઇચ્છા જણાય તે પ્રમાણે ચાલવાથી, તેની આજ્ઞા માનવાથી, તેનું સન્માન રાખવાથી, તેના ભલાને માટે ખરા મનથી પ્રાર્થના

કરવાથી, તેની સેવા ચાકરી કરવાથી, તેની ચાલ ચલકત અને માલ મિલ્કત ઉપર હુમલા થાય તેનો બચાવ કરવાથી ઉપકારનો બદલો વાળી શકાય છે. કેટલાંક એવાં હોય છે કે જે ઉપકારનો બદલો ઇચ્છતાંજ નથી, તેમને માટે ઉપર પ્રમાણે કરવાથી આપણે કેટલેક દરજ્જે ઉપકારનો બદલો વાળીએ છીએ. બદલો વળો કે ન વળો, ઉપકાર કરનાર ચહાઓ કે ન ચહાઓ, પણ આપણી ફરજ કૃતજ્ઞ થવાની છે, તે હરેક રીતે અદા થાય, એવી વૃત્તિ આપણામા રહેવી જોઇએ.

જેઓ ઉપકારને બદલે અપકાર કરેછે, એટલે કૃતજ્ઞ ન થતાં તેનું અનહિત કરવા તૈયાર થાયછે, તે કૃતઘ્ની કહેવાય છે. જગત્‌માં એવાં દુષ્ટ માણસ પણ નીપજે છે કે જેઓ ઉપકાર કરનારનું બગાડે. જંગલમાં કોઇ જાળ નાખનાર પારધીએ એક વાઘને ફાંદામાં લઇ એક પાંજરામાં પૂર્યો હતો. વાઘ ત્યાં બહુ હેરાન થતો હતો, એટલામાં એક વટેમાર્ગુ ત્યાં આવી પહોચ્યો. વાઘે વટેમાર્ગુને કહ્યું, ઓ ભાઇ ! હું ઘણા દહાડાનો ભૂખ્યો પાંજરામાં સડયાં કરૂં છું, માટે તું મને કૃપા કરીને બહાર કાઢ. વટેમાર્ગુ કહે વાત તો સારી! હું તને બહાર કાઢું, તો તું મને પ્રથમજ ખાય. વાઘ કહે, ના ભાઇ, હું તને નહિ મારૂં. હું તારો જન્મભર ઉપકાર નહિ ભૂલું. વટેમાર્ગુને દયા આવવાથી તેણે વાઘને બહાર કાઢયો, એટલે તે તેને મારવા ઉભો થયો. વટેમાર્ગુએ બહુ કાલાવાલા કર્યા, ત્યારે તે બોલ્યો કે હું ભૂખ્યો છું માટે તને ખાવાનો. વટેમાર્ગુએ કહ્યું, મેં તને જીવતદાન આપ્યું તેનો તું આવોજ બદલો આપે છે ? વાઘ બોલ્યો હા, જગત્‌માં તો "ગુણના ભાઇ દોષ" હોય છે. ન માનું તો ચાલ આપણે બીજા પાસે ઇનસાફ કરાવીએ. બંને એક આંબા પાસે ગયા, અને વાઘે આંબાને પૂછયું, કહે ભાઇ "ગુણના ભાઇ દોષ" ખરા કે નહિ ? આંબો કહે, તારી વાત ખરી છે. હું લોકને માટે અમૃત સરખાં ફળ પેદા કરૂં છું. લોકો તે હળવેથી તોડવાને બદલે સુડીઆં કે પથરા મારેછે, ને મને હેરાન કરેછે. પછી બંને જણા એક નજીકમાં ગાય બેઠેલી હતી, તેની કને ગયા. વાઘે તેને "ગુણના ભાઇ દોષ" નો સવાલ કર્યો, ત્યારે તે બોલી, મારી જવાન અવસ્થામા મેં મારા ધણીને વાછરડાં આપ્યાં અને ઘણાં વર્ષ સુધી દૂધ દીધું, પણ હું ઘરડી થઇ એટલે મને નકામી ગણી તે મારા તરફ લક્ષજ આપતો નથી, ભાઇ,

"ગુણની પાછળ અવગુણ" જગતમાં ચાલ્યા જાય છે. આવા પૂરાવાથી વટેમાર્ગુ હોશ કોશ ઉડી ગયા. તેણે જાણ્યું કે હવે એ વાઘ મને નિશ્ચે મારી ખાશે. એટલામાં એક શીઆળ મળ્યું, તેને વાઘે પ્રશ્ન કર્યો. ધૂર્ત શીઆળ વાઘની કૃતઘ્નતા સમજી ગયું. વટેમાર્ગુની સ્થિતિ જોઇ તેને દયા આવી, તેથી તેને બચાવવાની તેણે યુક્તિ રચી. તે બોલ્યું, હું તમને મારા વિચાર જણાવવા તૈયાર છું, પણ બનાવ કયા કેવી રીતે બન્યા તે મારે જાણવું જોઇએ. ત્રણે જણ પાંજરા પાસે ગયા, એટલે શીઆળે વાઘને કહ્યું, તું કયાં કેવી સ્થિતિમાં હતો તે મને બતાવ. વાઘ પાંજરામાં પેઠો અને પહેલાં જ્યાં જેવી રીતે ઉભો હતો ત્યાં જઇ તેવી રીતે ઉભો રહ્યો, એટલે શીઆળે વટેમાર્ગુને કહ્યું, કે એ પાંજરાનું બારણું કેવી રીતે વાસેલું હતું, અને તું કયાં ઉભો હતો તે મને બતાવ. વટેમાર્ગુએ બારણું વાસી બહારથી સાંકળ પૂરી, અને જ્યાં તે પહેલાં ઉભો હતો, ત્યા જઇ ઉભો. વટેમાર્ગુને શીઆળે કહ્યું, ભલા માણસ આવા દુષ્ટ ને ક્રૂર પ્રાણી ઉપર તારે દયા લાવવીજ નહોતી. જે થયું તે થયું, પણ હવે તું અહીંથી પોબારાં ગણી જા. તેણે વાઘ તરફ ફરી તેને કહ્યું, અરે દુષ્ટ! તને જેણે જીવતદાન આપ્યું, તેનેજ મારી ખાવા તું ઉભો થયો? તારા જેવા કૃતઘ્નીને તો આવીજ શિક્ષા ઘટે. પાંજરામાં રહી સડયા કર, અને તારા પાપી વિચારનો પસ્તાવો કર્યા કર.

જે કૃતઘ્ની થાય છે, તેનામાં ધર્મની કે નીતિની લાગણી હોતી નથી. સઘળી સારી વસ્તુના આપનાર ઉદાર ઇશ્વરને તે જુલમગાર ગણેછે, અને તેને ધિક્કારે છે, કેમકે તેને જે જે લાભ મળેછે, તેને તે લાભ ગણતો નથી, પણ તેને નુકસાનકારી ને પીડાકારી બોજો સમજેછે. સહેજ દુઃખ પડે, તો તે પરમેશ્વરને ગાળો દેવા ઉભો થાયછે. જે પરમેશ્વરે આપ્યું છે તેનાથી તેને તૃપ્તિ થતી નથી, અને તે વધારે આપતો નથી, માટે તે તેનાપર ઉતરી પડેછે. એજ પ્રમાણે તે માબાપની, ભાઇભાંડુની અને કોઇપણ ઉપકાર કરનારની અવગણના કરેછે. માબાપે એક છોકરાને વધારે આપ્યું, અને મને ઓછું આપ્યું, એમ સમજી તે લડવા ઉભો થાયછે. બીજાને વધારે આપ્યું છે કે કેમ, અને વધારે આપવાનું કાંઇ કારણ હતું કે નહિ, તે જેયા વગર માબાપ ઉપર ઉતરી પડવું, એ ઘણું ખોટું છે. કદી એકવાર આપણને લાભ ઓછો આપો, કે વખતે ગેર ઇનસાફ મળ્યો, માટે આજ સુધીના સર્વ

ઉપકાર ભુલી જવા, એ કેટલું ખરાબ છે ? અતિ સ્વાર્થી કૃતઘ્ની થાયછે, કેમકે બદલો વાળવો તે પોતાને નુકસાન કરવું એમ તે સમજેછે. દિલ્હીનો ઔરંગઝેબ બાદશાહ એ કૃતઘ્નીનો નમુનો હતો. તેણે પોતાના બાપનેજ કેદ કર્યો, અને તેની પાસેથી રાજ્ય છીનવી લીધું. પોતાને ઘણી મદત કરનાર મુરાદ જે તેનો સગો ભાઇ થતો હતો તેને ફરેબ દીધો, એટલુંજ નહિ, પણ તેને નિર્દયપણે મારી નખાવ્યો. બીજા ભાઇઓના પણ તેણે હાલ હવાલ કર્યા. પરંતુ તેના પાપી કર્મનું ફળ તેને ભોગવવું પડયું. મોટો બાદશાહ છતાં તે સુખે સુવા પામ્યો નહિ, અને તેના કુકર્મના બી એવા ઉંડાં રોપાયા કે તેથી મોગલ વંશની પાદશાહત નાશ પામી.

કૃતજ્ઞતા એ એક માયાળુ મનોવૃત્તિ છે. આપણામાં ન્યાય અને ખરાપણાની સમજ છે, તે એથી માલમ પડે છે. બીજા ધર્મ પાળવામા થોડી કે ઘણી મુશ્કેલી કે દુઃખદાયક અટકાવ નડે છે, પણ કૃતજ્ઞતાના આચરણમાં એવું કંઇ હોતું નથી. કૃતજ્ઞતા જાણવામા ને પાળવામાં મીઠાશ ને સંતોષ રહેલાં છે. એક સિંહે પોતાના પગમાંથી કાંટો કાઢનારનો જીવ બચાવ્યાની તથા કીડી ને હોલાની વાત વાચન ચોપડીઓમા છે. ઉપકારના બદલામાં વનરાજે શ્રી દેવી પાસે રાજ્ય તિલક કરાવ્યું હતું, અને ચાંપાને પ્રધાનપણું આપ્યું હતું.

## પ્રકરણ ૪ થું.

### સભ્યતા.

સભ્યતા એ ઉદાર સદ્‌ગુણ છે; કેમકે એથી મન મારવું પડે છે અને બીજાને એથી માનવંતાં ગણવાં પડે છે. બીજાં સાથે માયા, મમતા અને સલુકાઇથી વર્તવું, તેનું નામ સભ્યતા અથવા વિવેક. આપણે બહુ કરીને બહારની વર્તણુકને વિવેક કહીએ છીએ, એટલે કોઇ આવે ત્યારે તેની સ્થિતિ પ્રમાણે તેને લેવા જવું, માનથી બોલાવવું, આસન આપવું, પાણી પાનસોપારી ધરવાં, અને હેતથી તથા માનથી વાત ચિત કરવી. વડિલને માન ભેર બોલાવવાં, અને તેમનું માન સન્માન રાખવું. ચાકર નોકર અને આપણાથી જે નાનાં

હોય, તેમની સાથે પણ સભ્યતા રાખવી જોઇએ. ગામડાંમાં ને હલકી જાતમાં તોછડાઇ જોવામા આવે છે. સામાની સ્થિતિ ઉપર લક્ષ ન આપતાં લોકો ગમે તેવી ભાષા વાપરે છે. કાળી પરજના લોકો રાજાને રાજો કહેછે, અને તેને તેઓ એક વચને બોલાવે છે. તે લોકોના મનમાં અસભ્યતા હોતી નથી, તેમ તેઓ રાજાને ચહાતા નથી, એમ પણ નથી હોતું, પરંતુ તેની સાથે કે તેના વિષે કેવી રીતે બોલવુ, તે તેઓ જાણતા નથી. આપ, બિરાજો, પધારો, વગેરે વધારે વિવેકના શબ્દોની માહીતિ ગામડાના લોકને હોતી નથી. કોઇ બોલાવે તો તે હાં કે ઓ કહે છે; પણ જી, કે હાંજી ન કહે. વિવેક દેખાડવામા પૈસા બેસતા નથી. લોકો કહે છે, કે "આવો બેસો ને પીઓ પાણી, ત્રણ વસ્તુ મફતની આણી," તે ખરૂં છે.

બહારના વિવેકને કેટલાક ઢોંગ કે જૂઠાણું કહેછે, પણ તે ખરૂં નથી. જે મનમાં ન હોય, તે કરવું તેનું નામ ઢોગ કે જૂઠાણું કહેવાય. વિવેક આપણા ખરા મનથી કરીએ, તો તે ઢોગ ન કહેવાય. કેટલીકવાર સામાની લાયકી કરતાં તેને વિશેષ માન અપાય છે, ત્યારે તેને કોઇ ઢોંગ કહે છે; પરંતુ માન આપનાર જ્યાં સુધી તે શુદ્ધ મનથી માન આપે છે, ત્યાં સુધી તે ઢોંગ ન કહેવાય. વિવેકમા હદથી જાદે કરવાની રીત થોડી કે ઘણી સર્વ દેશમાં જોવામાં આવે છે. વિવેક કરીને આપણે સામાને માન આપીએ છીએ, તેમ તેથી આપણી પોતાની કેળવણી ને ખુનિયાત બતાવીએ છીએ. સારાં વેણ આપણને શોભા આપે છે, અને કુવેણ વડે આપણું "મોં ગંધાય છે." બહારનો વિવેક આપણી અંતર્ વૃત્તિને પ્રકટ કરે છે. જેમનો સ્વભાવ માયાળુ નથી, કે જેમનું મન મોકળું નથી, તેજ બીજા સાથે બોલવા ચાલવામાં તોછડાઇ વાપરે છે.

બહારના વિવેક કરતા અંતરના વિવેક ઉપર વધારે લક્ષ આપવાનું છે. બીજાના સુખને માટે કેટલીક વાર આપણી પોતાની ઇચ્છા, સગવડ કે સુખ છોડી દેવાં પડે છે. રાતને સમયે ગાડીમાં બેઠાં હોઇએ, તે વખતે એક બૈરી છોકરાવાળી કે માંદી હોય, તો આપણે હરકત વેઠીને પણ તેને સુવાની સોઇ કરી આપવી જોઇએ. તેનું નાનું છોકરૂં તરસ્યું થાય, તો આપણે તરસ વેઠીને પણ તેને પાણી આપવું જોઇએ. તે ટાઢે ઠુંઠવાતું હોય, અને તેને ઢબુરવા સારૂ તેની મા પાસે ફાલતું વસ્ત્ર ન હોય, તો આપણે પોતાનું એક વસ્ત્ર તેને

આપવું જોઇએ. એક રીતે આ વિવેક છે, અને તેની સાથે હૃદયના અનેક સદ્ગુણ તેથી આચરવામાં આવે છે. રસ્તે જતાં કોઇને ટોપલો ચઢાવીએ, ચકરી આવી હોય તો તેની આંખે હાથ દઇએ, ભૂલું પડયું હોય તેને રસ્તો બતાવીએ, તે જેમ વિવેક છે, તેમ તે આપણી માયાળુ વૃત્તિ બતાવે છે. પાણી કાઢનારનું દોરડું તૂટી ગયું, કે હકું પડયું, કે તેનો ઘડો પાણી કાઢતાં ફૂટી ગયો તો શું આપણે તેને મદદ કરી આપણો વિવેક ને પરોપકાર બુદ્ધિ ન બતાવાં? પરંતુ આવા આવા અનેક પ્રસંગે માણસ ઘણી વાર તોછડાઇ બતાવે છે.

જેઓ સભ્ય છે, તેને વિષે લોક સારો વિચાર બાંધે છે; અને તેમનું વિશેષ માન રાખે છે. કહેવત છે કે કોઇ વહેંત નમે, તો કોઇ હાથ નમે. વિવેકમાં નમ્રપણું રહ્યું છે, અને નમ્રપણું એ સદ્ગુણ છે. અવિવેકથી સામાને માઠું લાગે છે, અને તેથી ઘણી વાર કજીઆ થાયછે. અસભ્ય, કશોભીતાં, જડસાં કે અપ્રીતિ ભરેલાં વેણ હાનિકારક છે. એવાં વેણ વારે વારે બોલવાથી તેવી ટેવ પડી જાય છે, તેથી તે ગમે તેને અને ગમે તેવે પ્રસંગે બોલાઇ જાય છે. એક રાજ કુવરે રસ્તામાં આડે ઉભેલા ગધેડાને કહ્યું, કે "ગધેડા ભાઇ, માર્ગ મૂકો" એ સાભળીને સાથેના કામદારને હસવું આવ્યું. રાજકુંવરે કહ્યું, તમને હસવું આવ્યુ, તેનું કારણ હું સમજ્યો. ગધેડા જેવા હલકા પ્રાણીને ભાઇ કહ્યા, તે તમારા હાસ્યનું કારણ બને છે, પરંતુ મારો રિવાજ એવો છે કે સૌને માનથી બોલાવવાં. જો તેમ ન કરીએ તો તુચ્છકારવાની ટેવ પડે, અને તેનો ઉપયોગ વખતે એવે પ્રસંગે થઇ જાય, કે જ્યાં આપણો અવિવેક ગણાય કે આપણી હાંસી થાય. ઘણાંકને તું તાં કરવાની ટેવ હોય છે; પણ તે સારી નથી. વિવેક વડે સંસાર સુખ રૂપ થાયછે, કેમકે માઠું મનાવાના પ્રસંગ ન આવે, તો કજીઆ ઉત્પન્ન ન થાય. આપણે જેવું બીજાનું માન રાખીએ, તેવું તે આપણું માન રાખે છે. આપણે જેવા હર્ષથી બીજાને બોલાવીએ, તેવા હર્ષથી તે આપણને બોલાવે છે. આપણે જેવાં સભ્ય વેણ ઉચરીએ, તેવાં સભ્ય વેણ તે આપણા પ્રત્યે ઉચરે છે. વિવેક એક રીતે ઉછીના વ્યવહાર છે; તેથી આપણે જેવું આપીએ તેવું પામીએ છીએ.

અસભ્યતા જેમ નીચ સ્વભાવ બતાવે છે, તેમ તે અભિમાન અથવા પોતા વિષે મોટા વિચાર ને બીજાં વિષે હલકા વિચાર બતાવે છે. કેટલીક

બાઈઓના " નાકમા ઊંટ ચાલ્યા જાય છે, " એટલે તે બીજાંને ગણકારતી નથી. મારા સમાન કોઈ મોટું નથી કે મારા સમાન કોઇ સુખી નથી, એમ સમજી તે બીજા ને ઉતરતા ગણેછે. કોઈ મળવા આવે, તો તેની સાથે વિવેક ભરી વર્ત્તણુક ન રાખે, આપ વડાઈ કર્યાં કરે, અને મળવા આવનારને લેખા-મા ન લે. પોતાની સ્થિતિ સહેજ સુધરી કે તેનામા છાકોટો આવે છે, અને બીજા સાથેની વર્ત્તણુકમા તે છાકોટો બતાવે છે; બોલવામાં તે આપ વડાઇ કરે છે, અને સામાને અપમાન લાગે એવા વેણ કાઢે છે. આવી વર્ત્તણુક અધમ પ્રકારની સમજવી. સભ્યતાથી સહીપણાં વધે છે, અને અવિવેકથી શત્રુવટ વધે છે, એ વાત લક્ષમા રાખવી.

---

## પ્રકરણ ૫ મું

### પરોપકાર બુદ્ધિ.

બીજાને દુઃખમા રિબાતું જોઈને આપણા મનમાં જે લાગણી ઉત્પન્ન થાય છે. તેને આપણે દયા કહીએછીએ. દયા આવી, એટલે તેનું દુઃખ કમી કરવાની કે ટાળવાની વૃત્તિ થાયછે એ વૃત્તિને પરોપકાર બુદ્ધિ કહેછે. બીજાનું સારૂ કરવુ, તેના સુખમા વધારો કરવો, કે તેને જેની ખાસ જરૂર હોય, તે આપવુ તેનુ નામ પરોપકાર.

મનુષ્ય જાતનો અને સર્વ પ્રાણીનો સરજનાર એક મહાપિતા હોવાથી આપણે સર્વ ભાઈ બહેન છીએ. ભાઇ બહેન એક બીજાને જેમ મદત કરે છે, તેમ આપણે પ્રાણી માત્રને બને તેટલી મદત કરવી, એ આપણું કર્ત્તવ્ય છે. જેમ ભાઇ બહેનને મદત ન કરવાથી માબાપ નાખુશ થાયછે, તેમ પ્રાણીઓને મદત ન કરવાથી પરમેશ્વર નારાજ થાયછે. ભાઈ બહેન જેમ એક બીજાને કામ લાગેછે, તેમ પ્રાણીઓ એક બીજાને કામ લાગે છે. બીજાનો કયારે પણ ખપ ન પડે, એવુ કોઇને બનતુ નથી. કોઈની સ્થિતિ બારે દહાડા (હમેશા) સરખી રહેતી નથી. જેઓ શ્રીમાન હોય છે, તે ગરીબ થઈ જાય છે, ગરીબ હોય તે પૈસાદાર થાયછે, ખાતું પીતું હોય તેને ભીખ મા

ગવાનો સમય આવે છે, શરીરે સુદ્દઢ હોય, તે ખાટલો સેવે છે, નબળુ હોય તે સદઢ થાયછે, અક્કલવાન હોય તે મૂર્ખ કે ગાડુ થાય છે, અને મુર્ખ હોય તે પડિત બની જાયછે. એ તો વારા ફેરા છે. માટે જેની સ્થિતિ અધમ હોય કે અધમ થઈ જાય, તેને મદત કરવી એ આપણુ કર્ત્તવ્ય છે

પરોપકારને કેટલીક વાર દાન સમજવામા આવેછે પણ દાન એ ધર્મ નિમિત્તે બ્રાહ્મણો કે ભીખારીઓને કરવામા આવે છે. દાન એ ખેરાત છે. અને તેને એક પ્રકારનો પરોપકાર કહી શકાય, પરતુ જેઓ ખેરાત તરીકે કઇ લેતા નથી, તેમના ઉપર પણ પરોપકાર થઈ શકેછે કોઈ સરદાર કે શ્રીમત ઘોડો ચમકવાથી બેશુધ્ધ થઈ ભોય પડયો અને તેને ઘણુ વાગ્યુ. એ વખતે તેની માવજત કરીએ, તે પરોપકાર મ્હેવાય કોઈની પાછળ કૂતરા પડયા હોય, કે સાઢ આખલા વગેરેને લીધે જેની જીદગી સંકટમા આવી પડી હોય, તેને બચાવવા મહેનત કરવી એ પરોપકાર છે.

જેઓ દાન લે છે, તેને દાન આપનારા ઘણા મળી શકે છે, પરંતુ જેઓ દાન લેતા નથી, તેમને કોઈ પણ રીતે મદત કરવામા વધારે પુણ્ય છે. કોઈ ગૃહસ્થની વિધવા સ્ત્રી ગરીબીને લીધે ભૂખે મરતી હોય, તેને છાની રીતે મદત કરવી એ ખરો પરોપકાર છે. નાત જાતમા અનાથ સ્ત્રીઓ ને બાળકો ઘણા હોય છે. તેમાના કેટલાકને અન્નને ને દાતને વેર હોય છે. એવાને મદત કરવાથી કલ્યાણ થાય છે. ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી ટાઢે ઠુઠવાતાને કપડા, અને પગે બળતાને જોડા આપવા એ ખરૂ દાન છે. એવુ દાન ભિક્ષુક મટતા ગૃહસ્થને કરવુ, એ વધારે કલ્યાણકારી છે સુપાત્રે દાન કરવાનુ શાસ્ત્રમા કહ્યુ છે, પરતુ સુપાત્ર વિષે લોકોની સમજ વિચિત્ર હોવાથી ઉપર તેનો ખુલાસો કર્યો છે. જે ભિક્ષુકના ઘરમા ખાવા પીવાનુ જોઈએ તેટલુ છે, તેને દાન આપવાથી શો લાભ ? જે ભિક્ષુક વ્યાજે નાણા ફેરવતો હોય, તેને દાન આપવામા લાભ નથી એક ભિક્ષુક બ્રાહ્મણ દિવાન થયો, અને તે રાજાની સ્વારીમા હાથી ઉપર બેસી જતો હતો, એવામા તેની એક યજમાન બાઈએ તેને ઓળખ્યો અને પોતાનો મોર સમજી હાથમા મૂળાપણી હતી તે તેને આપવા સારૂ ઉચી કરી. દિવાને નીચા વળી તે પણી લાધી રાજાને નવાઈ લાગવાથી તેને પ્રશ્ન કર્યો, ત્યારે દિવાને કહ્યુ, મહારાજ, દિવાનગીરી આજ છે ને કાલ નથી, પણ મારી યજમાનવૃત્તિ પરાપરાની છે, માટે

જો હું આજ મૂળાપણીનો અનાદર કરૂં તો એ વૃત્તિ ખોઇ બેસું! આવી સ્થિતિનાં માણસને મુળાપણીનું દાન કરવાથી શો લાભ થાય? દાનના પૈસા નો જે ગેરઉપયોગ કરે છે, અથવા કુછંદમાં વાપરે છે, તે દાનને પાત્ર નથી. આપણી મદતથી જેની આંતરડી આશીશ દે, અને જેને તેથી સુખ થાય, તેજ દાનને માટે કે મદતને માટે સુપાત્ર ગણાય: પછી તે ગમે તે નાતનું કે જાતનું હોય.

આપણા લોકોનું દાન કરવા તરફ વલણ સારૂં છે. સ્ત્રીઓમાં દયા ભાવ અને દાન કરવાની વૃત્તિ ઘણી છે. દાન જેમ સુપાત્રે કરવું જોઇએ, તેમ તે છાની રીતે કરવું જોઇએ. ગુપ્ત દાનનું ફળ વિશેષ કહ્યું છે. ઘણી વાર દાનધર્મ માત્ર દેખાડા સારૂ કરવામાં આવે છે, પણ એથી દાનનું ફળ ઘટે છે. જેઓ કીર્તિને માટે દાન કરેછે, તેઓને ફળ માત્ર કીર્તિનુંજ મળેછે. જેઓ કીર્તિની કે ફળની આશા રાખ્યા વગર દાન કરે છે, તેમના ઉપર પરમ કૃપાળુ પ્રભુ બહુ રાજી થાયછે, અને તે તેમને જે બદલો આપે છે, તેના મોઢા આગળ આ જગતની કીર્તિ ને ફળ કંઇ હિસાબમાં નથી.

વિક્રમ રાજાને લોકો પરદુઃખ ભંજન કહેછે, કેમકે તેમણે પોતાની આખી જીંદગી બીજાનાં દુઃખ ભાગવામાં ગાળી હતી. બીજાનાં દુઃખ ફેડવામાં તેણે તન મન અને ધન સર્વનો બહોળો ઉપયોગ કર્યો હતો. જગડુશાહ નામના ધનાઢ્ય શાહુકારે દુકાળ પડયો, ત્યારે લોકોને મદત કરવામાં એટલો પૈસો ખરચ કર્યો હતો, કે તેથી "જગડુશાહે જગ જીવાડિયો" એ બોલ કહેવત રૂપ થઇ પડયા છે. કોઇ લાખો રૂપીઆ સદાવ્રતો કાઢવામાં ખરચે છે. કોઇ લાખો રૂપીઆ તળાવો ખોદાવામાં, કુવા, ધર્મશાળાઓ કરવામાં, દેવાલયો બાંધવામાં કે તેમના જીર્ણોદ્ધાર કરવામાં ખરચે છે. વિદ્યાવૃદ્ધિને માટે કોઇ શાળાઓ, પુસ્તક શાળાઓ, શિષ્યવૃત્તિઓ વગેરે સ્થાપવામાં લાખો રૂપીઆ ખરચે છે. દરદીઓનાં દુઃખ નિવારણ માટે દવાખાનાં કરવામાં કે અનાથને આશ્રય આપવાની સંસ્થાઓ સ્થાપવામાં કોઇ લાખો રૂપીઆ ખરચે છે. કોઇ વિદ્યા હુનરની શોધો માટે પુષ્કળ પૈસા ખરચે છે. પરોપકારી હાવર્ડ જેવાએ કેદીઓનાં દુઃખ નિવારણ માટે પોતાની સર્વ પુંજી ખરચી દીધી, અને પોતાની જાતને પણ જોખમમાં નાંખી. મિસ મેરી કાર્પેન્ટર જેવી પરોપકારી બાઇએ સ્ત્રી જાતિની સુધારણા કરવા પોતાની

જીંદગી પૂરી કરી. લઢાઇ ચાલતી હોય, ત્યારે ઘાયલ સિપાઇઓની સારવાર કરવા માટે યુરોપની શ્રીમંત અને ગૃહસ્થની વહુ દિકરીઓ રણસંગ્રામને સ્થળે કોઇ પણ જાતના સ્વાર્થની ઇચ્છા વગર માત્ર પરોપકાર વૃત્તિથી ઉશ્કેરાઇ જાય છે, અને પોતાના વહાલા જીવને જોખમમા નાખતા પણ ડરતી નથી. કોગળીઉ, સહિયડ વગેરે મહામારીના રોગ વખતે ગરીબ લોકો બહુ રીબાય છે તે વખતે તેમને મદત કરવા માટે આની સ્રીઓ ઘણુ મથન કરે છે.

પૂર્વે જણા યા પ્રમાણે જગત્‌મા ગુણ પાછળ અવગુણ કરનારા ઘણા મળે છે. દૂધ પાઇને ઉછેરેલો સાપ વખતે આપણનેજ કરડવા ધાય છે. જેનુ આપણે ભલુ કરીએ, તેજ આપણી નિંદા કરે છે, કે આપણુ અનહિત થાય, એવા કાર્ય કરે છે. આમ બને તો પણ આપણે આપણુ કર્ત્તવ્ય ચુકવું નહિ, કેમકે એ ફરજ આપણે ઇશ્વિરને અદા કરવાની છે. જેને આપણે ઉપકાર કર્યો હોય તેનાથી બદલો મેળવવાની આપણે આશા રાખીજ નહોતી. કદાપિ તે કૃતઘ્ન થઇ આપણને નુકસાન કરે, તો પણ ચિંતા નહિ. આપણા સુકૃત્યનો બદલો આપણને ઇશ્વર તરફથી મળવાનો છે. જ્યા સુધી સંસાર સાથે આપણો સંબધ જારી છે, અને જ્યા સુધી જગત્‌મા દરિદ્રતા અને જુલમ ચાલુ છે, ત્યા સુધી આપણે પરોપકાર કરવા બંધાએલા છીએ.

પરોપકાર એકલો કરણીમાજ રહ્યો છે એમ ન સમજવુ, વિચાર ઉપર પણ તેની જબર સત્તા છે. બીજાના કાર્યની ટીકા કરવાની ઘણાને ટેવ હોય છે, એટલે તેમણે કરેલુ ખોટુ છે, અગર તે ખોટા હેતુથી કર્યું છે, એવા આરોપ તેમના પર મુકવામા આવે છે કોઇ કંઇ દાન કરે, તો કહેશે કે તેણે પોતાની એબ ઢાંકીતીને આપ્યુ, પૈસા પારકા મળ્યા કે ખોટે રસ્તે મળ્યા તેથી દાન કરવાનું સુઝ્યુ, પોતાની મોટાઇ બતાવવાને કે કીર્ત્તિને માટે દાન કર્યું, બારસે ઉદર મારી હવે મનીબાઇ પાટ બેઠા, એવી એવી ટીકા કરવામા આવે છે, પરંતુ જેઓ પરોપકાર વૃત્તિના હોય છે, તેમના મનમા આવા હલકા ને નિંદા કરવાના વિચાર આવતાજ નથી. તેમનુ દિલ મોટુ હોયછે, તે બીજાએ કરેલા કૃત સારા ગણે છે, અને તે સારા હેતુથીજ કર્યાં હશે એવો સવળો અર્થ તે લે છે બીજાને ખોટુ લાગે એવી વૃત્તિ તે રાખતા નથી, તેમના બૂરા કામ તે જોતા નથી, અને તે વિષે કોઇ કહે તો તેઓ હસીમા ગણી તે મનમાથી કાઢી નાખે છે.

---

## પ્રકરણ ૯ હું.

### નમ્રતા (સૌમ્યતા).

જેની સાથે આપણો કોઇ પણ તરેહનો સબંધ હોય, અથવા જેના ઉપર આપણુ ઉપરી પણું કે અધિકાર હોય, તેની સાથે બોલવા ચાલવામા ભોહારા રાખવી, તેને નમ્રતા કહે છે. ઘરમા અને બહાર આપણે ઘણાના સબંધમા આવીએ છીએ. આપણે બીજાજી કે અતડા સ્વભાવના હોઇએ, અથવા અભીમાની કે ડાળી હોઇએ, તો આપણા સગમા તેમને સુખ અને આનંદ મળશે નહિ, તેમ આપણને પણ તેથી સુખ અને આનંદ મળનાર નથી. ઘણી વાર તેઓ નારાજ થઇ આપણી સાથનું ઓળખાણ પિછાણ કે મિત્રાચારી તજી દે છે. આપણી રીત ભાતથી તેમને માઠું લાગે છે, અને તેથી વખતે કજીઆ કંકાસનુ બી રોપાય છે. નમ્રતાનેઅભાવે ઘણા ઘરોમા સાસુ ને વહુ સાથે, વહુને સાસુ સાથે, નણ દને ભોજાઇ સાથે, ભોજાઇને નણ દ સાથે, દેરાણીને જેઠાણી સાથે, જેઠાણીને દેરાણી સાથે, દિયર જેઠને ભોજાઇ સાથે, અને ભોજાઇને દિયર જેઠ સાથે બનતુ નથી, અને તેથી કજીઆ કંકાસ થયા કરે છે. ઘણી વાર ધણી ધણીઆણીમા અણુબનાવ ચાલે છે. આનું મુળ અતડા સ્વભાવમા, અહકારમા, હઠીલાઇમા, અને ખમી ન ખાવાની વૃત્તિમા રહેલું છે. જેઓ પોતાનો આકડો નીચો નથી નમાવતા, તેઓ પોતે હેરાન થાય છે, અને બીજાને હેરાન કરે છે. જે નમ્ર હોય, તે વેરીમા પણ વાસ કરી શકે છે.

૧ છોકરાં છૈયાં ઉપર અને નોકર ચાકર ઉપર આપણું ઉપરી પણું ચાલેછે, માટે તેમની સાથેની વર્તણૂક નમ્ર હોવી જોઇએ. છોકરાથી કંઇ ભુલ થાય કે બગડે તે વખતે આપણે મિજાજ ખોઇએ, અને તેમને ધમકાવવા કે મારવા ઉપડીએ, તો તેથી લાભને બદલે વખતે હાનિ થાય છે. ધમકી અને માર પછાડ વારે વારે થાય, તો છોકરાં આપણને કાળ જેવા દેખે, આપણને તેઓ ચહાય નહિ, અને તે સુધરવાને બદલે નહોર થઇ જાય. ધમકી ને માર

પછાડથી ઉગરવા માટે તેઓમાં જૂઠું બોલવાના, ગુનોહ છુપાવવાના વગેરે અવગુણ આવે. જેવું કામ નમ્રતાથી થાય છે તેવું માર પછાડથી થતું નથી. નોકરો સાથે પણ નમ્રતાથી ને માયા મમતાથી વર્ત્તવું જોઇએ. તેમને તાબેદારીની બેડી જેમ ઓછી દુઃખદાયક લાગે તેમ કરવાની આપણી ફરજ છે. ઠપકો દેવાનો પ્રસંગ આવે, તોપણ તેને મિઠાશથી કહેવું જોઇએ. મિઠાશથી દીધેલા ઠપકાની અસર વધારે થાયછે. "જે નરમાશ વાપરે છે તે સર્વનો પ્યાર મેળવે છે, અને જેમની સાથે તે નરમાશ રાખે છે, તેમને પોતાની દુઃખદાયક અવસ્થા ને ધંધો પણ મીઠા થઇ પડે છે." આ મહા કવિ શેક્સપિયરનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. કઠોર વચનથી, ધમકીથી, ને વારે વારે કસુરો શોધવાની ટેવથી નોકર ચાકર કંટાળો ખાયછે, અને નોકરી છોડી જતા રહે છે. કેટલાકને ઘેર રસોઇઆ કે નોકર ચાકર ટકતા નથી, તેનું મુખ્ય કારણ એજ હોય છે.

નમ્રતા એ માયાળુ વૃત્તિ છે. જે નમ્ર હોય તે માયાળુ હોય, અને જે માયાળુ હોય તે નમ્ર હોય. સામાન્યપણે સ્ત્રીઓ સ્વભાવે નમ્ર ને દયાળુ હોયછે, પરંતુ કડવી જીભથી ને ખોડો કાઢવાની ટેવથી ઘણીવાર તેઓ સામાને નારાજ કરે છે. તુલસીદાસ કહે છે કે "દયા ધર્મકો મૂલ હે, પાપ મુલ અભિમાન, તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાન." વળી તુળસીદાસે બીજે ઠેકાણે કહ્યું છે કે "દીન વચન ઔર લીનતા, પરસ્ત્રી માત સમાન, ઇસકો નહિ મિલે ભગવાન તો, તુલસીદાસ જમાન." એટલે દયા અને નમ્ર વચન એ મનુષ્યને તારનાર સદ્ગુણ છે. જૈન ધર્મમાં તો દયાનેજ પરમ ધર્મ માનેલો છે.

દયા જેમ મનુષ્ય ઉપર રાખવાની છે, તેમ બીજા પ્રાણીઓ ઉપર પણ રાખવાની છે. મુંગા પ્રાણી સુખ દુઃખ કોઇને કહી શકતા નથી, માટે તેમને વખતસર ચારો નીરવાની કે પાણી પાવાની કાળજી રાખવી જોઇએ. પશુઓ મનુષ્યનું ઘણું કામ કરે છે. બળદ અહોરાત કોસ ખેંચે, ખેતર ખેડે, માલ વહી જાય કે ગાડીએ ફરે, તે છતાં તે ધીમા ચાલે, કે અસહ્ય ભારથી તે ટાઢી ન શકે, કે તેમનું શરીર સારૂં નહોવાથી તે ઉતાવળા ન ચાલે, તો તેને પરોણા ઘોંચી લોહી કાઢવું કે ચાબકા મારીને તેને મોળ ઉડાડવાં એ શું નિર્દયપણું નથી? ઘોડાની સાથે પણ ઘણી વાર આવી વર્ત્ત-

ણુક રાખવામાં આવે છે. ગાય ભેંસ દુઝણાં ન હોય, કે ઘરડાં થાય, ત્યારે તેમને પેટ ભરાય તેટલો ચારો ન નીરવો એ ઘાતકીપણું કહેવાય. પ્રાણીઓને નિરર્થક દુઃખ દેવું એ પાપ છે.

કેટલીક વાર માણસ નરમાશનું ઉપર ઉપરથી ડોળ કરે છે, અને પેટમાં સવા હાથની કાતી રાખે છે. મોઢે મીઠું બોલવું, અને લાગ આવે ત્યારે માથું કાપવા ઉભા થવું, એ ખરી નમ્રતા નથી. ઉપરના ડોળથી બીજાને આંજવાં કે છેતરવાં એ નમ્રતાનો હેતુ નથી. નમ્રતા ખરા દીલની હોવી જોઇએ, અને તેનો હેતુ બીજાને ખુશી કરવાનો અને સુખી કરવાનો હોવો જોઇએ. એ વડે આપણા જાતિ ભાઇઓ ને બ્હેનોની દિલગીરીમાં આપણે ભાગ લેતાં થઇએ છીએ, અને તેમની ખોડ ખાંપણની દર ગુજર કરીએ છીએ. તેઓ ઉપર ઉપકાર કરીએ તે એવા સ્વભાવથી તેઓ બમણાં ખુશી થઇને સ્વીકારે છે, કેમકે એથી ઉપકારના બોજાનો સખત ભાર તેમને લાગતો નથી. એથી ઉતાવળમાં અમર્યાદ બોલાઇ જતા વેણુ અટકે છે,

# પ્રકરણ ૭ મું.

## ચોખવટ ( પ્રમાણિક પણું ).

સત્ય અને ચોખવટ ઘણી વાર ભેળસેળ થઇ જાયછે. સત્યશીળતાના વિષયમાં આપણે ચોખવટ વિષે પણ કેટલુંક કહ્યું છે. સત્ય બોલવામાં છે, અને તે વિશેષે કરીને સ્વધર્મ છે. ચોખવટ બીજા સાથેના આચરણમાં છે, અને તેથી તે ખાસ કરીને લૌકિક ધર્મ છે. પારકી મિલકત તરફ વાજબી ને પ્રમાણિક નજરે જોવું, અને પોતાના કામકાજમા હલકા અને સ્વાર્થી ઘાટ ઘડવાથી દૂર રહેવું, તેનું નામ ચોખવટ અથવા પ્રમાણિકપણું. ચોખવટને પાક ઘાનત કહીશું તો ચાલશે.

પારકાનું પડાવી લેવાની ઘેનત કદી ન રાખવી. પારકી મિલકત ઉપર આપણો હક નથી. બીજાનો હક છીનવી લેવાની આપણને સત્તા નથી. કોઇની થાપણ ઓળવવી એ બદઘાનતનુ પરિણામ છે. જોખવામાં કોઇને ઓછું ઘાલી આપવું કે બીજાનું વધારે પડાવી લેવું એ અપ્રમાણિકપણું છે. ઘણી વાર બાઇડીઓ ધગ ભણી જોખીને કે ભારે કાટલાં વાપરીને ટોપલાવાળી ગરીબ વેચનારીનું પડાવી લે છે. "સોનાના ચુડાવાળી દાતણ વાળીનું ખાય," એ કહેવત આવી સ્ત્રીઓને લાગુ પડે અને તેમનું આચરણ અપ્રમાણિક કહેવાય. એને આપણે ઠગાઈ કે છેતરપીંડી કહી શકીએ. લોભની ખાતર કોઇ વસ્તુમાં ભેગ કરવો એ મોટો ગુનોહ છે. તેલ, ડાળીઓ, ચરબી વગેરે પદાર્થો ઘીમા ભેળવવા કે દૂધમા પાણી ઝોકવું એ એવડું પાપ છે; કેમકે આપણે છળભેદ કરી આપણું કર્ત્તવ્ય તજીએ છીએ એ, ને વાપરનારને અસુખ થાય તેના બધન આપણે થઇએ છીએ. પરમેશ્વર ઘણી વાર પાપનુ ફળ આ જગત્‌માંજ બતાવી આપે છે. "ખીરાં ચોરે મૂકે અને અસ્સલા ચોરે ઊંટ" એવી કહેવત ચાલે છે. એક ગવળી ( દૂધ વેચનારી ) દૂધમાં પાણી રેડીને લોકોને ઠગતી.બદઘાનતે ભેગા કરેલા પૈસા લેઇને તે જુમનાજીમાં નહાવા ગઇ. ઘાટ પર પોટકું મૂકીને ઘાટ આગળ નહાવાલાગી એવામાં એક માંકડું તેનું પોટકું ઉચકી ગયું,અને નજીકના ઝાડની નદી તરફની ડાળીએ જઇ બેઠું. બાઇડીએ પોટકું પાછું દેવા માટે માંકડાને

બહુ કાલા વાલા કર્યા. માંકડે પોટકું છોડી એક પૈસો નદીમાં અને એક પૈસો ગવળી તરફ ફેંકવા માંડયો, એટલે અર્ધા પૈસા પાણીમાં પડયા અને બાકી ગવળીને હાથ ચઢયા. ગવળી રો કકળ કરવા લાગી, ત્યારે તેના સાથીએ કહ્યું, બાઈ રૂએ છે શું કામ ? એતો “ દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં” જે પૈસા તેં દુધમાં પાણી રેડીને બદ દાનતથી મેળવ્યા હતા, તે ચાલ્યા ગયા, અને જે તારા હકના પૈસા હતા તે તને મળ્યા. કોઇનું પડયું આખડયું ઉચકી લઈ ઘરમાં મૂકવું, અને તે પૂછે ત્યારે કાને હાથ દેવા એ ચોરી અને જૂઠ છે. નોકર ચાકરની રોજી ઓછી આપવી એ અ પ્રમાણિક પણું છે. કોઇને ત્યાથી ઉધાર ઉછીનું લાવીએ અને તે પાછું ન વાળીએ, તો આપણી દાનત પાક નથી એમ ઠરે. એજ રીતે પાછું ન આપવાની દાનતથી કરજ કરવું એ અપ્રમાણિકપણું છે. બનતા સુધી કરજ કરવુ જ નહિ. મોજ શોખને માટે કરજ કરવા કરતાં દુઃખ વેઠવું સારૂં.બે ઘડીની વાહ વાહને માટે કરજ કરીને દુઃખના ખાડામાં ઉતરવું નહિ. કમાણી કરતાં ખરચ વધારે થતું હોય તો તે કમી કરી નાખવું. વધારે પૈસો મેળવવા મહેનત કરવી અને કરકસરથી રહેવું,

જે સ્વચ્છંદી હોય તે ઉડાઉ હોય, તેથી તેમનામા ઉડાઉનાં અપલક્ષણ આવેછે. જેઓ એદી હોય તેને ઉદ્યમ કરવો ગમતો નથી. ઉદ્યમ વગર પૈસાની પ્રાપ્તિ થતી નથી. એવી સ્થિતિમાં ખરચના સારૂ પૈસા જોઇએ તે બદદાનતથી મેળવવાની ઇચ્છા થાય છે. કેટલીક વાર આપણી શકિત સુધરી ન હોય, ત્યારે ચોખવટ જળવાતી નથી. નાનાં છોકરા કોઇનું પડેલું સંતાડે છે, કે પોતાના સાથીના ગજવામાંથી કાઢી લે છે. આવા ગુનાહ તેઓ અણસમજથી કરે છે. ઘણા વેપારીઓ પ્રપંચ કરવામા પાપ સમજતા નથી, એટલુંજ નહિ પણ તેઓ એમ કરવામાં વડાઇ સમજે છે. દગા ફટકા વગર વેપાર ચાલે નહિ, એવી તેમનો સમજ હોય છે. જ્યા સુધી આવી સમજ સુધરે નહિ, ત્યાં સુધી તેમનામાં સદ્‌ગુણ દાખલ ન થાય. સદ્‌ગુણ કોને કહે છે અને તે શા માટે પાળવા જોઇએ, એની પાકી સમજ જ્યાં સુધી ન આવે, ત્યાં સુધી માણસ દુર્ગુણને રસ્તે દોરાય છે અને એ રસ્તો ખરાબ કે ખોટો છે એવું તેના ધ્યાનમાં પણ આવતું નથી. વેપાર રોજગારનો મોટો આધાર પ્રમાણિકપણા ઉપર છે. લાખો રૂપિયાનાં સાટા મોઢેથી થાય છે અને તેપળાય છે. "અબા બોલ્યા અને અબી ફોગ" જેવા વર્ત્તનથી વ્યવહાર ન ચાલે. "વટ" સાચવવી એનેજ આપણે ચોખવટ કહીશુ, અને તે નાણાવટીઓ વગેરે મોટા વેપારી સાચવે છે. મોઢે બોલ્યા તે પાળવુ જ જોઇએ. બેવચની કદી ન થવું.

જો અપ્રમાણિકપણાથી દૂર રહેવું હોય તો નીચેના ઉપાયો લેવા. એક બીજાનાં ચઢીઆતાં સુખ સંપત્તિ તરફ અદેખાઇ કર્યા શિવાય જોવાની ટેવ પાડવી, કેમકે જેમ તેને માટે અદેખાઇ થાય તેમ તે આપણને મેળવવાની ઇચ્છા થાય. જો તે સુમાર્ગે ન મળે તો પછી કુમાર્ગે મેળવવાનુ મન થાય. (૨) આપણી આશા તૃષ્ણાને આપણાં સાધનોની હદ બહાર જતી અટકાવવી. આશા ડુંગર જેવડી કહેવાય છે. તૃષ્ણાને છેડો નથી. જ્યાં સુધી અમુક વસ્તુ મેળવવાનાં કે અમુક સ્થિતિએ પહોંચવાનાં સાધન હોય ત્યાં સુધી તે મેળવવાની આશા તૃષ્ણા રાખવી એ ઠીક છે; પણ જ્યાં આપણા નાખ્યા પહોચતા ન હોય ત્યા તેવી આશા તૃષ્ણાથી મન ચિંતામાં રહે છે અને ગમે તે ઉપાયે ફતેહ મેળવવા સારૂં દાનત બગાડવી પડે છે. (૩) પોતાના ધંધા રોજગારમાં પ્રચ્યા રહેવું એના જેવો સદ્‌ગુણ ચઢવાનો બીજો માર્ગ નથી. ઉદ્યમીને કુતર્ક કરવાનો વખતજ મળતો નથી.

ઉદ્યમ વડે માણસ પોતાની સ્થિતિ સુધારી શકે છે અને ધારેલી ધારણા ખર લાવી શકે છે. પારકુ તકાવવાની તેને ધાનત થતી નથી. ( ૪ ) અપ્રમાણિકપણું અધમ ને નીચ છે. એવુ આપણા મનમા નિરતર સમજી રાખવુ. આ વાત હરેક દુર્ગણને લાગુ પડે છે. જેઓ દુર્ગુણને અધમ ને નીચ સમજે છે, તેઓ તે આચરતા બીહે છે. જેમના મનમા સદ્‌ગુણે વાસ કર્યો હોયછે, તેમના મનમા દુર્ગુણ પ્રવેશ કરી શકતા નથી.

## પ્રકરણ ૮ મું.

### મોટું મન.

બીજાંના કૃત્યો અને તે કરવાના કારણો વિષે માયા મહેરબાનીથી મત્તબાંધવાના સ્વભાવને મોટું મન કહેછે.ઘણીવાર આપણે બીજાના કામ વખોડીએ છીએ, અને તે કરવાના કારણો ખોટા કે ગેરવાજબી છે એમ કહીએ છીએ. કોઇ દાન કરે તો લોકો કહેછે કે તેણે જગત્‌મા કીર્તિ મેળવવા કર્યું હશે, ઘણો પૈસો હતો તે નાખે કયા, એના ઉપરીએ કે વડીલે બેજે બેજે કરાવ્યું હશે, કેમ જાણ્યું કે દાનજ હશે, વખતે બળતુ ઘર કૃષ્ણાર્પણ કર્યું હોય, કોઇ અભ્યાગતને આપ્યુ હોત તો દાન કહેવાત, પોતાનાં ઓળખાતા ને મળતીઆને આપ્યું તે કંઇ બદલો મેળવવા આપ્યું હશે. દાન આપનારે ખરા ભાવથી દાન કર્યું હોય, તે છતા તેના વિષે આવા તર્ક કરવા, એ સાંકડા મનની નિશાનીછે. કોઇ નાતવરામા કે લગ્ન પ્રસગે ઘણો ખરચ કરે, તો લોકો કહેશે કે કમાઇ અઢળક હોય તે ખરચેસ્તો. આજ સુધી ખરચવાનો વખત આવ્યો નહોતો, તેથી પહેલુ ખરચ સારૂ ન ખાય તો જાય ક્યા ? પૈસા ખરચ્યા ખરા, પણ ફલાણુ ફલાણુ રહી ગયુ, તેથી તેને બિચારાને જશ ન આવ્યો. જો તે ઓછુ ખરચ કરે, તો કહેશે કે તેને હાથે તો આમલીના બંધછે. ચમડી તુટે પણ દમડી ના તુટે એવો તેનો સ્વભાવ છે. બહારથી ઉજળા દેખાયછે, પણ ઘરમા સપત નહિ હોય. તે જાતે તો ઉદાર છે, પણ તેના ઘરમા બાઇડી કૃપણછે, તે તેને ખરચ કરવા દે નહિ તો નવી વહુ પૂછે તેનો ઉત્તર આપે એવી હોય તો તે બહુ બોલીમા ખપે, અને તે

ઓછું બોલનાર હોય તો તે મુંગી છે, એના મોમા મગ ઓર્યા છે, વગેરે કહેવામા આવે. પણ તે શા કારણથી બોલેછે કે નથી બોલતી, તેનો કોઇ વિચાર કરતું નથી. કાગડાની પેઠે ચાંદા ખોળવાનો જેનો સ્વભાવ હોય છે, તેઓ સામાની સારી બાજુ જોઈ શકતા નથી. મોટા મનના હોય તે બીજાની સરસાઈ માત્ર જુએ છે, તેમની નબળાઇ તરફ ધ્યાન આપતા નથી, અને તેણે જે કર્યું તે ખોટાજ ભાવથી કર્યું હશે એમ તેઓ માનતા પણ નથી. વહુ મોડી ઉઠે, તો તેઓ માનશે કે તેનું શરીર બગડયું હશે, અથવા બાળકના પજવવાથી રાતે ઉજાગરો થયો હશે, પણ તેઓ એવો આરોપ નહિ મૂકી દે કે તે જાણી બુઝીને કે કામ કરવું પડે માટે અઘોરીની પેઠે પડી રહીછે. છોકરો મોડો આવે તો તે એમ નહિ ધારે કે તે રખડવા રઝળવા રહ્યો હશે, પણ તે કંઈ જરૂરીના કામમા રોકાવાથી મોડો આ યો હશે, એમ તે માને છે.

આપણું જ્ઞાન અપૂર્ણ છે, તેથી આપણા વિચારમા આપણે ઘણી વાર ભૂલ ખાઇએ છીએ. સામાના મનમા શું છે તે આપણે જાણી શકતા નથી. બીજાના કહેવા ઉપર આધાર રાખતા આપણે ઘણીવાર છેતરાઇએ છીએ, તેથી સામાનુ કૃત્ય નિર્દોષ અને તે આચરવાનુ કારણ વખાણવા જોગ હોય, તોપણ તે આપણને ઠપકો આપવા જોગ જણાય છે. આવી ભૂલમા પડી ઠપકો આપવા કરતા તેના કૃત્યનો સવળો અર્થ લઇ સારો મત બાંધવો એ સારૂ છે. જો આપણે તેમ ન કરીએ તો ઘણી વાર સામાને ગેર-ઇનસાફ મળેછે; અને ખરી વાત શી છે તે ખોળી કઢાતી નથી, કેમકે ઘણાક દૃખીતા ઉમાડા જેવા હોય તોપણ તેઓ અનુભવ અને સારા માલમ પડી આવેછે. કોઇ માણસમા ખરેખરા દુર્ગુણ હોય તોપણ આપણું મોટું મન હશે, તો તે સદ્ગુણ શૂન્ય છે એમ નહિ માનીએ. અટલ ચોર કોઈ વાર પ્રમાણિક જણાય છે, અને મોટી લૂટફાટ કરનારા દયાળુ માલમ પડેછે. ઘણા દુર્ગુણીમા પણ કેટલાક સદ્ગુણ હોય છે.

મત ઉદાર દીલથી બાંધેલુ છે કે માત્ર ખોડો કાઢવાની ને નિંદવાની ખાતર બાંધેલુ છે, તેની સામાને સમજ પડેછે ઉદાર દીલથી બાંધેલુ મત તે ખુશીથી કબુલ કરેછે, અને પોતાની ખામી કે ભૂલ સુધારવા તૈયાર થાયછે. સાંકડા મન વડે સામાની ખોડો કાઢવા કે નિંદા કરવા માટે બાંધેલું મત

તરછોડવામાં આવેછે, અને વખતે સામું માણસ તેની સામે લડવા ઉભું થાયછે. એવું મત બાંધનાર પોતે કરડા મિજાજનું થાયછે, તેથી બંને વચ્ચે ઝઘડો મચેછે. મત બાંધતા અગાઉ વિચાર કરવો કે ભૂલતો આપણાથી પણ થાયછે, માટે જે ભૂલ કરે તે તિરસ્કાર કરતાં દયાને વધારે પાત્ર છે.

જેઓ અહંકારી છે તેઓ મોટા મનનાં હોઈ શકે નહિં, કેમકે તેમને બીજાનાં કૃત્ય હલકાં કે ખોટાં ભાસે છે. હું જ જે કરૂં છું તે સારૂં ને ખરૂં છે એમ માનનાર બીજાનાં કામ વિષે ઉંચુ મત ધરાવી ન શકે. જેઓ પોતા વિષે અતિ ઉંચું મત ધરાવેછે, તેઓ સાંકડા મનનાં હોય છે. જેમને પોતાના રૂપનો ગર્વછે, તેમને બીજું વધારે રૂપવંત હોય તો તેની ખામીઓ કાઢવા ઉભાં થાયછે. તે કહેશે, હા તેના મોંની કાંતિ ઠીકછે, પણ તેનું નાક જરાક બેહેલું કે લાંબુંછે, અથવા તેને અમુક સ્થળે તલ કે મસો છે તે વડે તેની કાન્તિને ખામી લાગેછે. એવી કોઇ ખામીઓ પોતાની કાન્તિમા હોય તો તે જોશે નહિ, અથવા તેને એવું સ્વરૂપ આપશે કે તે ખામીઓ શોભા રૂપ થઈ પડે. પોતે જેટલું પુણ્યદાન કરે તેને વખાણશે અને બીજું વધારે પુણ્યદાન કરે, કે વધારે સારે માર્ગે કરે, તો પણ તેને વખોડશે. ઘણીવાર આપણને આપણી ખોડો કે કુટેવો માલમ પડતા નથી. આવા અજ્ઞાનપણાથી પણ મોટા મનનો અભાવ રહેછે, કેમકે જો આપણે આપણી ખોડો કે કુટેવોથી વાકેફ હોઈએ, તો બીજાની ખોડો કે કુટેવો વિષે દર ગુજર કરવાનો આપણા મનમાં વિચાર આવે. જે પોતાને ઓળખેછે, તે બીજાને ઓળખી શકેછે. પોતાની ભુલો જે જાણેછે, તે બીજાની ભૂલો જાણી શકેછે. પોતાની ભૂલો જાણનાર હમેશા નમ્ર હોયછે, અને જે નમ્ર હોય તે હમેશ બીજા પ્રત્યે નરમાશ રાખેછે, બીજાની નિંદા કરવાની ટેવ સારી નથી. એથી આપણો સ્વભાવ નીચ થાયછે, અને બીજાની સાથે દુશ્મનાવટ બંધાયછે; માટે બીજાની ખોડ વિષે ટીકા ન કરતાં આપણી પોતાની ખોડ આપણે સુધારવા તરફ અને બીજા વિષે સારૂં મત ધરાવવા તરફ લક્ષ આપવું.

---

# પ્રકરણ ૯ મું.



## ન્યાય.

બીજા સાથેની વર્તણુકમા ખરૂં અને વાજબી કરવાનો દૃઢ નિયમ તેને ન્યાય કહેછે. ન્યાય એ મહા પ્રતાપી સદ્ગુણ છે. ઇશ્વરને આપણે ન્યાયી કહીએ છીએ, કેમકે તે કદી ગેરવાજબી કરતો નથી. રાજા અને અધિકારીઓ ન્યાયી ન હોય, તો પ્રજાને બહુ ખમવુ પડે. જેઓ એકને લાભ આપવા બીજાનું બગાડે, તે અન્યાય કહેવાય. લાચ રૂશવત લઇને ખરાનું ખોટું ઠરાવે કે ખોટાનું ખરૂં કરે, એ ગેરઇન્સાફ કહેવાય. મિનલદેવીના ન્યાય સંબંધે આપણે પહેલા વાત કરીછે. જેમના હાથમા ઇનસાફ હોય, તેજ ગેરઇનસાફી થાય, તો લોકોને હેરાન થવુ પડે. રાજા થઇને લૂંટી લે, તે પ્રજા જઇને કોને કહે, એવુ સામળભટ્ટે કહ્યું છે, તે પ્રમાણે જો રાજાજ અન્યાય અને જુલમ કરે, તો પ્રજાને ન્યાય મેળવવાનો માર્ગ રહે નહિ. એજ રીતે માબાપ અન્યાય કરે તો છોકરા દુઃખી થાય. લોકો એક બીજા પ્રત્યે ન્યાયથી ન વર્ત્તે તો સંસાર લાબી મુદત નભી શકેજ નહિ. કોઇના વિષે મત આપતાં તેને ગેરઇનસાફ ન મળે એ રીતે કહેવુ જોઇએ. કોઇ સલાહ લેવા આવે તો તેને વાજબી સલાહ આપવી જોઇએ. અમુક માણસને ખોટું લાગશે એવા ભયથી બીજાને અન્યાય ન આપવો. લોક લાજથી કે લોકાપવાદથી ડરીને ન્યાય વૃત્તિનો ત્યાગ ન કરવો. કોઇની પંચાતમા પડવું પડે તો બેમાથી કોઇ પક્ષની શરમ ન રાખતા જે વાજબી લાગે તે કહેવું ને કરવુ જોઇએ. ઇન્સાફ આપવામા કોઇની સત્તાથી, શરમથી કે આપસ્વાર્થથી દોરાવુ નહિ. સગપણ અને મિત્રતા ઇનસાફના કામમા આડે આવવાં ન જોઇએ. બનતા સુધી તેમનું કામ માથે લેવું નહિ, પણ જો લેવું પડે તો જે ખરૂં અને વાજબી હોય, તેજ કરવુ.

ન્યાય વૃત્તિમા બીજા કેટલા સદ્ગુણનો સમાવેશ થાયછે, અથવા ઘણા સદ્ગુણનું તે મૂળછે. જે ન્યાયી છે તે હલકાઇ મૂર્ખાઇ, અને પાપ કર્મથી દૂર રહેછે. ગીતામાં કહ્યું છે, કે જે સર્વ મનુષ્યને પોતાના જેવા જુએછે તેજ ખરેખરૂં જુએછે. એનો ભાવાર્થ એવો કે આપણને જેવુ સુખ દુઃખ

પડેછે તેવું બીજાને પડેછે. આપણે જેમ ભુલો કરીએ છીએ તેમ બીજાથી ભૂલો થાયછે. આપણને કોઇ નુકસાન કરે કે નિંદે તો આપણને લાગેછે, તેવું આપણે બીજાને નુકસાન કરીએ કે નિંદીએ તો તેને લાગેછે. આ વાતની સમજ આપણે રાખવી જોઇએ. આ સમજથી માણસ જરૂર ન્યાયી થશે, અને બીજાની સાથે સારી વર્ત્તણુક રાખશે. ખ્રિસ્તી ધર્મમાં કહ્યુંછે કે બીજાઓ પ્રત્યે આપણે એવી વર્ત્તણુક રાખવી કે જેવી વર્ત્તણુક આપણે તેમના તરફથી ઇચ્છીએ. આ વાત હમેશ ધ્યાનમાં રાખવા જેવીછે. સાસુએ વહુની સાથેની વર્ત્તણુક વખતે ધ્યાનમાં રાખવું જોઇએ કે જો હું વહુ હોત તો સાસુ તરફની કેવી વર્ત્તણુકની ઇચ્છા કરત. નોકર ચાકર વગેરે તાબાનાં માણસો ને ઠેકાણે આપણે જાતે હોત તો આપણા ઉપરી તરફથી આપણે કેવી વર્ત્તણુકની ઇચ્છા રાખત તેનો વિચાર કરીને જો તેમની સાથે વર્ત્તવામાં આવે, તો તેઓ કેવા સુખી થાય, અને આપણાં કામકાજ તેઓ કેવા ભાવથી ને ઉલટથી કરે! વિના કારણ કે સહેજ વાંક માટે તેમના પર જોર જુલમ કરવો એ અન્યાય છે. એજ રીતે ઢોરઢાંક ઉપર ઘાતકી પણું કરવું એ અન્યાય હોવાથી પાપ છે. જેટલું જેનાથી થઇ શકે તે કરતાં વધારેની આશા રાખવી અને તેને માટે જુલમ ગુજારવો, એ ગેરવાજબી છે. ન ઉપાડી શકાય એવડું વાસણ આપીને છોકરીને પાણી ભરવા મોકલીએ, અને તે ન સહન થવાથી પડી જાય, ને વાસણ ફૂટી જાય, તે વખતેતેને ધમકાવવી કે મારવી એ અન્યાય નહિ તો બીજું શું કહેવાય ? ગજા ઉપરાંત ખવડાવવાનો આગ્રહ કરીએ ને તે માંદી પડે ત્યારે લઢવા ઉભાં થઇએ એ જુલમ કહેવાય. આપણે તેને કામમાં વારે વારે રોકીએ ને તેથી તે પોતાના પાઠ કરી ન શકે, ત્યારે ખીજીએ, તો આપણે અન્યાય કરીએ છીએ એમ સમજવું. એમ છતાં આવું વર્ત્તન ઘણી માતાઓનું હોયછે. જે કામ પોતાથી થઇ શકે એવું ન હોય, તે છોકરાં પાસેથી થવાની આશા રાખવી ફોકટ છે.

જે માણસ લોભી હોય તે અન્યાયી હોયછે; કેમકે પોતાના સ્વાર્થને માટે તે ગેરવાજબી કરવાને લલચાયછે. લાંચ લઇને બીજાનું બગાડવા કે પોતાને લાભ મળતો હોય તો માલીકનું ખરાબ કરવા તે તત્પર થાયછે. રૂપીઆ બે રૂપીઆના મળતરથી લોભાઇને માલીકને સેંકડો રૂપીઆનું નુકસાન કરવા તેઓ આંચકો ખાતા નથી. જેઓ કુચાલનાં હોય, તે અન્યાયી હોય છે. જેમનો સ્વભાવ ચાડીઓ કે ખુશામતીઓ હોય, તેમનામાં ન્યાય વૃત્તિ હોય નહિ, કેમકે ચાડી કરવી એટલે બીજાનું ખરૂં ખોટું ભરવ-

વું, સાચાં જૂઠાં કરવાં કે છાની છપની વાત કહી દેવી એવો અર્થ થાયછે, તેથી તે અન્યાયનું મૂળછે. ખુશામત કરનાર સામાને રૂચે એવું કહેવા ઇચ્છે છે, તેથી તેને ખરા ખોટાનો વિચાર રહેતો નથી. હાજી હા કરવાની ટેવ સારી નથી. મિયાને ચાદ ચાદ કહેવામા લાભ શો? જેની ખુશામત કરવામાં આવે છે, તે સુધરવાને બદલે બગડે છે; કેમકે તેની ખોટ ખાપણ તેના જાણવામા આવતી નથી. જે બેનયની હોય તે અન્યાયી હોય; કેમકે તે ઘડીમાં કંઇ ને ઘડીમાં કંઇ બોલેછે; એટલે જે પોતાને ફાવતું આવે કે બીજાંને રૂચે તે પ્રમાણે તે પ્રસંગ જોઇને પોતાનું બોલવું ફેરવ્યા કરેછે. છળભેદ અથવા છેતરપડી કરનારના હૃદયમા ન્યાય વૃત્તિ વાસ કરી શકતી નથી; કેમકે છળભેદ પોતેજ અન્યાય છે. જે ખરૂં હોય તે ન બતાવવુ અથવા છૂપાવવુ તેનું નામ છેતરપંડી અથવા અન્યાય, અને તે બીજા સાથેનીવર્તણુકમા ભયંકર છે. જેનો સ્વભાવ જુલમી હોય, તે ખચ્ચિત અન્યાયી હોય છે; કેમકે તે ખરૂં ખોટું જોયા વગર ગમે તેમ કરી બેસેછે. કોણે વાક કર્યો, કેવા પ્રકારનો વાંક છે, અને તે શા કારણથી થયોછે, તે જોયા વગર ગમે તેને ગમે તેટલી ને ગમે તે પ્રકારની શિક્ષા કરવી એનું નામ જુલમ.જ્યાં જુલમ છે ત્યા અન્યાય છે, અથવા જ્યાં અન્યાય છે ત્યાં જુલમછે. ત્યાં સુખ શાંતિ ને આબાદી ટકી શકતી નથી. જે વાત રાજ્યને લાગુ થાયછે તે વાત ઘરને પણ લાગુ થાયછે. ઘરમા એક જુલમી હોય તો તે એક બીજાને ત્રાહે ત્રાહે પોકરાવે છે, તેથી તેમને ઝંપના વારો આવનો નથી. એ માટે ઘણા સદ્‌ગુણોનો જેના પર આધાર છે, અથવ ઘણા સદ્‌ગુણો જેમાથી ઉદ્‌ભવે છે એવી જે ન્યાય વૃત્તિ તે કદી પણ તજવી નહિ.

---

# ભાગ ૪ થો.

## સ્ત્રી જાતિનાં ખાસ કર્ત્તવ્ય.

સ્ત્રીઓનું મુખ્ય કામ ઘર સંસાર સંબંધે હોવાથી તેમના વિશેષ અથવા ખાસ કર્ત્તવ્ય પણ તે સંબંધે ગણી શકાય. ઘર સંસારમાં તેમને માતા તરીકે, પુત્રી તરીકે, બ્હેન તરીકે, સ્ત્રી તરીકે, અને ઘરધણીઆણી તરીકે ખાસ કામ કરવાનાં છે, તેથી તે વિષે વિચાર કરીએ.

## પ્રકરણ ૧.

### માતાનાં કર્ત્તવ્ય.

પ્રેમ ઈશ્વરી છે પરમ કૃપાળુ પરમેશ્વર સર્વ પ્રાણીઓ ઉપર પ્રેમ રાખેછે, અને તે સર્વ પ્રાણીઓમાં પ્રેમ મૂકે છે. જગત્ સૌ પ્રેમથી ભરેલું છે. પ્રેમ વગર જગત્ ચાલીજ ન શકે. પુરૂષ કરતાં સ્ત્રીઓના કોમળ હૃદયમાં પ્રેમનો વધારે વાસ છે.

માબાપનો છોકરા ઉપર અને છોકરાનો માબાપ ઉપર પ્યાર સ્વાભાવિક રીતે આવેછે. એ પ્રેમ નિ સ્વાર્થી એટલે સ્વાર્થ વિનાનો છે. ચકલી ઇંડા મૂકવાનો સમય પાસે આવેછે, કે તેમને માટે માળો બાંધવા તત્પર થાયછે. ચકલો તેને મદદ કરે છે પોતાનાં બચ્ચાંને માળો સુખકર થાય તેટલા સારૂ તે સુઆળી ને સારી ચાંચે ખોળી લાવીને માળામાં ગોઠવે છે. માળાના ત્રાસથી કંટાળીને કોઇ માણસ તેને કાઢી નાખે છે, તો ચકલાં ફરી ફરીને તે સ્થળે માળો બાંધવા પ્રયત્ન કરે છે, અને માળો અનેક વાર કાઢી નાખવામાં આવે, તો પણ તે હિંમત ન હારતાં પોતાના કાર્યમાં મંડ્યાં રહે છે. ચકલી ઇંડાંને કાળજીથી સેવે છે, અને જ્યાં સુધી બચ્ચાં પોતાની મેળે દાણા વગેરે વીણી ખાવાને શક્તિમાન ન થાય, ત્યાં સુધી પોતાની

ચાંચમાં દાણા વીણી લાવીને બચ્ચાંની ચાંચમાં ધાલે છે. બચ્ચાં મોટાં થયા પછી પોતાની માતાને ઓળખતાં નથી. ચકલી વૃદ્ધ થયે તેની ચાકરી કરવા કે તેને ખવડાવવા બચ્ચાં આવતાં નથી, એટલે ચકલીએ પોતાનાં બચ્ચાંને ઉછેરવા માટે જે મહેનત લીધી, તે ચાકરીની આશાથી કે કોઇ જાતના સ્વાર્થને લઇને નહિ, પણ સ્વાભાવિક પ્યારને લઇને તેણે પોતાનું કર્ત્તવ્ય બજાવ્યું. સર્વ પ્રાણીઓ એજ રીતે બચ્ચાં પ્રત્યે પોતાની ફરજ બિનસ્વાર્થે અને સ્વાભાવીક પ્રેમ વડેજ અદા કરે છે. રખેને મારાં બચ્ચાંને કોઈ લઇ જાય કે ઇજા કરે, એમ સમજી કૂતરી પોતાની બોડ નજીક આવનારને કરડવા ધાય છે. પોતાનાં બચ્ચાંને ઉગારવાની ખાતર બિલાડી અગ્નિમાં ઝંપલાવે છે. દૂઝણાં ઢોર પોતાનાં બચ્ચાં માટે દૂધ ચોરે છે, અને તેમનાથી વછુટાં પડતાં કલ્પાંત કરે છે. પોતાનું બચ્ચું મરી જવાથી દરેક પ્રાણી શોકાતુર થાયછે.

મનુષ્ય જાતિમાં પણ આ પ્રેમ સ્વાભાવિક હોયછે. કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે છોકરાં વૃદ્ધપણામાં ચાકરી કરશે, એ વિચારથી માબાપ છોકરાં પ્રત્યે કાળજી ધરાવે છે; પરંતુ છોકરાં ઉછેરવામાં માબાપ એ સ્વાર્થી વિચાર ભાગ્યેજ રાખેછે. છોકરાં માબાપની ચાકરી કરે એ પ્રેમનું સ્વાભાવિક પરિણામ છે; કેમકે પ્રેમ અન્યો અન્ય છે, અને તે સ્વાભાવિક રીતેજ પસરે છે.

આ સ્વાભાવિક પ્રેમ વડેજ માબાપ અને છોકરાં એક બીજાના સુખ દુઃખ તરફ નજર કરે છે, અને એક બીજાના ભલાને માટે મહેનત લેછે. બીજાનું ભલું કરવું એજ પોતાની ઇચ્છા અને બીજાનું ભલું થયું એટલેજ પોતાના કૃત્યનો બદલો મળી ચૂક્યો એમ તે સમજે છે. પરંતુ આ પ્યારથી માબાપ ઘણી વાર અવળે રસ્તે દોરાય છે, અથવા તેમનો પ્યાર ખામી ભરેલો હોય છે. ઘણી વાર માબાપ પ્યાર વડે છોકરાંને અતિ લાડ લડાવે છે, અને તેથી તેમનો સ્વાર્થ બગાડે છે. પ્યારથી અંજાઇને માબાપે છોકરાં પ્રત્યેનાં પોતાના કર્ત્તવ્ય યોગ્ય રીતે બજાવવામાં ચૂક કરવી ન જોઇએ, એટલા માટે હવે આપણે તેમના કર્ત્તવ્યનો વિચાર કરીશું.

માતા થવાથી પોતાને માથે કેવી ભારે જવાબદારી આવી પડેછે, તે થોડીજ સ્ત્રીઓ સમજે છે. અમર આત્મા ધારણ કરનાર બાળકને તે જન્મ આપે છે. એ બાળકની ઉન્નતિ કે અધોગતિનો આધાર માતાની વર્ત્તણુક ઉપર

રહે છે. તેના શરીર સબધી નિષ્કાળજી રાખ્યાથી તે જન્મ પર્યંત નબળુ કે રોગી રહેછે. તેને ઘટિત કેળવણી ન મળવાથી તે વયે આવ્યા પછી. સસારના કાર્ય કરવાને અયોગ્ય રહે છે, અને તેને નીતિમાન ન કરવાથી તે કુકર્મો કરવા તત્પર થાય છે, અને તેથી તેના આત્માની ઉન્નતિ ન થતા તે અધો ગતિને પહોચે છે. પોતાની પવિત્ર ફરજ અને ભારે જવાબદારી જે સમજે છે, અને તેને માટે જે પોતાની ન લાયકી જાણી શકે છે, તેજ તે સારી રીતે અદા કરવાને તેયારી કરી શકે છે. માઠા ભાગ્યે આપણુ અહિ ચોદ પદર વર્ષની સ્રી (ખરૂ જોતા છોકરી) ઘણી વાર માતા પદ પામે છે. તે છોકરા પ્રત્યે પોતાની ફરજ અને જવાબદારી જાણતી ન હોય, છોકરા કેમ ઉછેરવા તેની તેને સમજ ન હોય, જાતનો અનુભવ તેને જોઇએ તેવો થયો ન હોય, બીજી હુ શીઆર અને મોટી ઉમરની માતાઓ પોતાના છોકરા કેમ ઉછેરે છે, તે જેવા જાણવાની તેને પૂરતી તક મળી ન હોય, આવી સ્થિતિમા તે માતા તરીકે પોતાનુ કર્તવ્ય ચૂકે, એમા નવાઇ નથી, એટલા માટે છોક રીઓને મોટી ઉમરે પરણાવવાની અને તેઓ વયે આવે ત્યારેજ સાસરે મોક લવાના અગત્ય છે. વળી તેમને માતા તરીકે કેવી રીતે વર્તવાનુ છે, તે વિષેની તેમને કેળવણી મળવાની પણ જરૂર છે.

મિસ કોબ જણાવે છે તેમ માતાએ કેમ વર્તવુ તેનો પ્રથમ ધડો તેણે ઇશ્વિર પાસેથી લેવો જોઇએ. ઇશ્વિર પાતાના છોકરા (પ્રાણી માત્ર) પ્રત્યે જે પ્રેમ રાખે છે, તેમા જેમ માયાળુપણુ અને દયા વૃત્તિ અત્યત હોયછે, તેમ તેઓને પાપાચરણથી દૂર રાખવાને કે તેમને પવિત્ર કરવાને સખ્તાઇ વાપ રવામા પણ તે પાછી પાની કાઢતો નથી માતાનો પ્રેમ આવી જાતનો હોવો જોઇયે તે નરમ, કમી, ટુકા વિચારનો, કે સ્વાથી હોવો ન જોઇએ. ખરાબ કામથી જેમ છોકરાને પસ્તાવો કે દિલગીરી થાય, તેમ તેની માતાને તેથી થાય. પોતાના તેવા કામથી જેમ છોકરાની આખોમા આસુ ધારા ચાલે તેમ તેની માતાની આખોમાથી તે માટે આસુ ધારા ચાલવી જોઇએ તેને સુખ ને આનદ આપવાની સાથે તેનુ જેમા ખરૂ સુખ રહેલુ છે તે પાર પાડવા તરફ માતાનુ હમેશા લક્ષ રહેવુ જોઇએ. આવા પ્યારની ખરી છાપ છોકરાના હૃદયમા પડે છે, અને જગત્ સ્વર્ગ પ્રેમમય છે, તે વિષેની તેને ખાત્રી થાયછે. એવા પ્યારની છાપ પડે તે મોટ થયે પોતાના કર્તવ્ય સારી રીતે બજાવી શકે છે, અને પોતાના આત્માની ઉન્નતિ કરી શકે છે.

માતાની સૌથી પહેલી ને મહત્વની ફરજ એ છે કે તેણે પોતાનું છોકરૂં ધાર્મિક અને નીતિમાન થાય એમ કરવું. બચ્ચાની તંદુરસ્તી જાળવવી એ તેની બીજી ફરજ, અને તેને બુદ્ધિની કેળવણી આપવી એ તેની ત્રીજી ફરજ છે. આ કામ મહાભારત છે. પોતાના શરીરની નબળાઇને લીધે, પૂરતા સાધનો ન હોવાથી, પોતાના અજ્ઞાન વડે, પોતાના ધણીની આડાઇથી કે રૂઢીને તાબે થઇને ઘણી માતાઓ આ ફરજો બજાવી શકતી નથી. અંગ્રેજીમાં જેને ગૃહ-શિક્ષણ ( Home education ) કહેછે, તેનો આપણે અહિં લગભગ અભાવ છે. સુધરેલા દેશોમાં આ કામ ઘણું કરીને માતાઓ, અથવા તેમણે રાખેલી આયાઓ કે સ્ત્રિ-શિક્ષકો કરે છે. માતાઓજ એ કામ સૌથી સારી રીતે કરી શકે. બાળકેળવણીનું કામ પુરૂષ કરતાં સ્ત્રી જાતિથી સારૂં થાય. આપણે અહીં માબાપ વખતે આંક, કક્કો વગેરે થોડુંક બચ્ચાંને શીખવે છે, અથવા ધર્મ સંબંધી સહેજ જ્ઞાન આપે છે. જેમની પાસે સાધન હોય તે બચ્ચાંને ઘેર શીખવવા-બહુ કરીને પાઠ કરાવવા-માટે પગાર આપી શિક્ષક રાખે છે; પરંતુ તેથી છોકરાંને ખરી અને સર્વ પ્રકારની કેળવણી મળતી નથી. એટલા માટે ગૃહકેળવણી સંબંધે આપણે કંઇક વિસ્તારથી કહેવું પડશે.

બચપણમાં છોકરૂં ઘણો વખત માના સંગમાં કાઢે છે, તેથી તેને પ્રથમ કેળવવાનું કામ માતાને શીર આવી પડે છે. છોકરાંના સ્વભાવથી, તેની શક્તિથી ને તેના વલણથી માતાએ વાકેફ થવું જોઇએ; તેમ શિશુપણામાં તેને કેમ કેળવવું, તેનું શાસ્ત્ર તેણે જાણવું જોઇએ. શિક્ષણ-શાસ્ત્ર તથા તેના અંગમાં માનસ્ શાસ્ત્ર આવે છે, તેથી એ બને શાસ્ત્રોનું પણ જો થોડું ઘણું જ્ઞાન માતા ધરાવતી હોય, તો તે પોતાનું કાર્ય કરવામાં વધારે ફતેહમંદ નિવડે છે. આપણા દેશમાં સ્ત્રીકેળવણીનો લગભગ અભાવજ છે, તો આવાં શાસ્ત્રોથી સ્ત્રીઓ વાકેફ થવાનો વારો કયારે આવશે, તે કહી શકાતું નથી; પરંતુ એ શાસ્ત્રોના જે સાધારણ નિયમો કે સત્યતાઓ બાળકેળવણીને અવશ્યનાં છે, તે તેઓ ભણવા યત્ન કરે, તો પણ સારૂં; અને તેટલા માટે તેમાંના મુખ્ય મુખ્યની હકીકત અત્રે આપવામાં આવી છે. છોકરાંનાં ચલન વલન બારીકપણે નિહાળવાથી પણ ખબડદાર માતાઓ એમાંના કેટલા નિયમો ને સત્યતાઓની માહીતિ મેળવી શકે છે. જન્મ્યા પછી મોટું થતા સુધી બાળક શું શું કરે છે, તેની નિરિક્ષા કરવાથી તેનાં લક્ષણ, વલણ અને તેની બુદ્ધિની શક્તિઓ કેવા ક્રમથી ને કેવી રીતે ખીલવા માંડે છે તે જાણી શકાય છે.

જન્મ પામ્યા પછી કેટલીક મુદ્દત સુધી બાળકની સ્થિતિ પશુના જેવી હોય છે. પ્રેરણા વડે તે ભૂખ્યું થાય છે, ત્યારે ધાવવાની અને આરામ લેવો હોય ત્યારે પડી રહેવાની ને ઉંઘવાની ઇચ્છા કરે છે. તે ન મળે ત્યારે કે શરીરને કંઈ દુઃખ થાય ત્યારે તે રોવા માડે છે. એમ કહેવાય છે કે છોકરૂં પ્રથમ રંગને ઓળખે છે, તેથી જેણે મા જેવો સાલ્લો પહેર્યો હોય તેને તે પોતાની માતા સમજે છે, તેથી માનો સાદ સાંભળતાંજ તે તેને ઓળખી કાઢે છે. મા અને બીજી સ્ત્રીઓ વચ્ચેનો તફાવત નજરે જોઇને ખોળી કાઢવાની શક્તિ તે પછી આવે છે. એ શક્તિ આવ્યા પછી પિતા કે બીજા નજીકના સગાને તથા નજીકની વસ્તુઓને તે ઓળખવા માડે છે. જોવું, નિહાળવું, મુકાબલો કરવો અને તફાવત શોધી કાઢવો એ શક્તિઓ તેનામા એક પછી એક અનુક્રમે કરીને ખીલવા માડે છે.

છોકરાનો સૌથી મોટો શિક્ષક જગત્ છે. છોકરામા નવું નવું શીખવાની જેટલી આતુરતા હોય છે, તેટલી મોટી ઉમરના માણસમા હોતી નથી. કેવળ અજ્ઞાન બાળકને જગત્‌ના અસંખ્ય પદાર્થો ને ચમત્કારો જાણવાના હોવાથી તેનામા તે વિશેષ જાણવાની આતુરતા હોય, એ સ્વાભાવિક છે. આ સ્વાભાવિક આતુરતાનો લાભ લેવો એ માતાનું ખાસ કર્ત્તવ્ય તે ઘણી વાર ચૂકે છે. એક નવો શબ્દ સાભળ્યો કે તે છોકરૂં બોલ બોલ કરે છે તે જોઇ માતા કટાળો ખાય છે, ને તેને ધમકાવે છે, પરંતુ એ બોલ યાદ કરવા સારૂ બાળક ગોખ્યા કરે છે એ વાતનો તેણીને વિચાર થતો નથી. એક બાબત વિષે છોકરૂં અનેક પ્રશ્ન કર્યા કરે છે, ત્યારે માતા કાયર થાય છે, પરંતુ છોકરૂં તે વિષે જ્ઞાન મેળવવા ચાહે છે એ વાત તેણીના મગજમા ઉતરતી નથી. બહાર ફરવા ગયા હોય ત્યારે ઝાડ પાન, નદી નાળા, પશુ પક્ષીઓને જોઇને છોકરૂં તેમને નિહાળીને જોવા માટે ઉભું થઇ રહે છે, ત્યારે તેને માતા ખીજે છે, અને તેમના વિષે અનેક સવાલ કરે છે ત્યારે તેના ઘટિત જવાબ દઈ છોકરાની જીજ્ઞાસા તૃપ્ત ન કરતા તેને ધમકાવે છે. સૃષ્ટિરૂપી આનંદદાયક અને વિશાળ નિશાળમા છોકરૂં સ્વાભાવિક રીતે કંઈ ને કંઇ શીખવા માગે છે, ત્યારે તેની માતા તેને ઉધડું લે છે અને તેને છોકરાની બધીઆરને નાની નિશાળમા જેમ બને તેમ જલદી ગોધવાની તે પેરવી કરે છે! એથી લાભને બદલે હાનિ થાય છે એવું થોડાજ માબાપ સમજે છે છોકરાના હાથમા રમકડું કે કંઈ નવાઇની વસ્તુ આવી, કે તુરત

તેને તે જોવા મંડી જાય છે. તેનો રંગ, બાજુઓ, કડણાશ કે નરમાશ, કકરાશ કે સુંવાળાપણું વગેરે તે ધારી ધારીને જુએ છે. બહારનો દેખાવ નિહાળ્યા પછી તેની અંદર શું હશે, અથવા તે કેવી રીતે બન્યું હશે, તે જાણવાની તેને ઇચ્છા થાય છે, તેથી તે વસ્તુને તે ભાગી નાખે છે. ભાગવાનું કારણ ન સમજવાથી માતાઓ છોકરાંને ધમકાવે છે કે મારે છે. વધારે નિરિક્ષા કરવાથી જણાશે કે વસ્તુને ભાગ્યા પછી બાળક તેને સમુ કરવા મથે છે. તે ભાગેલા કકડા ગોઠવવા જાય છે. આ સૌ નવું શીખવના પ્રયત્ન છે તે માતાએ જાણવું જોઇએ.

પહેલાં બુદ્ધિની શક્તિઓ ઘણી મનાતી હતી; એટલે સ્મરણ શક્તિ, કારણ શક્તિ, તોલન શક્તિ, ધારણા શક્તિ વગેરે; પરંતુ હાલના માનસ શાસ્ત્રો માત્ર ત્રણ શક્તિઓમાં બુધ્ધિને વહેંચે છે; એટલે જૂદાપણાની, મળતાપણાની અને સ્મરણશક્તિ. જે જે જોવામાં આવે તેનો તફાવત જાણવાની શક્તિને જૂદાપણાની શક્તિ કહે છે. બુધ્ધિની શરૂઆત એથી થાય છે. છોકરૂં પ્રથમ માતાને ઓળખે છે; કેમકે તે બીજા બૈરાં કે માણસોથી રંગ વડે, સાદ વડે કે અન્યકારણથી માતાનો તફાવત સમજી લે છે. ઉના કે ટાઢાનો તફાવત જો ન જણાય, તો આપણે ઉષ્ણતાનો ચમત્કાર જાણવાને અશક્ત થઇશું. પ્રકાશના ફેરફારની આંખ ઉપર અસર ન થાય તો જાણવું કે આપણને અંધાપો આવ્યો છે. જે રંગના બારીકમાં બારીક ભેદ જાણી શકે છે, તે રંગની બાબતમાં બહુ બુદ્ધિમાન ગણી શકાય. ચિત્ર વિદ્યામાં ખ્યાતિ તેજ મેળવી શકે છે, કે જે રંગના બારીક ભેદ સમજે છે. વધારે બુધ્ધિવાન તેજ કે જે વધારે ભેદ જાણે છે. કેટલાક માત્ર નજરે જોતાં કે હાથમાં લેતાંજ તાંબા સીસાનો રૂપીઓ પારખી શકે છે, અને તે લોકો એ કામના પારેખ ( પરિક્ષક ) કે બુધ્ધિમાન ગણાય છે. જૂદાપણાથી ઉલટું મળતાપણું છે. જૂદા પણું તપાસવાની સાથે મળતાપણાની મન ઉપર અસર થાય છે, અને તે વડે પણ પદાર્થનું ઓળખાણ આવે છે. મન ઉપર એક વાર રતાશની છાપ પડી હોય, તો બીજા રંગના પદાર્થ જોયા પછી પણ જ્યારે રાતો પદાર્થ નજરે પડે, ત્યારે આપણને રતાશનું ભાન થઇ આવે છે. એટલે મળતાપણું એ પણ બુધ્ધિનો એક પાયો છે. આ બે શક્તિઓનો સરવાળો, એજ ખરૂં કહીએ તો જ્ઞાન છે; એ બે શક્તિઓની મદતથીજ જ્ઞાન પ્રાપ્ત થાય છે. " ઘર " સંબંધે જાણવું એટલે તેને બીજા પદાર્થોથી જૂદું પડવું અને તેને મળતા પદાર્થો ( સર્વે પ્રકારનાં ઘર ) સાથે મેળવવું.

જૂદાપણા અને મળતાપણાની શક્તિનો વધારો એજ અમુક પદાર્થના જ્ઞાનનો વધારો સમજવો. પાછલા અનુભવનો કે પાછલું જે સંપાદન કર્યું હોય તેનો ખપ પડે, ત્યારે ઉપયોગ કરવાની શક્તિ એજ મળતાપણાની શક્તિ છે. એને સ્મરણ અથવા યાદદાસ્ત શક્તિનો વધારો કહીએ તો પણ ચાલે, કેમકે પાછલો અનુભવ કે પાછલું સંપાદન કરેલું સ્મરણ શક્તિથીજ મનમા ટકી રહે છે અને જ્યારે જોઇએ ત્યારે ઉપયોગમા લેવાય છે. મળતાપણાને લીધે આપણને પદાર્થોનું નિરંતર ભાન થાયછે. વડ જોયો કે આપણને બીજા વડોનો વિચાર આવે છે. એક નદી જોઇએ, કે બીજી નદીઓનું ભાન આપણને થાય છે મળતાપણાની શક્તિને લઇને નવા નવા પ્રસંગમા જૂની વાતનો ઉપયોગ કરી શકાય છે. એકવાર રાધણું રાધી જોયું, અને તે બરાબર થયું, તો બીજીવાર આપણે પહેલા દિવસ પ્રમાણે ક્રિયા કરીએ છીએ બીજે દિવસે કંઇ વિશેષ અનુભવ થયો, તો તેનો લાભ ત્રીજે દિવસે લઇએ છીએ. નવું જ્ઞાન મેળવવામા પાછલા જ્ઞાનનો ઉપયોગ થાય છે. એટલા માટેજ શિક્ષણ શાસ્ત્રમા જાણીતા ઉપરથી અજાણ્યાપર જવાનું ધોરણ અગત્યનું ગણાય છે ખાબોચીઉ જોએલું હોય તેના પરથી તળાવ કે સરોવરની કલ્પના સહેજ થઇ શકે છે. નીક કે વહેળાનું જ્ઞાન હોય, તે ઉપરથી નદીની સમજ પડી શકે છે. સ્મરણ શક્તિ એ બુધ્ધિની ત્રીજી શક્તિ છે. કંઇપણ વસ્તુનું જ્ઞાન મેળવવું, ધારણ કરવું, ને યાદ રાખવું, તેને સ્મરણ શક્તિ કહે છે. જ્ઞાનની મનપર પડેલી છાપ જારી રાખવાની અને જે વડે કે જેની મારફતે જ્ઞાન મળ્યું હોય તેનીમદત વગર ફક્ત મનની સત્તા વડેજ પાછળથી જ્યારે જોઇએ ત્યારે તેને સંભાળી કાઢવાની શક્તિ તેજ સ્મરણ શક્તિ સમજવી એ શક્તિ કોઇમા ઘણી હોય છે, અને કોઇમા થોડી હોયછે. મહાવરાથી એ શક્તિ પણ બીજી શક્તિઓની માફક વધી શકે છે કોઇ સ્ત્રીઓ આખ્યાનના આખ્યાન મોઢે રાખી શકે છે, અને કોઇને કવીતાની ચાર લીટી પણ યાદ રહેતી નથી. અષ્ટાવધાની કે શતાવધાની એકજ વખતે અનેક ચીજો મનમા ધારણ કરી શકે છે, અને તે પાછળથી કહી બતાવે છે. સ્મરણ શક્તિ કેટલે સુધી વધારી શકાય તે એ લોકોની વિલક્ષણ કૃતિઓથી સમજી શકાશે ઘણીવાર છોકરા બેદરકારીને લીધે કંઇ વાત યાદ રાખી શકતા નથી, એટલે જે વખતે તેમને કંઇ વાત કહેવામા આવતી હોય, કે તેઓ કંઇ વાત ગોખતાં હોય, તે વખતે તેમનું લક્ષ બીજી તરફ ગએલું હોયછે. છોકરાનું બીજી તરફ

લક્ષ જવાનાં ત્રણ કારણ હોય છે. ૧ સ્વાભાવિક રીતે તેમને ઘણી બાબતે, વિષે એકી વખતે જાણવાની ઉત્કંઠા હોય છે. ૨ જે વાત શીખવવામાં આવતી હોય તે તેને રસભરી ન લાગે, અથવા તેના મગજમાં ઉતરી ન શકે ત્યારે તે વાત તરફથી તેનું મન ખશી જાય છે. ૩ તેની અમુક શક્તિ જેટલો વખત અમુક બાબત પર ધ્યાન આપવાને યોગ્ય હોય, તે કરતાં વધારે વખત જો તે શક્તિને રોકવા યત્ન થાય, તો તે થાકે ને મંદ પડે એટલે મન ભમવા માંડે. આ કારણો શીખવનાર લક્ષમાં રાખે, તો તે શિક્ષણની બાબતમાં ઘણું કરી શકે.

મન અને તન એને બહુ નિકટનો સંબંધ છે. તેઓ કેમે એક બીજાથી જૂદાં પડી શકતાં નથી. શરીરથી મન એકલાને જૂદું પાડી ન શકાય. શરીર જેમ સારૂં તેમ મન સારૂં રહે છે. શરીરના પોષણને જે તત્વો અગત્યનાં છે, તે તત્વો મનને પણ પોષે છે. શરીરના ચલન વલન માટે લોહીની જેટલી અગત્ય છે, તેના કરતાં મનના ચલન વલન માટે લોહીની વધારે અગત્ય છે. એટલા માટે જો શરીરના પોષણ તરફ દુર્લક્ષ રાખવામાં આવે, તો શરીરની સાથે મન પણ નબળુ પડે. ઘણાં માબાપ છોકરાંને ભણાવવા તરફ હદ બહાર લક્ષ આપે છે, અને તેમના શરીરની દરકાર રાખતાં નથી; તેથી છોકરાં નિર્માલ્ય રહે છે. મનની મહેનતથી શરીરને ઘણો ઘસારો લાગે છે. તેની પૂર્તી કરવા સારૂ છોકરાંને પુષ્ટિકારક ખોરાકની અને અંગ-કસરતની જરૂર છે. અમુક કસરત કર્યા પછી કે શ્રમ લીધા પછી મન અને તન બંને આરામ માગે છે. તે જો ન આપવામાં આવે તો બંને નબળાં પડે. બે ઘડીની રમત ગમત બંનેને લાભ કરે છે. તાજી હવાથી તનની સાથે મન પણ તર થાય છે. આ વાતો માતાએ અને શિક્ષકે લક્ષમા રાખવી જોઇએ. છોકરાંનું મન અમુક વિષયમાં ન ચોટ્યું, કે તેઓ કંટાળો ખાવા લાગ્યાં, તો જાણવું કે તે વિષય ગ્રહણ કરનારી અમુક શક્તિ થાકી છે, માટે કાં તો બીજી શક્તિનો ઉપયોગ થાય એવો બીજો વિષય લેવો, કે શીખના-રને થોડો વખત છૂટી આપવી.

મનના ત્રણ ભાગ પડાય છે. ૧ લાગણી ૨ ઇચ્છા અને ૩ વિચાર અથવા બુદ્ધિ. પ્રેરણાઓને આપણે લાગણીના વર્ગમા મૂકીશું. પૂર્વે કહ્યા પ્રમાણે તરતના બાળકમાં માત્ર પ્રેરણા શક્તિજ જોવામાં આવે છે. એ પછી બીજી લાગણીઓ દેખા દે છે. એકદમ મોરો ભડકો થાય કે એકાએક

મોટો અવાજ થાય, તો છોકરૂં છળી ઉઠે છે, એ ભયની લાગણી અથવા પ્રેરણા છે. તેના હાથમાં જે કંઇ આપો, તે તે મોંમાં મુકી ચાવવા માંડે છે, કેમકે તેનામાં ભખની લાગણી હોવાથી તેને ખાવાનું મળ્યું એમ તે સમજે છે. મોંમાં ધાવેલા પદાર્થમાં કંઇ પણ ખોરાક ન હોય, તો પણ તે ચગળ્યા કરે છે. ઇચ્છા અથવા મરજી પ્રમાણે કરવા ન કરવાની શક્તિ મોડી ખીલે છે; એટલે જૂદાપણું મળતાપણું જાણ્યા પછી સારૂં કે નરસું કામનું કે નકામું એની જ્યારે સમજ આવે છે, ત્યારે તે આ લેવું કે ન લેવું અથવા આ કરવું કે ન કરવું તે ઇચ્છા વડે મુકરર કરે છે. નાનું બાળક દીવાને હાથ અડાડવા જાય છે, કે વીંછીને પકડવા જાય છે; કેમકે તેમાં જે નુકસાન કે ભય છે, તેની તેને સમજ હોતી નથી. અનેક વારના અનુભવ વડે તે નુકસાન કે ભય સમજે છે, ત્યારે તે દીવાથી ને વીંછીથી ઝટ વેગળું ખસે છે. જ્યારે તે વિચાર કરતા શીખે છે ત્યારે તેની ઇચ્છા શક્તિ વૃદ્ધિ પામે છે; કેમકે વિચાર વડે તેને સારા નરસાની સમજ પડે છે, એટલે તે સારૂં કરવાનો ને નરસું છોડી દેવાનો નિશ્ચય કરે છે. ઇચ્છા શક્તિની વૃદ્ધિ કોઇ કોઇમાં ઉમ્મરે પહોંચતાં આશ્ચર્ય કારક રીતે વધે છે. મન વશ રાખવું, ઇંદ્રિય જીત થવું, નીતિને અડગ પણે વળગી રહેવું એ સૌ ઇચ્છા શક્તિના બળથી થાય છે. મોટા યોગેંદ્રો, ભક્તો અને સતીઓ આ શક્તિને અગાધ ખેડવાથીજ બની શકે છે.

છોકરાંને કેમ કેળવવાં તે વિષે પેસ્તાલોઝાઇ અને ફ્રોબેલ નામના વિદ્વાનોએ ઘણો શોધ કરેલો છે. તેમણે પ્યાર, નરમાશ, અને ન્યાય વડેજ છોકરા કેળવાય છે એમ કહ્યું છે. માતા એ પ્યારનો ભંડાર છે. સ્ત્રી તરીકે સ્વાભાવિક રીતે તેનમાં નરમાશ હોય છે. માત્ર સરખો ન્યાય આપવાની વૃત્તિ તેણે પૂર્ણ પણે મેળવવી જોઇએ. "સોટી વાગે ચમચમ ને વિદ્યા આવડે ધમધમ" એ વિચાર ભુલ ભરેલો ને હાનિકારક જણાયો છે. ઘણું–કરીને બાળકનું અંતઃકરણ શુદ્ધ હોય છે. તે મલીન ન થાય તેને માટે વધારે કાળજી રાખવી જોઇએ. તેનામાં જેમ જેમ સમજ આવતી જાય, તેમ તેમ તેને ધાર્મિક ને નીતિવાન કરવા તરફ માતાએ લક્ષ આપવું જોઇએ. ખોટા સંગથી ખોટા ગુણ દાખલ થાયછે. છોકરાંની રહેણી કરણી ઉપર લક્ષ આપવામાં ન આવે, તો તે વખતે ખોટે રસ્તે દોરાય છે. તે ખોટે રસ્તે જવા કરે, તો માતાએ તેને ટોકવું જોઇએ. તે ખોટું કરે તો દયાની

ખાતર કે વિનાકારણે માતાએ આંખ આડા કાન ન કરવા. પોતાની ના પસંદગી કે દિલગીરી વડેજ બાળક ખોટી ટેવ કે ખોટી રીતભાત બહુ કરીને તજી દેશે. કોઇ હઠીલુ છોકરૂં એ ઉપાયે પાંશરૂં ન થાય, તો પછી ધીમે ધીમે સખ્ત ઉપાય લેવા; પરંતુ તેની ખોડ જ્યાં સુધી તૂટે નહિં ત્યાં સધી માતાએ નિશ્ચિંત ન થવુ. દયાની ખાતર કે અતિ લાડ નેલીધે ઘણી માતાઓ આવી વાત ઉપર લક્ષ આપતી નથી; એથી છોકરાંમાં ઘણી જાતની કુટેવો, દુર્ગુણ અને આવાની અવગણના દાખલ થાયછે.

માણસ માત્રમાં સરખી વાંછના, સરખું અંતઃકરણ, સરખી કર્ત્તવ્ય-કર્મની સમજ, સરખો પ્રેમ અને સરખો મનોવિકાર હોય છેઃ પછી તે રાની કે સુધરેલું, અજ્ઞાની કે જ્ઞાની કે ગમે તે દેશમાં રહેનારૂં હોય. સરખા કારણ-થી તેના મનોવિકાર ઉપર સરખી અસર થાયછે, એટલે આનંદ ને દિલગીરી, પ્યાર અને દ્વેશ, પરોપકાર, અનુકંપા, ભય એ સૌ મનુષ્યમાં સરખાં હોય છે. દા. લિવિંગસ્ટન જણાવે છે, કે આંગ્રેજીની કેટલીક જાતોમાં ભૂંડું બોલવું, જૂઠ, તિરસ્કાર, માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન કે તે ન પાળવી, એ પાપ ગણાય છે. આ ઉપરથી જણાશે કે નીતિ ધર્મ અથવા કર્ત્તવ્ય એ માણસ જાતમાં સામાન્ય છે. વળી તેનીજ સાથે જગતના કર્ત્તા ઇશ્વર વિષે પણ માણસ માત્રમાં કંઇક વિચાર હોય છે. જે સર્વે માણસમાં સામાન્ય પણે હોય તે સ્વભાવસિદ્ધ સ્વાભાવિક કહેવાય. જેને આપણે જન સ્વભાવ અથવા પ્રકૃતિ કહીએ છીએ તે આજ. હવે એ પ્રકૃતિમાં અનેક કારણોથી ફેર પડેછે, તેથી સર્વની પ્રકૃતિ એક સરખી હોઇ શકતી નથી. કેટલીક પ્રકૃતિ ઓધે ઉતરે છે, એટલે માબાપના કે વડીલાના ગુણ બાળકમાં આવે છે. કોઇ છોકરૂં દ્વેશી, કોઇ આકળું, કોઇ હઠીલુ કે કોઇ ગમે તેમ કરી બેમે એવુ જન્મથી જોવામાં આવેછે. જેમ શરીર ઉપર ઓધની છાપ પડેછે, એટલે ચહેરો, અવયવો, રંગ, ખોડ ખાંપણ વગેરે ઓધે ઉતરે છે, તેમ બુદ્ધિની શક્તિઓ, અને અંતઃકરણની લાગણીઓ પણ ઓધે ઉતરેછે. આશ્ચર્ય જેવું એ છે કે કેટલીક વાર બાપને આંખ મચમચાવાની ટેવ હોય, તો તે છોકરામાં આવે છે. એક કુટુંબમાં સર્વ વ્યક્તિઓના અક્ષરનું વલણ સરખું હોય છે. પેઢી ઘર પેઢી કોઈ કુટુબમાં સારૂં ગાયન જાણનાર, ચિત્રકાર કે કવિતા કરનાર વ્યક્તિઓ નિવડે છે. કોઇ કુટુબમાં પેઢી ઘર પેઢી ધાર્મિક ઉ નીતિમાન મનુષ્યો જન્મે છે, તો કોઇમાં તેથી ઉલટાજ પ્રકાર જોવામાં

આવે છે. જે સ્વભાવ સામાન્ય છે, તેનો તથા જે કુટુંબ વાર કે પ્રજા વાર વિશેષ છે, તેનો લાભ પણ શિક્ષણના કામમાં લઈ શકાય.

ઘણી વાર લોકો કહેછે કે "પ્રાણ ને પ્રકૃતિ સાથે જવાની." વળી કહેવાયે છે "કે સૌનું ઓસડ પણ સ્વભાવનું ઓસડ હોતું નથી." આ કહેણીઓ અમુક હદ સુધીજ ખરી સમજવાની છે. આપણે જોઈએ છીએ કે સામાન્ય કે વિશેષ સ્વભાવમાં અંતર પડે છે. પ્રજાનાં સામાન્ય લક્ષણ પણ અમુક સંજોગોથી કે અમુક કારણોથી બદલાય છે. ચંચળ અને શૂરી પ્રજાઓ મંદ ને બાઈલી બને છે. મંદ ને બાઈલી પ્રજાઓ ચંચળ અને શૂરી થઇ જાયછે. કુટુંબનાં વિશેષ લક્ષણ પણ ફરેછે. ચિત્રકારના છોકરા આળેખી પણ ન જાણે એવા નિવડે છે. કવિત્વ શક્તિ અમુક પેઢીએ નાશ પામેછે. ગાયનમાં પ્રવીણતાવાળાના વંશજો રાગ પણ પારખી શકતા નથી. એથી ઉલટું જે કુટુંબમાં જે વિદ્યા બિલકુલ નથી હોતી, તે વિદ્યા તેમાં દાખલ થાયછે. અનીતિવાન વંશમાં નીતિવાન નર નિવડેછે કે અધર્મીમાં પરમ ભક્ત પેદા થાયછે. ઈશ્વરની કૃપા તો હોવીજ જોઈએ; પરંતુ શિશુ શિક્ષણ અને સંસ્કાર ઘણું કરી શકેછે, અને સૌથી મોટા ફેરફાર ટેવ કરી શકેછે; માટે ટેવ વિષે કંઈ ખાસ જણાવવાની જરૂર છે.

શરીર શાસ્ત્રમાં અને માનસ્ શાસ્ત્રમાં ટેવ મોટો ભાગ લેછે. છેક નાના બાળકની ચર્ચા તપાસો. જો માતા તેને વારે વારે ધવાડે, તો તેને વારે વારે ધાવવાની ટેવ પડેછ; અને જો માતા તેમ ન કરે તો તે રૂએછે. કે લીક માતાઓ બાળકને પાસામાં લઇને સૂએછે, અને છોકરું રૂએ કે તેને ધવાડે છે; એથી તેને ખોટી ટેવ પડેછે, અને તે નુકસાનકારી નિવડેછ. છોકરૂં વારે વારે ધાવવાની લાલચે પૂરૂં ઉંઘતું નથી, તેથી તથા વારે વારે ધાવવાથી તેનું શરીર બગડે છે. એથી માતાને પણ ઉજાગરા થાય છે. જો અમુક વખતેજ ધવડાવવાનો રિવાજ રાખ્યો હોય, તો છોકરાને તેવી ટેવ પડેછે; તેથી બીજે વખતે તે ધાવણને માટે રોતું નથી. પશુ અને પણ સમાન બાળકને વખતનું ભાન આશ્ચર્ય જેવું રહેછે જો તમે ઢોરને અમુક વખતે ખાણ આપતાં હો કે પાણી પાતાં હો, તો તે વખત આવે કે તુરત તે ધમપછાડ કરવા માંડેછે. જાણે તે ઘડીઆળમાં જોઇને વખત જાણતું હોયની તે પ્રમાણે તે અમુક વાગેજ ખાણ નીરનો વખત થયો એમ સમજે છે.

બાળકનું પણ એજ રીતે છે. જો બાળકને હાથમાં કે ખોળામાં સુવાડયા પછી પાલણામાં સુવાડવાની ટેવ પાડી હોય, તો તેમ કર્યા વગર પાલણામાં સુવાડીએ તો તે ચીસે ચીસ પાડેછે ને ઉંઘતું નથી. આ ટેવ છોડાવવા હોય, તો તેને હાથમાં કે ખોળામાં ન ઉંઘાડતાં પાલણામાં જ સુવાડવું જોઇએ, અને તે ગમે તેટલું રૂએ તોપણ દયાની ખાતર તેને હાથમાં લેવું નહિં. રોઇ રોઇને થાકે એટલે તે એની મેળે ઉંઘી જશે. બે ચાર વખત એ પ્રમાણે કર્યું, એટલે તે પોતાની ટેવ ભૂલશે. એકજ બાજુએ સુવાડવાની કે શકિત આવ્યા અગાઉ બેસાડવાની ટેવ પાડવાથી બાળક બાડું, ખુંધું, કે ખોડીલું થાય છે. વારે વારે ખવડાવવાની ટેવ પાડવાથી શરીર બગડે છે. સારૂં સારૂં ખવડાવવાની ટેવ પણ શરીરને નુકસાન કરેછે.

ટટાર ઉભા રહેવું અને ચાલવું એ માણસના શરીરના સ્વભાવસિદ્ધ ગુણ કહેવાય છે; તો પણ તે શીખવ્યા વગર આવતા નથી. બે આંગળીઓ ઝાલીને માતા છોકરાને ઉભું કરેછે, અને ભીંત કે કોઇ બીજા અડથલા આગળ રાખીને તેને ટટાર ઉભા રહેતાં શીખવે છે. એજ પ્રમાણે આંગળીએ

એ એક ટેવનો વિશેષ લાભ છે. આપણે કોઇને ઘેર જવા નીકળીએ છીએ, ત્યારે રસ્તામાં મન ગમે ત્યાં ભટકતું હોયછે, કે તે ગમે તે વિચાર કરતું હોય છે, તે છતાં આપણા પગો ખરે રસ્તે ચાલે છે. કંઇ અડચણ આવે તો તે દૂર કરે છે, જે ખાંચામાં વળવાનું આવે ત્યાં વળે છે, અને જે ઘરમાં પેસવાનું ત્યાં પેસે છે. આ ક્રિયા ટેવને લીધે મનની મહેનત વિના થાયછે. જેને સારાં કૃત્ય કરવાની ટેવ પડે છે, તેને હાથે અનાયાસે સારાં કૃત્ય થાયછે. કોઇ દુ:ખી દીઠું કે તેની લાગણી કે દયાવૃત્તિ ઉશ્કેરાય છે, અને તેને કંઇ આપવા સારૂ ઝટ ગજવામાં હાથ નાંખે છે. છોકરાને અમુકવખતે વાંચવાની ટેવ પાડી હોય, તો વખત થયો કે તે ચોપડી લઇ પોતાનુ કામ કરવા બેસી જાય છે, તેને પછી ટોકવાની જરૂર પડતી નથી. ધ્યાન દઇ વાંચીને મગજમા ઉતારવાની ટેવ પાડી હોય, તો ઘણું ગોખવાની જરૂર પડતી નથી. મનની શક્તિ જો કસવાની ટેવ પડવાથી તે કસાય છે. સ્વભાવની પેઠે તે ટેવ પણ જારી રહે છે, તેથી તે સારો લાભ કરે છે. અંગ્રેજીમાં ટેવને બીજો સ્વભાવ અથવા દશ સ્વભાવ કહે છે, તે ઘણે દરજ્જે ખરૂં છે. પડી ટેવ ટળતી નથી એમ આપણે પણ કહીએ છીએ, માટે બાળકને સારી સારી ટેવ પાડવા માતાએ કાળજી રાખવી જોઇએ.

હવે બાળ કેળવણીમાં કયી ઉપયોગી ટેવો માતા થોડા યત્ને લાવી શકે તે જોઇએ. સ્વચ્છતા, વ્યવસ્થા, સફાઇ, નિયમિતપણું, વખતસર કરવું, કરકસર, ખરા ખોટાની સમજ ને પ્યાર એ ટેવો બાળકને નાનપણથીજ એવી રીતે પાડવી જોઇએ, કે તે જાણે અનાયાસ શ્વાસોશ્વાસ લેતું હોય તેમ લાગે.

સ્વચ્છતા. જ્યાં છોકરાં ખેલતાં ઉછરતાં હોય તે જગા વળી સૂવાને ઘણી સ્વચ્છ રાખવી જોઇએ. કચરો ને ગંદકી ત્યાં લેશ માત્ર પણ હોવાં ન જોઇએ. કોઇ જાતની ત્યાં દુર્ગંધ આવવી ન જોઇએ. છોકરાની ઘ્રાણેન્દ્રી એવી તીવ્ર કરવી જોઇએ કે કોઇ પણ જાતની બદબો તેને તુરત માલમ પડી આવે. દુર્ગંધ એવી ખરાબ ચીજ છે કે તે હવાની સાથે ફેફસામાં જઇ ઘણું નુકસાન કરે છે. ખંડમાં હવા અજવાળું જોઇએ તેટલું આવવું જોઇએ, એટલુંજ નહિ, પણ ગંદાં કપડાં પર તેને અણગમો થાય એવી ટેવ પાડવી જોઇએ. ધોબીના ધોયલાંજ કપડાં જોઇએ એમ નથી; પરંતુ તે મેલાં હોવાં ન જોઇએ. ઘણાં બાળક ગંદા કપડાંની દરકાર કરતાં નથી; પરંતુ માતાએ તેવાં કપડાં વિષે તેના મનમાં છીટ પેદા કરવી જોઇએ. શાહી વડે હાથ

બગડે ત્યારે કે તે કોઈ બીજા કારણથી મેલા થાય ત્યારે સારી રીતે ધોવાની તેને ટેવ પાડવી. આંખે પાચા વળે કે નાક ચુવા કરે ત્યારે તે ઝટ સાફ કરવાનું તેને શીખવવું. માથાના વાળ હોળી ચોળીને સાફ રાખવા તરફ માતાએ લક્ષ આપવું. તેને નવડાવતી વખતે તેના શરીરના તમામ અંગ ચોળાય મસળાય અને તેના કોઈ ભાગ ઉપર મેલ રહે નહિ એમ કરવું. બાળકને હાથે પગે ઘણી વાર મેલના થપરડા જોવામાં આવે છે, તેથી ખસ થાય છે ને તે ખરાબ દેખાય છે. ચામડીના ઘણા રોગ મેલથી થાય છે. મોટાં થયા પછી છોકરાં નાગાં નહાય કે હરે ફરે, તો માતાએ તેમને વારવાં જોઈએ. લખવાનો સરસામાન સ્વચ્છ રાખવો. સુવાની પથારીઓ મેલી ન જોઇએ. છોકરાં માબાપની ને વડિલની નકલ કરે છે, માટે તેમણે પોતે સ્વચ્છતા વગેરેનો દાખલો આપવો જોઇએ. છોકરાને નાનપણથીજ જો સ્વચ્છતા વગેરેની ટેવ પડી, તો તે જન્મ પર્યંત લાગુ રહેશે.

વ્યવસ્થા. ઘરમાં સર્વ વ્યવસ્થિત હોય, અને માતાને છોકરું વ્યવસ્થિત લુગ્ગે તો તેને વ્યવસ્થાની ટેવ પડે. ભાગલો સરસામાન કે ફાટાં ટૂટાં લુગડાં એમનાં એમ કદી વાપરવા નહિ. કંઇ ચીજ ભાગવાથી કે મેલી થવાથી ખરાબ થઇ તો તે બદલવી જોઇએ, એવો વિચાર છોકરાંના મનમાં આણવો. એથી એક અગત્યનો ગુણ એ દાખલ થશે કે ભાગવા કે ફાટવાથી ખરાબ થએલો વસ્તુ ઉપયોગમાં લઇ શકાતી નથી માટે તેને બનતા સુધી ભાગવા કે ફાટવા ન દેવી. એથી તેઓ સભાળ વાળાં થશે. અપૂર્ણ કે ખરાબ દેખાય એવી ચીજ વાપરવાની ટેવ પડવા દેવી એ સારૂં નથી. કેટલાંક છોકરાં બોરીઆં (બટન) ન હોય તો પણ બંડીઓ ડગલા પહેરે છે, અથવા કસો છતાં તે બાંધતાં નથી, અગર ફાટેલાં વસ્ત્ર પહેર્યા કરે છે ? ઘણાં છોકરાં બદલેલાં કપડાં ગમે તેમ અને ગમે ત્યાં નાખી દે છે, તેથી તે મેલાં થાય છે, બગડે છે, ને જોઇએ ત્યારે હાથ લાગતા નથી, તેમ એથી ઘરમાં અવ્યવસ્થા દેખાયછે, ને છોકરાને ખોટી ટેવ પડે છે. એજ રીતે તેઓ નિશાળેથી આવ્યા પછી દફ્તર પુસ્તકો વગેરે ભણવાનો સરસામાન ગમે ત્યાં નાખે છે, ખરડેલે પગે ઘરમાં પેસે છે, અને ભોંય, ચટાઇ, જાજમ કે શેતરંજી બગાડે છે. પોતાનાં રમકડાં વગેરે અમુક ઠેકાણે ગોઠવીને મૂકતાં નથી. હાથમાં કંઇ આવ્યું તો તેને ભાગીને કે ફાડીને તેના ટુકડા ગમે ત્યાં નાખે છે. કોયલા કે ચાકવડે જમીન, ઉપર ભીંતોએ અને જ્યાં ફાવે ત્યાં ગમે તેવા લીટા કરે છે. એ માટે નાનપણથીજ છોકરાંને પોતાનાં રમકડાં, કપડાં,

સરસામાન વગેરે મુકરર કરેલી જગાએ ગોઠવીને મૂકવાની કે સાચવીને લેવાની ટેવ પાડવી. કયું કયા ને કેવી રીતે ગોઠવીને મૂકવું એની જો તેમને ટેવ પડી હશે, તો બીજું કાંઈ તેમની ગોઠવણ બદલશે તો તેમને ખરાબ લાગશે, અને મોટી ઉમ્મરે તેઓમા વ્યવસ્થાનો ગુણ ચાલુ રહેશે.

સફાઇ. સફાઇ વ્યવસ્થાને મળતી આવે છે, પરતુ એ બને એક નથી. દરેક વસ્તુ મૂકવા માટે જેમ અમુક સ્થળ જોઇએ, તેમ દરેક વસ્તુ તેને માટે મુકરર કરેલી જગાએ ગોઠવવી જોઇએ, તેનીજ સાથે જેથી શોભાયમાન દેખાય એવી અનુકૂળ જગાએ દરેક જણસ ગોઠવવી જોઇએ, એવે બાળકને સુઘડતા, સુદરતા ને વ્યવસ્થાનો શોખ નાનપણથી લાગે એમ કરવુ. છોકરીઓ ઢીંગલા ઢીંગલીની રમત કરે છે તે વખતે અનેક વસ્તુઓ ભેગી કરી ગોઠવે છે, તે યથાસ્થિત ને શોભા આપે એવી ગોઠવાઈ છે કે કેમ તે માતા જુએ ને પસદ કરે, તો ગોઠવનારને આનદ થાય છે. ખોડ બાપણ બતાવી તે સુધારવાનુ કરે તો તે નારાજ થતા નથી આમ કાવામાજ એક જાતની કેળવણી મળે છે. પોતાના કપડાની ગડીઓ તેઓ સફાઇ બધ કરે, તોઇફીત વળી ન જાય કે કપડાને કરચલીઓ પડી ન જાય તે ઉપર ધ્યાન આપતા શીખવવુ છોકરીને રાધતા શીખવતી વખતે સફાઈ ઉપર ઘણુ લક્ષ આપવુ અનાજને ધ્યાનથી વીણુવુ, ઝાડવુ, ને ધોવુ, વાસણુ માજીને તથા લોઢીને સાફ રાખવા ચૂને મૂકવાના વાસણને જોઇએ તેવા કટવાળા કરવા, મિસનસર પાટલા ને લોટા પચપાત્ર મૂકવા, મુકરર કરેલે સ્થળે ક્રમવાર ને સફાઈથી શાક પાન અદિ પીરસવા. આ સૌ ઉપર ધ્યાન આપવાથી સફાઈની ટેવ પડી જાય છે. બાગમાથી ફુલ લાવી છોકરી હાર ગજરા ગુથતા હોય, તો કયે ઠેકાણે કેવા ફૂલ પરોવવા, કયા રગ સાથે કેવો રગ શોભે, અને શોભી ઉઠે એવા હાર ગજરા કેમ ગુથાય તે બતાવવુ જોઇએ. કપડા શીવવામા ને ભરત ભરવામા પણ રગની ખૂબીઓ ને તે મેળવવાની સફાઈ બતાવવી જોઇએ. નાનપણમા આવી બાબતો પર લક્ષ આપવાથી મોટપણે એકાદ હુનરમા તેઓ પ્રવીણતા મેળવી શકે છે.

નિયમિતપણાની ટેવ જરૂરની છે વખત સર કરવુ એ નિયમિત પણામા આવી જાય છે. પાછળ કહ્યા પ્રમાણે છેક બચપણથીજ છોકરાને ધવડાવવા સુવડાવવાનુ નીયમિત રીતે અને નીમેરે વખતે કરવુ જોઇએ. છોકરૂ રૂએ તે ઉપરથી નિયમિત પણુ તોડવુ નહિ. છોકરાને રોતુ જોઇ ઘણી

માતાઓ દયા ખાય છે, અને તેને વખત બે વખત ધવડાવે છે, ગોદમાં લે છે, તથા તે જે લેવાની હઠ કરે તે તેને આપે છે. પરંતુ એ પ્રમાણે કરવાથી છોકરૂં અનિયમિત અને હઠીલું થાય છે. સારી ટેવ પડવાની ખાતર તે રોતું હોય તો ભલે રૂએ, અગર વખતે તેને ધમકાવવા મારવાની જરૂર પડે તો તેને ધમકાવવું મારવું પણ જોઇએ. ધમકાવવા મારવાનું કામ ન ચાલેજ કરવું. જેમનામાં કંઇ સમજ આવી ન હોય તેને ધમકાવવા મારવાથી લાભ થતો નથી. નાના બાળકને તો તેની ઇચ્છા પ્રમાણે ન કરવા દેવું એજ તેને સુધારવાનો ઇલાજ છે. વળી સમજ આવ્યા પછી માતાની નાપસંદગી કે નારાજપણું બાળકને સુધારે છે, કે માત્ર ટકોરવાથીજ તે પાશરૂં ચાલે છે. શારીરિક સારી ટેવ વડે આગળ જતાં માનસિક સારી ટેવ પડે છે.

ફરજ—ડાકતર કાર્પેન્ટર જણાવે છે કે બાળક નાનપણમાંજ તેણે શું શું કરવું જોઇએ તે સમજે છે, અને આ ફરજની સમજ પ્રથમ તેની માતા કે ધાવ વિષે હોય છે. તે થોડી મુદતમાં તેના પિતા કે શિક્ષક ભણી વળે છે. જ્યારે ફરજ સંબંધીના વિચાર અજાણી શકિત (ઇશ્વર) વિષે તેના મનમાં આવે છે, ત્યારે તે ધર્મનું સ્વરૂપ પકડે છે. આસપાસનાના બોલવા વડે તથા આચરણ વડે છોકરૂં સમજણું થતાં અગાઉ તેનામાં ફરજના વિચાર દાખલ થાય છે, અને તે તોડવાથી શું પરિણામ આવે તે પણ તે જાણી શકે છે. ફરજ ન પાળવાથી સજા થાય છે, તે કંઇ દ્વેશ ભાવથી નહિ, પણ માબાપ પોતાનું કર્તવ્ય સમજીને તેને સુધારવાના હેતુ વડે પ્યારથી દોરાઇને કરે છે, અને તેથી જેટલું બાળકને દુઃખ થાય છે, તેટલું માબાપને થાય છે, એ વાત તેના સમજવામાં આવે, તો તે જેમ માબાપની આજ્ઞા માનનાર થાય છે, તેમ પરમ કૃપાળુ મહા પિતાની ઇચ્છાને જન્મ પર્યંત તાબે થવાનું શીખે છે. છોકરૂં નાની વયમાંજ માબાપના કહ્યામાં રહેવાની ઇચ્છા કરે છે. માબાપ કંઇ ચીજ માગે, કે કંઇ જવાનું કહે, તો તે ઝટ હુકમ ઉઠાવવા તૈયાર થાયછે. માતા જે કહે તેને ખરૂં માને છે, અને તેના વચનનું ઉત્થાપન કરવામાં તે ખોટું સમજે છે. આ ટેવ જારી રહે ને વૃદ્ધિ પામે, માતા પ્રત્યેની પોતા પ્રત્યેની અને ઇશ્વર પ્રત્યેની ફરજો તે ધીમે ધીમે સમજતું જાય અને આચરતું જાય, એમ કરવાનું વિકટ કામ માતાને શિર છે. અર્થાત્ આગળ જતાં છોકરૂં સુધરે કે બગડે તેનો મુખ્ય આધાર માતાની કેળવણી ઉપર રહે છે.

ખરાખોટાની સમજ–ફરજની સાથે ખરા ખોટાની સમજ ઉત્પન્ન થાય છે; કેમકે શું કરવા યોગ્ય છે ને શું કરવા લાયક નથી, એ સમજ્યા વગર ફરજ અદા થઇ શકતી નથી. પરંતુ ખરા ખોટાના વિચાર આસપાસનાં માણસોની વર્ત્તણુક ઉપર આધાર રાખે છે. જો માતા અને ભાઈ ભાંડુ તે ઉપર લક્ષ આપતાં ન હોય, તો છોકરાંને એ વિચાર આવશેજ કયાંથી? જો આસપાસનાં માણસો ખરાને ખોટું કરે, કે ખોટાને ખરૂં કરે, અથવા ન્યાય અન્યાય ન જુએ, અથવા બીજાના હક ઉપર લક્ષ ન આપે, તો છોકરૂં પણ તેમના જેવાજ વિચારનું થાય. ઘણાં ખરાં છોકરાંમાં પોતાના હક વિષેની સમજ સ્વાભાવિક હોય છે. તેના પોતાના વાજબી હક જેમ જાળવવાની પેરવી થવી જોઇએ, તેમ બીજાના હકને માન આપવાની ટેવ જેમ બને તેમ જલદી પાડવી જોઇએ. મોટાંનું દૃષ્ટાંત તે આ બાબતમાં છોકરાંને સૌથી સારો ધડો છે. મોટાં ભાંડુઓનું તેઓ અનુકરણ કરે છે, માટે સૌથી પહેલું છોકરૂં હોય તેને ઉછેરવાની ને કેળવવાની માતાએ સૌથી વધારે કાળજી રાખવી; કેમકે તેનું અનુકરણ બીજાં છોકરાં કરવાનાં છે. પોતાના ને બીજા ભાંડુના હક જે સમજે છે, માબાપ કોઇને વધારે ઓછું આપે છે તે સકારણ અથવા વાજબી છે, એમ જે જાણે છે, તે કજીઆ કંકાસથી દૂર રહે છે, અદેખાઇથી અળગું રહેછે, અને મોટું થયે ખરા ખોટાની સમજ પડે તે સુકાર્યો કરી મોટાઇ ને યશ મેળવે છે.

પ્યાર–માતાનો છોકરાં ઉપર અટળક પ્યાર હોય છે. એ પ્યાર વડેજ છોકરાંને ઉછેરવાની કે કેળવવાની કાળજી તે રાખે છે, એટલુંજ નહિ, પણ તેને માટે તે ઘણું દુઃખ પણ વેઠે છે. બાળક જેમ જેમ મોટું થતું જાયછે, તેમ તેમ માતા પોતાને માટે જે તસ્દી લે છે તે સમજતું જાય છે; તેમ માતા પોતાના ઉપર કેવો ને કેટલો પ્રેમ રાખે છે, તેનું પણ તેને ભાન થાયછે. બીજાં કારણથી નહિ તો પોતાના સુખ માટે માતા દુઃખ વેઠે છે, એ ઉપકાર વડેજ છોકરાંને માતા ઉપર વહાલ આવે છે. પ્યાર સ્વાભાવિક ને ઈશ્વરી છે, તથા તે અન્યો અન્ય છે, એ વાત આપણે પહેલાં જણાવી છે. માતાના પ્રેમની છાપ બાળકના હૃદયમાં પડે છે, તેથી તેનું હૃદય પ્રેમાળ થાયછે. એ પ્રેમ વૃદ્ધિ પામે છે, અને કુટુમ્બનાં બીજાં માણસો તરફ પ્રસરે છે. જે તેને હેતથી બોલાવે, રમાડે, જોઇતા ચીજ આપે ને માથા ફેખાડે, તેના ઉપર

બાળકને વહાલ આવેછે. નાનાં છોકરાં પોતાના શિક્ષક ઉપર ઘણો પ્રેમ રાખેછે. છોકરાંની પ્રેમાળ લાગણી કમી ન થાય પણ હમેશ વૃદ્ધિ પામતી જાય, એવું માતાએ કરવું જોઇએ. પ્રેમાળને જગત્ પ્રેમ મય લાગે છે, જગતના કર્ત્તા ભણી પ્રેમ વહેવા માંડે છે, અને તે આ ભવમાં ને આવતા ભવમાં સુખી થાય છે. જો પ્રેમાળ ન હોય તો ઉમાડ જેવાં રહી નથી થતાં પોતે સુખી કે નથી કરતાં બીજાને સુખી.

છોકરાંને નીતિનું અને ધર્મનું જ્ઞાન આપવું એ માતાની પહેલી ને અગત્યની ફરજ છે. નીતિનું શિક્ષણ નિશાળમાં જોઇએ તેવું અપાતું નથી, અને ધર્મનું શિક્ષણ આપવાની તેમાં મના હોવાથી આ બંને શિક્ષણ ગૃહ–કેળવણીનો ખાસ વિષય ગણવો જોઇએ. આ શિક્ષણ દૃષ્ટાંતથી સારું મળે છે. જે ઘરમાં સર્વ વ્યક્તિઓ નીતિમાન ને ભક્તિમાન હોયછે, તે ઘરમાં છોકરાં પણ તેવાંજ નિવડે છે. માતા પોતે વારે વારે જુઠું બોલતી હોય તો છોકરાં પણ જુઠા બોલાં થશે. માતાને ગાળો ભાંડવાની ટેવ હશે, તો છોકરાંમાં એ ટેવ દાખલ થશે. માતા હઠીલી વઢકારી, દ્વેષી, ને અન્યાયી હશે તો છોકરાંમાં તે અવગુણ આવશે. છોકરાંને નીતિમાન કરવાનો બીજો માર્ગ એ કે, તેઓ જ્યારે અવળે રસ્તે ચઢે, ત્યારે તેમને ટોકવાં ને પોતાની નાપસંદગી બતાવવી. કોઇ માતાઓ એવી હોય છે કે છોકરું પોતાના ભાઇબંધનું કે પડોશીનું કંઇ ચોરી લાવે તો તે નિરાંતે ઘરમાં મૂકે, અને બચ્ચાંને કંઇ કહે નહિ. આથી છોકરાંને એક પ્રકારની ઉશ્કેરણી મળેછે; અને તે આગળ જતાં ચોર થાયછે. છોકરાંને નઠારી ટેવ પડી હોય તો તે છૂટી જાય ત્યાં સુધી માતાએ જરૂર પૂરતા ઇલાજ લેવા જોઇએ. છોકરાનું મન દુઃખાય, તે કંકાસ કરે, કે તેને માર પડે, તેથી ન ડરતાં તેની ચાલ હરેક રીતે સુધારવીજ જોઇએ. જેમ છોકરું સમજણું થાય, તેમ નીતિનાં તત્વોનું બીજ તેના અંતઃકરણમાં વાવવું જોઇએ. સારું શું, ખોટું શું, અમુક કૃત્ય પુણ્યનું કે કલ્યાણકારી શામાટે અને અમુક કૃત્ય પાપી કે અકલ્યાણકારી શામાટે તેની સમજ તેને આપવી જોઇએ. પોતા પ્રત્યેની, બીજાં પ્રત્યેની અને ઇશ્વર પ્રત્યેની પોતાની ફરજો શી છે તે વિષેનું ભાન તેને ધીમે ધીમે થવું જોઇએ. ધર્મ તે શું તેની બાળકને સમજ પડતી નથી, તેથી તે વિષે સમજ આપ્યા વગર બોધ આપવો નકામો છે; પરંતુ પરમ કૃપાળુ પરમેશ્વર સબંધે

તેને કંઇ વિચાર બચપણથીજ આપવા જોઇએ, અને તેની સ્તુતિ પ્રાર્થના કરવાની તેને ટેવ પાડવી જોઈએ. છોકરાં અંગ્રેજી ભણ્યા પછી નાસ્તિક, સંશયી કે પરધર્મને ચહાનારાં થાય તો તેનો દોષ મા બાપને શીર રહેછે; કેમકે સ્વધર્મ કે ખરા ધર્મ સંબંધે તેમને જ્ઞાન આપવાની તેમણે નાનપણથીજ કાળજી રાખી નહિ. વિલાયતમાં રહી સારૂં જ્ઞાન પામેલા એક મોટા હોદ્દેદારની માતાએ તેને નાનપણથીજ શ્રીમદ્‌ભાગવત વાંચવાની ટેવ પાડી હતી, તેથી તેના બીજી બાબતોમાં ગમે તેવા વિચાર હતા, તથાપિ તે રોજ થોડો ઘણો વખત શ્રીમદ્‌ભાગવત વાંચવામાં ન ગાળે તો તેને ચેન પડતું નહિં. નાનપણની ટેવ કે તે વખતે પડેલી છાપ કેટલી અસર કરેછે, તેનું આ દૃષ્ટાંત છે,

હવે બુદ્ધિની કેળવણી વિષે વિચાર કરીએ. હમણાં હમણાં છેક નાની વયનાં એટલે ચાર પાંચ વર્ષનાં બાળકને નિશાળે મોકલવાનો રિવાજ વધતો જાય છે. આપણી નિશાળોમાં બાળ કેળવણીની જોઇએ તેવી ગોઠવણ નથી; તેથી વિલાયતમાં જે બાળ શાળાઓમાં નાનાં બચ્ચાંને લાભ મળેછે, તે આપણે અહીં મળતો નથી. એથી ઉલટું નાનાં બચ્ચાંને લાંબા વખત સુધી એક જગાએ ગોંધી મૂકવું, અને તેને ન રૂચે કે તેના મગજમાં ન ઉતરે એવું શીખવવું, તેને જે ફરવા હરવાની ને રમવા કુદવાની આવશ્યકતા તે તેને ન પુરી પાડવી, અને શાળાની વ્યવસ્થાના સખત ધારાનો તેના ઉપર અમલ કરવો, એ સૌથી બાળકના તનમન ઉપર માઠી અસર થાય છે. એના કરતાં નાની વયમાં માતા પોતે જો બાળકને રમત ગમતની સાથે તેને રૂચતું અને તેની શક્તિને માફક આવતું જ્ઞાન આપવાનું માથે લે, તો તેથી ઘણો લાભ થાય. પરંતુ આ કામ કંઇ સહેલ નથી. માતાઓ જ્યાં સુધી સુશિક્ષિત ન થાય ત્યાં સુધી તેઓ શિક્ષકનું કામ કરવાને અયોગ્ય છે. વળી તેની સાથે નાનાં બાળકને કેમ શીખવવું તેનું શાસ્ત્ર અને કળાથી માતા વાકેફગાર થવી જોઇએ. શિક્ષણશાસ્ત્ર એ એક મોટો વિષય છે. તેમાંનું નિદાન કેટલુંક જ્ઞાન માતાને હોવું જોઇએ. શિક્ષણશાસ્ત્રમાંથી મુખ્યકરી બાળ શિક્ષણ અથવા જેને કિન્ડરગાર્ટન પધ્ધતિ કહેછે તે વિષેનું જ્ઞાન માતાને અવશ્ય હોવું જોઇએ. અમુક પદાર્થ હાથમાં લઇ તે વિષેનું કેટલુંક જ્ઞાન વાતમાંને વાતમાં આપી શકાય છે. વાતથી છોકરાંને રસ પડે છે અને તે સાંભળવામાં તેઓ લક્ષ આપે છે.

છોકરાંને કહેવાની કેટલીક વાતો એવી હોય છે કે જે વડે છોકરાં નવું નવું જાણે છે ને તેમને બોધ પણ મળેછે. છોકરાં વાતોનાં બહુ રસિયાં હોય છે, તેથી ઘણું શિક્ષણ વાતો રૂપે આપી શકાય તો તેથી તેમને લાભ થાય. છોકરાં પોતાની મેળેજ નવું નવું જાણવાની ઇચ્છા કરેછે, તેથી તેમના યત્નમાં માતા તરફથી થોડી મદત મળે તો તેમનો હેતુ પાર પડે. છોકરાંને બહાર ફરવા લઈ જવામાં આવે, તે વખતે જે જે નવા પદાર્થ તેમના જોવામાં આવે, તે વિષે કંઈને કંઈ કહે અથવા ઘેર આવ્યા પછી તે વિષે વાત કાઢે, તો તેથી ઘણું જ્ઞાન છોકરાંને મળે. નદી, તળાવ, ટેકરા, ડુંગરા જોવામાં આવે તે વિષે કંઇને કંઇ વાત કરવાથી ભૂગોળ વિદ્યાના જ્ઞાનનું બીજ રોપાય છે. ઝાડપાલા તરફ લક્ષ ખેંચવાથી વનસ્પતિશાસ્ત્રનું અને પ્રાણીઓ સંબંધે સમજ આપવાથી પ્રાણીવિદ્યાનું બીજ છોકરાંના મનમાં રોપાયછે. રાજા રાણીઓની કે મહા પુરૂષોની રમુજી વાતો વડે ઇતિહાસના જ્ઞાનનો અંકુર ફૂટેછે. છોકરાં ખોટું બોલે કે અશુદ્ધ લખે તે સુધારવાથી એટલે તેમની ચૂક બતાવવાથી વ્યાકરણ શાસ્ત્રનો પાયો નંખાય છે. આંગળીઓ, વેઢા, નજીકના પદાર્થ, ચિચોડા, બદામ, લખોટીઓ, પૈસા વગેરે ગણાવવાથી તેનામાં સંખ્યાની સમજ આવે છે. ચિચોડા વગેરે ગણ્યા હોય તેમાં થોડા ઉમેરી કે કાઢી લઇને કેટલા થયા કે કેટલા રહ્યા એ શીખવ્યાથી સરવાળા, બાદબાકીનું મોઢેથી જ્ઞાન મળેછે. એ ઉપરથી ટકા પૈસાના મોંના હિસાબ પણ ગણતાં શીખવી શકાય છે. આ રીતે કરવાથી અંકગણિતના જ્ઞાનનું બીજ છોકરાંના મગજમાં રોપાય છે. નાનપણમાં એકડે એકથી શરૂ કરી સંખ્યા તથા પાડા ગોખાવવામાં ને લખાવવામાં આવે તે છોકરાંને બહુજ આકરું લાગેછે; કેમકે તે સમજણ વગરનું રસ વગરનું પોપટીઉં જ્ઞાન હોય છે. અંક લખતાં શીખવામાં કેટલીક યુક્તિઓ જૂના વખતમાં વપરાતી તે ઠીક હતા. 'એકડો કઢાવવો હોય તો છોકરાના મોં આગળ કરૂં મુકીને તેનો આકાર કઢાવવામાં આવતો કે વીંટી કઢાવી તેમાં એક પાણ ઉમેરવામાં આવતી. ચોગડો કઢાવવો હોય તો ચીપીઓ કઢાવે, આઠડો કઢાવવો હોય તો વાંશી કઢાવે અને નવડો કઢાવવો હોય તો ચૂલો કરી તેમાં લાંકડું ખોસાવે! આ રીત જરા ગામડીઆ જેવી લાગે છે; પરંતુ અંકની આકાર સાથે મેળવણી કરવાથી તે છોકરાને રૂચે છે, અને તેના મગજમાં ચિત્રવિદ્યાનો અંકુર પ્રવેશ કરેછે. વસ્તુઓના રંગ આકાર વગેરે બતાવી તેનાં નામ શીખવવાં અને નવી નવી વસ્તુઓ તથા તેનાં ગુણનાં નામ આપવાં. એથી જેમ બાળ

કને પદાર્થનું જ્ઞાન થાયછે, તેમ તેના ભાષા જ્ઞાનમાં વધારો થાયછે. સાદી ને રમુજી કવિતા છોકરાને પ્રિય લાગેછે, અને તે હોસે હોસે તેઓ મોઢે કરેછે. એથી અમુક બાબતોના જ્ઞાનની સાથે ભાષા જ્ઞાન વધેછે, અને કવિતા તરફ તેમનું મન ખેંચાય છે. અક્ષર જ્ઞાન આપવા માટે પણ પહેલાં કેટલીક યુક્તિઓ વપરાતા; એટલે કક્કો કેવલો, ખખ્ખો ખાધેલો, ગગા ગોરી ગાય વાય વગેરે. એ રીતે શીખવાથી છોકરાને રમુજ પડતા ને અક્ષર યાદ રહેતા. વળી કાકાનો ક, ખાંડનો ખ, ગામનો ગ, એ શીખવવાની પધ્ધતિ પણ સારી છે. લાકડાના કે બીજી વસ્તુના જૂદા જૂદા અક્ષર ઓળખાવવાથી પણ ગોખાવવા કરતાં ઓછી મહેનત પડેછે. વિલાયતમાં ખાંડના અક્ષર કરેછે, અને છોકરાંને બેસાડી તેમાથી જે અમુક અક્ષર ખોળી કાઢે તેને તે ખાઇ જવાની પરવાનગી મળેછે, તેથી છોકરાં આનંદ ભેર અક્ષર ઓળખવામાં ધ્યાન આપે છે. શબ્દ ઉપરથી અક્ષર જ્ઞાન આપવાની પધ્ધતિ જે હોપ સાહેબની પહેલી ચોપડીમાં બતાવી છે, તે સર્વથી સારી છે અને તે શિશુઓને બહુ અનુકૂળ છે.

આ રીતે છોકરાને માફક આવે, તેમને રમુજ લાગે, અને તેમનો મન, તનની શક્તિઓ ઉપર ભારે બોજો ન પડે તેમ માતાએ શિક્ષણ આપવું જોઇએ. દરેક વિષય કેમ શીખવવો એ શિક્ષણશાસ્ત્રની બાબત છે, અને તે વિષે વિસ્તારથી કહેવાની આ જગા નથી, માટે ઉપર કેટલાક ટુંકામાં ઇસારા કર્યા છે. ચાર પાચ વર્ષની વયે નિશાળે મોકલવા કરતાં માતા ધારે તો તે છોકરું બોલતું થાય, ત્યાંથીજ શિક્ષણની શરૂઆત કરી શકે, અને જો તે કુશળ હોય તો છોકરાને રમુજની સાથે ઓછા પ્રયાસે તે પાંચ છ વર્ષનું થાય ત્યાં સુધીમાં એટલું જ્ઞાન આપી શકે, કે ચાર પાંચ વર્ષની વયે નિશાળે દાખલ થઇને સાત આઠ વર્ષની વય થાય ત્યાં સુધી પણ તે શીખી ન શકે. વિલાયતમાં આ પ્રમાણે થાય છે, એટલે છોકરાને ઘરની અંદર માતાઓ કે આયાઓ તરફથી સારૂં જ્ઞાન મળે છે.

શાળાને લગતા કેળવણી ઉપરાંત છોકરાંને જે અનુભવી જ્ઞાનની જરૂર છે, તે માબાપ તરફથી ઘેર મળવું જોઇએ. નિયમિત વિદ્યા ઉપરાત મોટી વયે સંસારમાં બીજી ઘણી બાબતોનો ખપ પડે છે. તેના અજ્ઞાનથી-“ ભણ્યાં પણ ગણ્યા નહિ ” એ દોષ જુવાન સ્ત્રી પુરૂષને

માથે મુકાય છે. આવું જ્ઞાન જ્યાં સુધી નિશાળમાં આપાતું થાય નહિ, ત્યાં સુધી તે ઘેરથીજ મળવું જોઇએ. બજારમાંથી કોઇ વસ્તુ લાવવી હોય, તો મોટાં છોકરાંને પણ તે લાવતાં ન આવડે. ગણિતનું સારૂં જ્ઞાન ધરાવતાં છતાં તે વિષેના મોઢેથી હિસાબ ગણી, પૈસા ચૂકાવતાં ન આવડે, કાગળ કે દર દસ્તાવેજ લખી ન શકે, જરાક કપડું ફાટ્યું કે દરજી ઉપર આધાર રાખવો પડે, મહજ દરદ થયું કે અકસ્માત્ થયો તો વૈદ્ય, ડૉક્ટર વગર પૈડું ન હાલે, બાજાની સાથે કેમ વર્તવું કે તેની સાથે કેવી રીતે ને શી વાત ચિત કરવી તે ન જાણે, ઘરના ને નાત જાતના રીત રિવાજની પણ વાકેફગારી ન હોય, ગાડી હાંકતાં, ઘોડે બેસતાં, કે સહેજ સુતાર લવારનું કામ ચલાવી લેતાં છોકરાંને ન આવડે, તો છોકરો ને છોકરી ભણ્યાં પણ ગણ્યાં નહિ એ વર્ગમાં મુકાય, અને મોટાં થાય ત્યારે તેમને ઘણી અડચણ પડે.

છોકરીઓને અનુભવી જ્ઞાન આપવા તરફ માતાએ ખાસ લક્ષ આપવું જોઇએ; કેમકે તેવું જ્ઞાન તેમને કન્યાશાળામાંથી બહુ કરીને મળતું નથી. આપણી જ્ઞાતોના બધારણને લીધે તથા ચાલતા આવેલા રીતરિવાજને લીધે છોકરી કેવે ઠેકાણે પડશે તેનો નિશ્ચય નથી. માબાપને ઘેર ચાકર રસોઇઆ ને ગાડી ઘોડા હોય, અને છોકરીને વખતે ગરીબ ઘર મળે કે એથી ઉલટો બનાવ બને. પોતાને ઘેર રસોઇઆ ચાકર હોવાથી છોકરી પગપર પગ ચઢાવીને બેશી રહે, કંઇ કામ શીખે નહિ, અને મહેનતનાં કામ કરવાનો મહાવરો ન હોય, તો સાસરે ગયા પછી તેની શી વલે થાય ? તે દળવા જાય તો હાથે ફોલ્લા પડે, પાણીનું બેડું તેનાથી ઉચકી ન શકાય, રસોઇ વગેરે કામકાજની આવડત ન હોય, તો સાસુ નણંદ તેને મહેણાં મારે અને તેની માતાને ગાળો ખાવી પડે. કદાચ ઘરમાં એકલી હોય, તો ઘર-ખટલાનો સર્વ બોજો તેને માથે આવી પડે, અને તેને માટે તે ન લાયક નિવડે. એટલા માટે પૈસાદાર માબાપે પણ પોતાની છોકરીને ઘર-કામ શીખવવાનો અને તે વિષે થોડો ઘણો પણ મહાવરો રખાવવાનો યત્ન કરવો જોઇએ. આપણા દેશના રિવાજ પ્રમાણે ઘણાંખરાં બૈરાંને રાંધવાની જરૂર પડે છે. ચાકર નોકર ગેરહાજર હોય તો ઘરનું કામ કરવાની શ્રીમંત સ્ત્રીઓને પણ ફરજ પડે છે. ચાકર રસોઇઆ હોય, તોપણ તેમના કામકાજ ઉપર દેખ-

રેખ રાખવાની અને તેમને અજનવું બતાવવાની જરૂર પડે છે, તેથી એ બાબતમાં સ્ત્રીનું અજ્ઞાનપણું નુકસાનકારક અને અગઘડ ભરેલું છે. રસોઇઆ ઘણા કુશળ હોતા નથી, તેમ તેઓ રસોઇમાં જોઇએ તેટલા કાળજી રાખતા નથી, તેથી તેમને બતાવવાની અને તેમના પર દેખરેખ રાખવાની આવશ્યકતા છે. અનાજ, કપડાં લત્તાં ને બીજો સરસામાન કેમ સંભાળવો તે સ્ત્રીએ જાણવું જોઇએ. માદાને માટે કેવી રસોઇ કરવી અને તેમની માવજત કેવી રીતે કરવી તેની માહીતિ સ્ત્રીઓને હોવી જોઇએ. અકસ્માત્ બને ત્યારે તાતકાળિક શા ઉપાય લેવા તેની સમજ મનુષ્ય માત્રને હોવી જોઇએ. બાળકને કેમ ઉછેરવાં તેનું જ્ઞાન દરેક સ્ત્રીએ મેળવવું જોઇએ. સાસરે ગયા પછી કેમ વર્ત્તવું તેની સારી ને પૂરતી સમજ માતાએ છોકરીને આપવી જોઇએ. થોડું બોલવું ને લાજાળ થવું એ શિક્ષાની છોકરીને જરૂર છે. સાસુ, સસરા, નણંદ, દિયર, જેઠ, દેરાણી, જેઠાણી વગેરે સાસરાનાં સગા પ્રત્યે કેમ વર્ત્તવું તેનું જ્ઞાન દિકરીને આપવું જોઇએ. દિકરી સદ્ગુણી નીકળે અને તેની સાસરામાં તથા લોકોમા વાહવાહ થાય એ ઇચ્છા માતાએ રાખવી અને તેને અનુસરીને તેને શિક્ષણ આપવું.

જેને સાવકાં (ઓરમાયા) છોકરાં હોય તેણે તેમને પોતાનાં છોકરાં પ્રમાણે ગણી તેમને પાળવા પોષવાની ને કેળવવાની તજવીજ કરવી જોઇએ. તેઓ પોતાના ધણીનાં છોકરાં છે, અને તેઓ તેને માતા કહી બોલાવે છે, એટલુંજ નહિ, પણ ધર્મ શાસ્ત્રપ્રમાણે તેનું માતા તરીકે ભરણ પોષણ કરવાને તેઓ બંધાયલાં છે. ધણીનાં બીજાં સગા જેમ પોતાનાં સગાં ગણી લેવામાં આવે છે, તેમ તેનાં છોકરાંને પોતાનાં છોકરાં સમજવાં જોઇએ. ઘણી સ્ત્રીઓ સાવકાં છોકરાંની અદેખાઇ કરે છે, તેમના ઉપર વેર રાખે છે, અને તેમને અનેક રીતે હેરાન કરે છે. ન માયાં છોકરાં જેને વરા પડયાં હોય, તેણે તેમની બરદાસ કરવી એ તેની ફરજ છે. તેમનો આત્મા કકળાવવાથી પોતાનું અનહિત થાય છે. તેમને સુખમા રાખવાથી તેઓની અંતરડી આશીશ દેછે; આ વાત સાવકી માએ અવશ્ય ધ્યાનમાં રાખવી જોઇએ.

સાસુ એ પોતાના દિકરાની વહુની એક રીતે માતા થાય છે. દિકરાને પરણાવવા અને ઘેર વહુ લાવવા તે અધીરી થાય છે. ગમે તેટલું ખરચ

કરીને કે ગમે તે રસ્તે તે વહુ લાવવા યત્ન કરે છે, અને છોકરાંનું લગ્ન થાયછે, તે વખતે તેના આનંદનો પાર રહેતો નથી. એમ છતાં વહુ જ્યારે ઘેર આવે છે, ત્યારે તેની સાથેનું વર્તન ઘણી વાર અયોગ્ય જોવામાં આવે છે. નઠારી સાસુઓ વહુની ખોડો કાઢવા તૈયાર થાય છે, તેના પિયરની નાલાશી કરે છે, અને તેને પજવવામાં બાકી રાખતી નથી. તેને જોઇએ તેવું ખાવા પીવાનું મળતું નથી, તેને સ્વાભાવિક રીતે જે છૂટ મળવી જોઇએ તે મળતી નથી, તેને વિસામો ખાવાનો વખત મળતો નથી, તેની પાસેથી હદથી જાદે કામ લેવામાં આવે છે, અને કામમાં ચૂક થાય કે વાર લાગે તો તેના ભોગ મળે છે. નાની વયની છોકરવાદ વહુ સર્વ કામમાં પ્રવીણ હોય એ બનવું અસંભવિત છે. નાનપણમાં ઠરેલપણું ક્યાંથી આવે? એ વયે જનસ્વભાવ ઓળખવા અને સૌને રાજી રાખવાની શક્તિ ધરાવવી એ બનવા સરખું નથી. એટલી વયે તે મોટી ઉમરની સ્ત્રીના જેવું ને જેટલું કામ શી રીતે કરી શકે? સાસુ જ્યારે માતાને ઠેકાણે છે, ત્યારે જેવુ વર્તન તેની સાથે માતા રાખત, તેવું વર્તન તેણે રાખવું જોઇએ. તેનામાં જે જે

છોકરી કે વધૂની કેળવણી તથા નીતિ રીતિ ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. એ હલેતી વયમા ઘણી છોકરીઓ બગડે છે. તેમને રમવાનું કે સાહેલીઓનું સખીપણું છોડવાનું મન થતું નથી. તેમને કામ કરવા કરતાં રમવું વધારે પસંદ પડે છે; કેમકે આજ સુધી તેમને રમવાની ટેવ હોય છે. જો તેમને ખરાબ સહિયરો મળી હોય, તો તેમના સંગથી ગેરલાભ થાય છે. તેઓ તેમને અવળા માર્ગ બતાવે છે. સાસુ નણંદ વગેરે સાથે કેમ વર્ત્તવું તે વિષે તેઓ ખોટી સલાહ આપે છે. આ પળે છોકરીઓમાં માયાળુપણું, ચપળતા, અને સમજ શક્તિ સારી હોય છે, પરંતુ તેમને જો તેનો સદુપયોગ શીખવવામાં ન આવે કે તેમને ટકોરી ટકોરીને પાધરે રસ્તે ચઢાવવામાં ન આવે, તો એ ત્રણે વાનાનો ખોટો ઉપયોગ થાય છે. જો તે બે અક્ષર ભણી હોય, તો તેને પોતાના ભણતરનો ગર્વ થાયછે. જો તેને સારા દાગીના કે કપડા કરાવ્યાં હોય તો તેની આંખો ઓચીએ જાય છે. જો ઘરમા પૈસો હોવાથી તેનાં વધારે લાડ લડાવવામા આવતા હોય તો તેનામાં છાકોટો આવે છે. આ સમયે માતાની ખબરદારીનો ઉપયોગ થવાનો છે. જો તે છોકરીને યોગ્ય રીતે કેળવવામાં રૂએ રૂએ જીવ ન રાખે, તો છોકરી સુધરવાને બદલે બગડવાની. જીંદગીમાં કેમ ફતેહ પામવું તેનો મંત્ર આ સમયે તેનામાં મૂકવાનો છે. નિશાળમાં જે થોડું ઘણું શિક્ષણ તેને મળ્યું હોય તે માત્ર શિક્ષણની શરૂઆત સમજવાની છે. એ શિક્ષણ ઉપરાંત છોકરીને બીજું ઘણું શીખવાનુ છે. નિશાળેથી ઉઠી માટે તેણે વિદ્યાર્થી અવસ્થા પૂરી કરી એમ સમજવાનુ નથી. ખરી વિદ્યાર્થી અવસ્થા અને ખરૂં ભણતર તો હવેજ શરૂ થવાનુ છે. જે પોતાનો જીવ પોતાના હાથમાં રાખી શકે, જે પોને પોતાનો વિચાર કરી શકે, જે પોતાના અભિપ્રાય એકદમ ન આપી દે, જે બોલતા અગાઉ વિચાર કરે, અને જે પોતાના કામકાજ ઉપર અખત્યારી રાખી શકે તેજ સંસારમાં ફતેહમંદ નિવડે છે, અને એ ફતેહનું માપ તેની બુદ્ધિ, મન, અને હૃદયની શક્તિ વડે મપાય છે. છોકરીને આવા ગુણવાળી કરવી એ કેટલું કઠીણ કામ છે?

મોટી છોકરીને કેળવવામા પ્રથમ લક્ષ તેનાં લક્ષણ સુધરે તે ઉપર આપવાનું છે. પોતાના કર્ત્તવ્ય શાં છે અને હવે પછી તેને શી રીતે વર્ત્તવાનું છે તે વિષે તે થોડું ઘણું જાણે છે ખરી, પરંતુ એવું અપૂર્ણું જ્ઞાન ઘણી

કરીને કે ગમે તે રસ્તે તે વહુ લાવવા યત્ન કરે છે, અને છોકરાંનું લગ્ન થાયછે, તે વખતે તેના આનંદનો પાર રહેતો નથી; એમ છતાં વહુ જ્યારે ઘેર આવે છે, ત્યારે તેની સાથેનું વર્ત્તન ઘણી વાર અયોગ્ય જોવામાં આવે છે. નઠારી સાસુઓ વહુની ખોડ઼ો કાઢવા તૈયાર થાય છે, તેના પિયરની નાલાશી કરે છે, અને તેને પજવવામાં બાકી રાખતી નથી. તેને જોઇએ તેવું ખાવા પીવાનું મળતું નથી, તેને સ્વાભાવિક રીતે જે છટ મળવી જોઇએ તે મળતી નથી, તેને વિસામો ખાવાનો વખત મળતો નથી, તેની પાસેથી હદથી જાદે કામ લેવામાં આવે છે, અને કામમાં ચૂક થાય કે વાર લાગે તો તેના ભોગ મળે છે. નાની વયની છોકરવાદ વહુ સર્વ કામમાં પ્રવીણ હોય એ બનવું અસંભવિત છે. નાનપણમાં ઠરેલપણું કયાંથી આવે ? એ વયે જનસ્વભાવ ઓળખવા અને સૌને રાજી રાખવાની શકિત ધરાવવી એ બનવા સરખું નથી. એટલી વયે તે મોટી ઉમરની સ્ત્રીના જેવું ને જેટલું કામ શી રીતે કરી શકે? સાસુ જ્યારે માતાને ઠેકાણે છે, ત્યારે જેવું વર્તન તેની સાથે માતા રાખત, તેવું વર્તન તેણે રાખવું જોઇએ. તેનામાં જે જે ખામીઓ હોય તે સુધારવા યુકિતથી ને મીઠાશથી તજવીજ કરવી જોઇએ. તેને જે કંઇ આવડતું ન હોય, તે તેને શીખવી કુશળ કરવાની કાળજી સાસુએ રાખવી જોઇએ. નણંદ, દિયર વગેરે તેને વિનાકારણ પજવતાં હોય, તો સાસુએ તેમને વારવાં જોઇએ. પોતાના પુત્રનું સુખ ઇચ્છતું હોય, તો વહુને કુશળ અને ખબરદાર કરવાની તેણે કાળજી રાખવી જોઇએ. વહુની ખોડ ખામીઓ કે આચરણ છોકરાને કાને નાખી તેના વિષે અભાવ ઉત્પન્ન કરવો એ છોકરાંનું અસુખ ચાહવા બરોબર છે; કેમકે એવો અભાવ છોકરા વહુ વચ્ચે અણબનાવ પેદા કરે છે, ને તે વખતે જન્મ પર્યંત રહે છે. સાસુ નણંદનાં સાર્યાં જૂઠાંથી ઘણાનાં ઘર ભાગી જાયછે. ખાવા પીવાની બાબતના કસાલાથી કે મંદવાડ વખતે ઓસડ ઉપચાર બરાબર ન કરવાથી કે અતિ મહેનત ને સખ્તાઇ વડે વહુનું શરીર કેટલીક વાર એવું ખરાબ થાય છે કે તે મરતા સુધી ખડમાંદી રહે છે. એટલે તેહના તરફનું સુખ ધણીને પ્રાપ્ત ન થતાં તે બોજા રૂપ થઇ પડે છે. આવી વર્ત્તણુકથી સાસુ પોતાના પુત્રનો સ્વાર્થ બગાડે છે.

પરણ્યા પછી અથવા નિશાળેથી ઉઠયા પછી એટલે ૧૨-૧૪ વર્ષની વય પછી, અને પુખ્તપણું પામે એટલે ૧૮-૨૦ વર્ષની વય થાય ત્યાં સુધી

છોકરી કે વધુની કેળવણી તથા નીતિ રીતિ ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. એ હલેતાં વયમા ઘણી છોકરીઓ બગડે છે. તેમને રમવાનું કે સાહેલીઓનું સખીપણુ છોડવાનું મન થતુ નથી. તેમને કામ કરવા કરતાં રમવું વધારે પસંદ પડે છે; કેમકે આજ સૂધી તેમને રમવાની ટેવ હોય છે. જો તેમને ખરાબ સહિયરો મળી હોય, તો તેમના સંગથી ગેર-લાભ થાય છે. તેઓ તેમને અવળા માર્ગ બતાવે છે. સાસુ નણંદ વગેરે સાથે કેમ વર્ત્તવુ તે વિષે તેઓ ખોટી સલાહ આપે છે. આ વખે છોકરીઓમાં માયાળુપણું, ચપળતા, અને સમજ શક્તિ સારી હોય છે, પરંતુ તેમને જો તેનો સદુપયોગ શીખવવામા ન આવે કે તેમને ટકોરી ટકોરીને પાધરે રસ્તે ચઢાવવામા ન આવે, તો એ ત્રણે વાનાનો ખોટો ઉપયોગ થાય છે. જો તે બે અક્ષર ભણી હોય, તો તેને પોતાના ભણતરનો ગર્વ થાયછે. જો તેને સારા દાગીના કે કપડા કરાવ્યા હોય તો તેની આંખો ખેચાયે જાય છે. જો ઘરમા પૈસો હોવાથી તેનાં વધારે લાડ લડાવવામા આવતા હોય તો તેનામાં છાકોટો આવે છે. આ સમયે માતાની ખબરદારીનો ઉપયોગ થવાનો છે. જો તે છોકરીને યોગ્ય રીતે કેળવવામાં રૂએ રૂએ જીવ ન રાખે, તો છોકરી સુધરવાને બદલે બગડવાની. જીંદગીમાં કેમ ફતેહ પામવું તેનો મંત્ર આ સમયે તેનામાં મૂકવાનો છે. નિશાળમા જે થોડુ ઘણું શિક્ષણ તેને મળ્યું હોય તે માત્ર શિક્ષણની શરૂઆત સમજવાની છે. એ શિક્ષણ ઉપરાંત છોકરીને બીજું ઘણુ શીખવાનુ છે. નિશાળેથી ઉઠી માટે તેણે વિદ્યાર્થી અવસ્થા પૂરી કરી એમ સમજવાનુ નથી. ખરી વિદ્યાર્થી અવસ્થા અને ખરૂ ભણતર તો હવેજ શરૂ થવાનુ છે. જે પોતાનો જીવ પોતાના હાથમા રાખી શકે, જે પોતે પોતાનો વિચાર કરી શકે, જે પોતાના અભિપ્રાય એકદમ ન આપી દે, જે બોલતા અગાઉ વિચાર કરે, અને જે પોતાના કામકાજ ઉપર અખત્યારી રાખી શકે તેજ સંસારમાં ફતેહમંદ નિવડે છે, અને એ ફતેહનું માપ તેની બુદ્ધિ, મન, અને હૃદયની શક્તિ વડે મપાય છે. છોકરીને આવા ગુણવાળી કરવી એ કેટલું કઠીણ કામ છે?

મોટી છોકરીને કેળવવામા પ્રથમ લક્ષ તેનાં લક્ષણ સુધરે તે ઉપર આપવાનું છે. પોતાના કર્ત્તવ્ય શાં છે અને હવે પછી તેને શી રીતે વર્ત્તવાનું છે તે વિષે તે થોડું ઘણું જાણે છે ખરી, પરંતુ એવું અપૂર્ણું જ્ઞાન ઘણી

વાર પરિણામે નુકસાનકારી નિવડે છે; એ વિચાર શિક્ષણથી, દાખલાથી અને અનુભવથી દૃઢીભૂત કરવા જોઇએ. તે જે જાણેછે તે કેટલું ઓછું છે, અને તે જે કરે છે તે કેટલું ખામી ભરેલું છે, એ વિષેનું તેને ભાન આણવું જોઇએ. એ વયમાં શરીર જેમ વાળીએ તેમ વળી શકે છે, બુદ્ધિ જેમ વધારીએ તેમ વધી શકે છે, લાગણીઓ જેવી તીવ્ર કરવા માગીએ તેવી થઇ શકે છે, અને લક્ષણનું બંધારણ જેવું બાંધવા ચાહીએ તેવું બાંધી શકાય છે. માત્ર માતામાં તેમ કરવાની કળા ને કાળજી જોઇએ. પોતાના અજ્ઞાન કે ઉણાપણાનું જ્યારે છોકરીને ભાન થાયછે, ત્યારે તે પોતા વિષેનો ગર્વ છોડી દે છે, બીજાની હોશીઆરી તેના ધ્યાનમાં આવે છે, વધારે શીખીને વધારે લાયક થવાની તેને ઇચ્છા થાય છે; એ ઇચ્છા ધીમે ધીમે એવી વધે છે કે પછી તે પોતેજ પોતાના શિક્ષકનું કામ કરે છે, એટલે તે પોતાની મેળે ઘણી વાતો શીખી શકે છે. એ વયે તેને નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને શારીર શાસ્ત્રનાં મૂળતત્વોનું તથા થોડું ઘણું ધર્મશાસ્ત્રનું જ્ઞાન આપ્યું હોય, તો તેને પાછળથી તે ઘણું ઉપયોગીથઇ પડે છે.

અનુભવી જ્ઞાન વિષે આપણે કેટલુંક કહ્યું છે. એ જ્ઞાન આ વયે સારી રીતે અપાયછે, માટે અહીં તે વિષે કંઇ વધારે કહીશું. માતની સાથે છોકરી પોતાને માટે કપડાં ખરીદવા સારૂ કાપડીઆની દુકાને જાય છે, તે એક લે છે ને બીજું મૂકે છે, તેને આ લઉં કે ઓલ્યું લઉં તે વિષે અંદેશો રહેછે, ઘડીમાં એક રંગ પસંદ પડે છે ને ઘડીમાં તેને બીજો રંગ ઠીક લાગેછે, એક વાર અમુક ભાત ઉપર મોહ લાગે છે, ને બીજી વાર બીજી જાત રળીઆમણી લાગે છે. આખરે તેને કંઇ સુઝ પડતી નથી, ત્યારે તે માતા સામું જુએ છે, ને તેને કહેછે કે મને તો કંઇ સમજ પડતી નથી, તને જે ગમે તે લે. કદિ તે એકલી ગઇ હોય તો વખતે એવું કપડું પસંદ કરી લાવે છે, કે જે ઘેર આવ્યા પછી પોતાનેજ ન ગમે. આમ થવાનું શું કારણ ? હજી તેનામાં સારૂં ખોટું પારખી કાઢવાની શકિત આવી નથી. બીજાં કપડાંની સાથે કે તોઇફીતના રંગ સાથે, કયો રંગ દીપશે, કે કઇ ભાત શોભી ઉઠશે, તે વિષેની તેનામાં સમજ આવી નથી. પોતાની સ્થિતિ પ્રમાણે કેટલી કીમતનું ને કઇ જાતનું કપડું ખરીદવું તે તે જાણતી નથી. કયો રંગ ઝાંખો પડી જશે, કે ઉડી જશે, અથવા કયું કપડું ટકાઉ નીકળશે અને

કયું કપડું કોહેલું નીકળશે, તેની તેને માહીતિ નથી.આવી માહીતિ ને આવું ધ્યાન માતાએ તેને આપવું જોઇએ છોકરીને તસ્દી ન આવાને ઇરાદે કે તે જોઇએ તેવું કરી નહિ શકે એવા ભયથી ઘણી માતાઓ સર્વ કામ પોતાને હાથે કરેછે, તેથી છોકરીને શીખવાના પ્રસંગ મળતા નથી. જે ઉપરચોટીઉં જોઇને કે કરીને તે શીખે છે તેથી તેને સારો અનુભવ થતો નથી. વયે આવેલી છોકરીને કામમાં નાખવીજ જોઇએ. માતાએ તેના કામ પર દેખરેખ રાખવી, અને તે ભૂલ કરે તો સુધારવો. 'હૈયું બાળવા કરતાં હાથ બાળવાની" રીત સારી, નહીં, 'મોટી છોકરીને શીખવવામાં મારપછાડ ને ધમકીનો ઉપયોગ ન કરવો.' તેનાથી કંઇ કામ બગડે, તો પોતાની નારાજી અને દિલગીરી એજ છોકરીને શિક્ષા રૂપ નિવડે છે, અને એજ તેને ચાનક આપવાને બસ થાય છે. ઘણીવાર છોકરીઓ કામ કરવામાં વખત બહુ લે છે. જે કામ પા કલાકમાં થઇ શકે તે કરતાં તેમને કલાક લાગે છે. કામ ઝડપથી ને સારૂં કેમ કરવું તે તેમને શીખવવું જોઇએ. ઘણીવાર તેઓ ખોટા તડાકા મારે છે કે જૂઠું બોલે છે. આ કામ તો હું આંખ મીચતામાં કરી નાખું એમ બોલવામાં સપાટો મારે છે, ને કરવા બેસે છે ત્યારે લાગે છે અરધો કલાક. તે જાણે છે કે આંખ મીચતામાં કંઇ થઇ નિ શકે, ત્યારે એવું જૂઠું બોલવાની ટેવ શા માટે રાખવી જોઇએ? એજ રીતે તેનું માથું દુખતું હોય કે તેના શરીરને કંઇ ઇજા થઇ હોય ને આપણે પૂછીએ કે તને શું થાય છે, ત્યારે તે કહે છે કે "કંઇ નહિં." આવી વાતો જાતે તુચ્છ છે, પરંતુ જૂઠું બોલવાના ભયંકર દુર્ગુણને તે વધારે છે. જે ન આવડતું હોય, તે આવડવાનો ડોળ કેટલીકવાર છોકરીઓ ઘાલે છે. એ જૂઠ ને છેતરપંડી છે. તે કામ કરવાનો જ્યારે સમય આવે, ત્યારે તેનું પોગળ વેરાઇ જાય છે. "એ તો મને આવડે છે" એવા ખોટા ડોળથી એક નવોઢાની કેવી ફજેતી થઇ હતી, તે "ભલકુદા" ની હાસ્ય જનક વાત ઉપરથી જાણવામાં આવશે.

જેમ છોકરી વયે વધતી જાય, તેમ તે ઉછાંછળાપણું છોડે, સભ્ય અને લાજાળ થાય, વડિલને માન આપતાં અને તેમના હુકમ ઉઠાવતાં શીખે એમ કરવું જોઇએ. એવા ગુણ મેળવ્યા વગર સાસરામાં સમાસ થઇ શકતો નથી, અને સંસારમાં માન મેળવી શકાતું નથી. "વિનય વેરીને પણ વશ કરે છે," એ તેણે ધ્યાનમાં રાખવું જોઇએ. "કામ કરે છે તે કામણ કરે છે" એ વાત તેને શીખવવી જોઇએ. પોતાના કરતાં બીજાનાં સુખ સગવડ તરફ

વાર પરિણામે નુકસાનકારી નિવડે છે; એ વિચાર શિક્ષણથી, દાખલાથી અને અનુભવથી દઢીભૂત કરવા જોઇએ. તે જે જાણેછે તે કેટલું ઓછું છે, અને તે જે કરે છે તે કેટલું ખામી ભરેલું છે, એ વિષેનું તેને ભાન આણવું જોઇએ. એ વયમાં શરીર જેમ વાળીએ તેમ વળી શકે છે, બુદ્ધિ જેમ વધારીએ તેમ વધી શકે છે, લાગણીઓ જેવી તીવ્ર કરવા માગીએ તેવી થઇ શકે છે, અને લક્ષણનું બંધારણ જેવું બાંધવા ચાહીએ તેવું બાંધી શકાય છે. માત્ર માતામાં તેમ કરવાની કળા ને કાળજી જોઇએ. પોતાના અજ્ઞાન કે ઉણાપણાનું જ્યારે છોકરીને ભાન થાયછે, ત્યારે તે પોતા વિષેનો ગર્વ છોડી દે છે, બીજાની હોશીઆરી તેના ધ્યાનમાં આવે છે, વધારે શીખીને વધારે લાયક થવાની તેને ઇચ્છા થાય છે; એ ઇચ્છા ધીમે ધીમે એવી વધે છે કે પછી તે પોતેજ પોતાના શિક્ષકનું કામ કરે છે, એટલે તે પોતાની મેળે ઘણી વાતો શીખી શકે છે. એ વયે તેને નીતશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને શારીર શાસ્ત્રનાં મૂળતત્વોનું તથા થોડું ઘણું ધર્મશાસ્ત્રનું જ્ઞાન આપ્યું હોય, તો તેને પાછળથી તે ઘણું ઉપયોગી થઇ પડે છે.

અનુભવી જ્ઞાન વિષે આપણે કેટલુંક કહ્યું છે. એ જ્ઞાન આ વયે સારી રીતે અપાયછે, માટે અહીં તે વિષે કંઇ વધારે કહીશું. માતાની સાથે છોકરી પોતાને માટે કપડાં ખરીદવા સારૂ કાપડીઆની દુકાને જાય છે, તે એક લે છે ને બીજું મૂકે છે, તેને આ લઉં કે ઓલ્યું લઉં તે વિષે અંદેશો રહેછે,ઘડીમાં એક રંગ પસંદ પડે છે ને ઘડીમાં તેને બીજો રંગ ઠીક લાગેછે, એક વાર અમુક ભાત ઉપર મોહ લાગે છે, ને બીજી વાર બીજી જાત રળીઆમણી લાગે છે. આખરે તેને કંઇ સુઝ પડતી નથી, ત્યારે તે માતા સામું જુએ છે, ને તેને કહેછે કે મને તો કંઇ સમજ પડતી નથી, તને જે ગમે તે લે. કદિ તે એકલી ગઇ હોય તો વખતે એવું કપડું પસંદ કરી લાવે છે, કે જે ઘેર આવ્યા પછી પોતાનેજ ન ગમે. આમ થવાનું શું કારણ ? હજી તેનામાં સારૂં ખોટું પરખી કાઢવાની શકિત આવી નથી. બીજાં કપડાંની સાથે કે તોઇફીતના રંગ સાથે, કયો રંગ દીપશે, કે કઇ ભાત શોભી ઉઠશે, તે વિષેની તેનામાં સમજ આવી નથી. પોતાની સ્થિતિ પ્રમાણે કેટલી કીમતનું ને કઇ જાતનું કપડું ખરીદવું તે તે જાણતી નથી. કયો રંગ ઝાંખો પડી જશે, કે ઉડી જશે, અથવા કયું કપડું ટકાઉ નીકળશે અને

કયું કપડું કોહેલું નીકળશે, તેની તેને માહીતિ નથી. આવી માહીતિ ને આવું જ્ઞાન માતાએ તેને આપવું જોઇએ છોકરીને તસ્દી ન આવાને ઇરાદે કે તે જોઇએ તેવું કરી નહિ શકે એવા ભયથી ઘણી માતાઓ સર્વે કામ પોતાને હાથે કરેછે, તેથી છોકરીને શીખવાના પ્રસંગ મળતા નથી. જે ઉપરચોટીઉં જોઇને કે કરીને તે શીખે છે તેથી તેને સારો અનુભવ થતો નથી. વયે આવેલા છોકરીને કામમાં નાખવીજ જોઇએ. માતાએ તેના કામ પર દેખ-રેખ રાખવી, અને તે ભૂલ કરે તો સુધારવી. ' હૈયુ બાળવા કરતાં હાથ બાળવાની " રીત સારી, નહીં. મોટી છોકરીને શીખવવામાં મારપછાડ ને ધમકીનો ઉપયોગ ન કરવો.' તેનાથી કંઇ કામ બગડે, તો પોતાની નારાજી અને દિલગારી એજ છોકરીને શિક્ષા રૂપ નિવડે છે, અને એજ તેને ચાનક આપવાને બસ થાય છે. ઘણીવાર છોકરીઓ કામ કરવામાં વખત બહુ લે છે. જે કામ પા કલાકમાં થઇ શકે તે કરતાં તેમને કલાક લાગે છે. કામ ઝડપથી ને સારૂં કેમ કરવું તે તેમને શીખવવું જોઇએ. ઘણીવાર તેઓ ખોટા તડાકા મારે છે કે જૂઠું બોલે છે. આ કામ તો હું આંખ મીચતામાં કરી નાખું એમ બોલવામાં સપાટો મારે છે, ને કરવા બેસે છે ત્યારે લાગે છે અરધો કલાક. તે જાણે છે કે આંખ મીચતામાં કંઇ થઇ ન શકે, ત્યારે એવું જૂઠું બોલવાની ટેવ શા માટે રાખવી જોઇએ? એજ રીતે તેનું માથું દુખતું હોય કે તેના શરીરને કંઇ ઇજા થઇ હોય ને આપણે પૂછીએ કે તને શું થાય છે, ત્યારે તે કહે છે કે " કંઇ નહિં." આવી વાતો જાતે તુચ્છ છે, પરંતુ જૂઠું બોલવાના ભયંકર દુર્ગુણને તે વધારે છે. જે ન આવડતું હોય, તે આવડવાનો ડોળ કેટલીકવાર છોકરીઓ ઘાલે છે. એ જૂઠ ને છેતરપીંડી છે. તે કામ કરવાનો જ્યારે સમય આવે, ત્યારે તેનું પોગળ વેરાઇ જાય છે. " એ તો મને આવડે છે " એવા ખોટા ડોળથી એક નવોઢાની કેવી ફજેતી થઇ હતી, તે " ભાવકુવા " ની હાસ્ય જનક વાત ઉપરથી જાણવામાં આવશે.

જેમ છોકરી વયે વધતી જાય, તેમ તે ઉછાંછળાપણું છોડે, સત્ય અને લાજાળ થાય, વડિલને માન આપતા અને તેમના હુકમ ઉઠાવતાં શીખે એમ કરવું જોઇએ. એવા ગુણ મેળવ્યા વગર સાસરામાં સમાસ થઇ શકતો નથી, અને સંસારમાં માન મેળવી શકાતું નથી. " વિનય વેરીને પણ વશ કરે છે, " એ તેણે ધ્યાનમાં રાખવું જોઇએ. " કામ કરે છે તે કામણ કરે છે " એ વાત તેને શીખવવી જોઇએ. પોતાના કરતાં બીજાનાં સુખ સગવડ તરફ

તેણે વધારે લક્ષ આપવુ જોઇએ. મોજ મજાહ કરતાં કર્ત્તવ્યની પાયરી આધક ગણી તે બજાવવામાં પાછી પાની કાઢવી ન જોઇએ. ઘરની સ્થિતિ ઉપર નજર રાખીને કપડાં લત્તાનો ને દરદાગીનાનો શોખ તેણે ઘટાવવો જોઇએ. કરકસર કરવાની તેને ટેવ પાડવી જોઇએ. ઘર ખટલો કેમ ચલાવવો, છોકરાં કેમ ઉછેરવા અને સાસરીઆં સાથે કેમ વર્ત્તવુ તે વિષેની તેને સારી કેળવણી મળવી જોઇએ.

ઉપરના વર્ણનથી માતા તરીકે સ્ત્રીને કેવું મહાભારત કામ કરવાનું છે તે સમજાશે. સ્ત્રી જાતે સુશિક્ષિત ન હોય તો માતા તરીકે તે પોતાનું કર્ત્તવ્ય સારી રીતે કરી ન શકે એ સ્પષ્ટ છે. પોતાના અજ્ઞાનનું પ્રાયશ્ચિત તેની સતાતને ભોગવવું પડે છે. છોકરાં નઠારાં નીકળે કે ગેર આબરૂ મેળવે, તેનું પાપ માબાપને લાગે છે, કેમકે તેણે પોતાનું કર્ત્તવ્ય ન બજાવ્યાથી એવુ પરિણામ આવે છે. પોતાના કામકાજમાં છોકરાં ફતેહ ન પામે, તો જાણવુ કે તેમને નાનપણમાં કેળવવાની અંદર માબાપ તરફથી કાળજી રખાઇ નથી. જે કામ પોતે કરવાનું છે તે બીજા પાસે કરાવ્યાથી જોઇએ તેવું સારૂં થતું નથી; એટલા માટે જેઓ નાનાં છોકરાને કેળવવાનું કામ ઘેર શિક્ષક રાખીને અથવા નિશાળમાં કરાવે છે, તે મોટી ભુલ કરે છે. વળી ઘરના કે નિશાળના શિક્ષક ખાસ કરીને બુદ્ધિની કેળવણી ઉપર લક્ષ આપે છે, અને એ કેળવણી માત્ર પુસ્તકના જ્ઞાનની હોય છે, તેથી તે સંસારમાં વિશેષ ઉપયોગની પણ થઇ નથી પડતી. નીતિની અને ધર્મની કેળવણી આપવાની ફરજ માબાપને માથે રહે છે, તેમજ ઘરખટલાનું ને સંસારનુ અનુભવી જ્ઞાન જેનો વ્યક્તિને ડગલે ડગલે ખપ પડે છે, તે માબાપ શિવાય બીજા કોઇથી જોઇએ તેવું આપી શકાય તેમ નથી.

---

## પ્રકરણ ૨ જું.

### પુત્રીનાં કર્ત્તવ્ય.

માબાપે કરેલા અસંખ્ય ઉપકારનો બદલો વાળવો એ છોકરાંનું કર્ત્તવ્ય છે. જેમણે જન્મ આપ્યો, જેમણે આપણને ઉછેરવા પાછળ અથાગ મહેનત લીધી, જેમણે આપણા સુખ સારૂ પોતાનું સુખ તજ્યું, અને અહોરાત

તે મેળવવા માટે પોતાનું તન તોડયું, અને જેમણે આપણા ભલાને સારૂ આપણને કેળવણી ને અનુભવી જ્ઞાન આપ્યું, તેમને હરેક રીતે ઉપયોગી થવું, એ આપણી ફરજ છે. પરમ કૃપાળુ મહાપિતાના ઉપકારથીજ જેમનો ઉપકાર ઉતરે એવાં માબાપ પ્રત્યેની આપણી ફરજ ઇશ્વર પ્રત્યેની ફરજથીજ માત્ર ઉતરે છે. આ ફરજ અદા કરવાની વૃત્તિ સ્વાભાવિક રીતેજ ઘણાં ખરાં છોકરાંના મનમાં આવેછે, પરંતુ કેટલાંક છોકરાં તે અદા નથી કરતાં, કેટલાંક તે પૂર્ણ રીતે અદા નથી કરતાં, અને કેટલાંક તે અદા કર્યાને બદલે ઉલટાં માબાપને હેરાન કરવા ને દુઃખ દેવા તૈયાર થાયછે. જે છોકરાં માબાપ પ્રત્યેની પોતાની ફરજ અદા કરતાં નથી, તે કૃતઘ્ની ને પાપી સમજવાં.

પુત્રી જ્યારથી સમજણી થાય, ત્યારથી તેના માબાપ પ્રત્યેના ધર્મ શરૂ થાય છે. આપણે કહ્યું છે કે હેત અન્યો અન્ય છે. માબાપ આપણા ઉપર હેત રાખે છે, તેથી આપણું હેત તેમના ઉપર સ્વાભાવિક રીતેજ થાયછે. એમ છતાં કેટલીક પુત્રીઓ માબાપનું હેત ને તેમણે કરેલા ઉપકાર ભૂલી જાય છે, કે બીજાના સંબંધમાં પડતાં તે વિસરી જાય છે. માબાપ જે હુકમ કરે તે ઉપર પુત્રીએ લક્ષ આપવું, અને તે ઉઠાવવામાં આનાકાની ન કરવી. માબાપના ઘણા હુકમ પુત્રીના પોતાના લાભને માટે હોય છે. તેને વહેલાં ઉઠવા, નિશાળે જવા, કે અમુક કામ શીખવા માબાપ કહે, તો તે તેના પોતાનાજ ફાયદાની વાત છે. માબાપ પોતાના કરતાં વધારે જાણેછે, ને વધારે અનુભવી છે, માટે તે જે કહે તે ઉપયોગી હોવું જોઇએ એમ પુત્રીએ માની લેવું. વળી પુત્રીનું હિત ઇચ્છવું, તેને સુધારવી અને તેને નીતિમાન કરવી એવી માબાપની ઇચ્છા હોય છે, માટે તેમના હુકમ પોતાનાં ભલાને માટે છે એમ પુત્રીએ સમજવું જોઇએ.

માબાપના કામમાં આવવું એ પુત્રીની બીજી ફરજ છે. આથી કરીને માતાને પુત્રીનો વધારે ખપ પડે છે. માતાના કામમાં આવવાથી જેમ તે પોતાની ફરજ અદા કરે છે, તેમ તેને પોતાને પણ એથી ઘણો લાભ થાયછે, કેમકે અનુભવી જ્ઞાન મેળવવાનો એ માર્ગ છે. પુત્રી બેશી રહે, અને માતા ઘરનું સઘળું કામ કાજ કર્યા કરે, એ ચહાવા લાયક નથી. માતા પિતા જેમ વૃદ્ધ થતાં જાય, તેમ તેમનું કામ ઉઠાવી લેવાની, તેમની ચાકરી કરવાની, અને તેમની સભાળ લેવાની ફરજ પુત્રીને માથે વધતી જાયછે. માબાપના

કર રહે ત્યારે પુત્રીએ તેમની ભીડ આગ પડવુંજ જોઇએ; પરંતુ પુત્રીઓ મોટી થાય, અને સાસરે જાય, ત્યારે આ ફરજ તેમનાથી જોઇએ તેટલી અદા થતી નથી. સાસરૂં પરગામ હોય, તો પુત્રી ક્વચિતજ પિયરમાં આવી શકે છે. આપણા સંસારનું બંધારણ એવું છે કે માબાપ છોકરીના ઘરનું પાણી પણ પી શકતા નથી, તેથી તેઓ તેને ઘેર જઇને રહી શકેજ નહિ. ઘણી વાર પોતાનો ધણી કે તેનાં માબાપ તેને પિયર જવા દેતાં નથી; એથી પુત્રી સારા સ્વભાવની હોય તો તે બિચારી દિલગીર થયા કરે છે. ધણીની આજ્ઞા માનવી એ સ્ત્રીની પહેલી ફરજ મનાય છે, તેથી તેને તે માથે ચઢાવવી પડેછે, અને પોતાનાં માબાપ ગમે તેટલાં હેરાન થતાં હોય, તોપણ તેમને તે ઉપયોગી થઇ શકતીજ નથી. માબાપને બીજી પુત્રીઓ હોય. કે છોકરાની વહુઓ હોય, તો તેઓ તેમની સંભાળ લઇ શકેછે, પરંતુ જ્યારે તેમાંનું કોઇ ન હોય અને વખતે એકલી વિધવા માતા અતિ વૃધ્ધાવસ્થાને લીધે કે કોઇ મોટા ને ચાલુ વ્યાધિને લીધે ખાટલે પડી હોય. ત્યારે પરણેલી પુત્રીને માથે તેની સેવા ચાકરી કરવાની મોટી ફરજ આવી પડે છે. સમજુ જમાઇ વખતે દયા ખાયછે, તો પુત્રી પોતાની માતાની સેવા ચાકરી કરી શકે છે. માબાપે કરેલા ઉપકારનો બદલો જન્મ પર્યંત વાળવાનો છે, એટલે ઉમર વધવાથી કે પરણવાથી એ ફરજ દૂર થતી નથી. ખરૂં જોઇએ તો એ પવિત્ર ફરજ બજાવવાની ખાતર પુત્રીએ પરણીને બીજી અનેક ફરજોનો બોજો માથે લેવા કરતાં પરણવુંજ ન જોઇએ; પરંતુ એ વાત આપણા ચાલુ ધર્મ અને રિવાજથી વિપરીત લાગે છે. પરણવું છોકરીના હાથમાં નથી. માબાપ પોતે છોકરીને નાનપણમાં પરણાવી દે છે, એટલુંજ નહિ, પણ પોતાને ગમે તેટલા અડચણ હોય, તોપણ છોકરી વયે આવી કે તેને તે સાસરે મોકલી દેછે; કેમકે એમ કરવું એ માબાપ પોતાની ફરજ સમજે છે. "ડાસો કુંવારો રહે, પણ ડોસી કૂંવારી રહી ન શકે, " "ઘોડું, ઘોડારમાંજ શોભે, " છોકરી સાસરેજ સારી એ માબાપનાં સમજ બરાબર છે. પોતાના સ્વાર્થની ખાતર દિકરીનો સ્વાર્થ બગાડવાનું માબાપના મનમાં આવેજ નહિ. સારી દિકરીઓ, જેમનું સાસરામાં કંઇ ચાલી શકે છે, તેઓ માબાપને ઘડપણમાં મદત કરી શકે છે, તથાપિ તે પૂરી રીતે નહિ. માતા ખાતી પીતી હોય, અને વૃદ્ધાવસ્થામાં તે પોતાની પુત્રીને તથા જમાઇને પોતાને ઘેર રાખવા ચહાતી હોય, તો ઘણીવાર જમાઇ તે વિષે વાંધો લે છે.

જમાઇને ઘરજમાઇ થવું ગમતું નથી, અને માતાને દિકરીને ઘેર રહેવું અયોગ્ય લાગે છે, તેથી માતાને ઘણીવાર દુઃખ ભોગવવું પડે છે. "જમ ને જમાઇ કોઇના નહિ," એમ મતાઓ ઘણીવાર કહેછે, કેમકે પોતાની ઇચ્છાની વિરૂદ્ધ તેઓ દિકરીઓને લઇ જાય છે. સમારનું આવું બધારણ ઘણી વાર માબાપને બીકકારી થઇ પડે છે.

માબાપ વિષે માન મરજાદ પૂર્વક વાત કરવી એ પુત્રીની ત્રીજી ફરજ છે. નાની વયમા પુત્રીઓ આ ફરજ પુત્રો કરતા વધારે સારી રીતે પાળે છે. મોટી વયે પણ ઘણા પુત્રીઓ માબાપનું માન સન્માન રાખેછે, પરંતુ કેટલીક પુત્રીઓ અનેક કારણે એ ધર્મ ચૂકે છે. જો તેમને સાસરૂં ભર્યું મળ્યું, ઘરમા પોતાનું ચલણ થયું, કે ઘણી મોટું પદ પામ્યો, તો તેમને એક જાતનો મદ ચઢે છે. "આભ તેમને એક તસુજ બાકી રહે છે." માબાપની ગરીબ હાલતથી તે શરમાય છે, તેમના વિષે વાત કરવી તેને ગમતી નથી; તેમની રહેણી કરણી ઠીક ન હોય, તો તેને અભાવ ઉત્પન્ન થાય છે; પરંતુ એવે સમયે પણ પુત્રી પોતાની ફરજ તજી શકતી નથી. "કાચ કપડા ને ગરીબ માબાપથી શરમાવું નહિ" એવી કહેવત છે. માબાપની રહેણી કરણી ઠીક ન હોય, તો તેમના અવગુણ ઢાંકવા કે તે વિષે અખાડા (આખ આડા કાન) કરવા, એ પુત્રીની ફરજ છે. ઘણીવાર વૃધ્ધાવસ્થામા માણસનો સ્વભાવ ચીડીઓ થાય છે, તેને બીજાનો ગ ધવા ગમતો નથી, સારૂ સારૂ ખાવાની તેને ઇચ્છા થાય છે, અને છોકરા પાસેથી હદથી જાદે સેવા ચાકરીની તે આશા રાખે છે. આવે પ્રસગે પણ પુત્રીએ પોતાનું કર્ત્તવ્ય ચૂકવું ન જોઇએ

માબાપને જેમ બને તેમ ઓછું પજવવું. ઘણી વાર પુત્રીઓ હઠીલા થઇ માબાપને પજવે છે. કપડા લત્તાથી તેમનું મન ધરાતું નથી. બીજા પાસે નવી ચીજ દીઠી કે તે મેળવવાનું તેમને મન થાય છે. માબાપની સ્થિતિનો વિચાર કર્યા વિના દરેક વસ્તુની માગણી જોઇએ. ખાવાનુ મોડુ થાય તો તે પેટ કુટવા તૈયાર થાય છે. પોતાની ઇચ્છા પ્રમાણે ન થાય, તો તેઓ માડીને પજવે છે. મોટી ઉમરે લઉં ખાઉં નોજ વિચાર તે રાખે છે. હરેક રીતે માબાપને ત્યાથી લઇ જઇને પોતાનુ ઘર ભરવાની તે તજવીજ કરે છે. માબાપને અમુક વસ્તુ વગર અડચણ પડશે તેનો તે વિચાર કરતી નથી. માબાપની મિલ્કત ઉપર પોતાનો કેટલો હક છે તે તે જોતી નથી. તેમની ઇચ્છા વિરૂધ્ધ

કર રહે ત્યારે પુત્રીએ તેમની ભીડ ભાગ પડવુંજ જોઈએ; પરંતુ પુત્રીઓ મોટી થાય, અને સાસરે જાય, ત્યારે આ ફરજ તેમનાથી જોઈએ તેટલી અદા થતી નથી. સાસરૂં પરગામ હોય, તો પુત્રી ક્વચિતજ પિયરમાં આવી શકે છે. આપણા સંસારનું બંધારણ એવું છે કે માબાપ છોકરીના ઘરનું પાણી પણ પી શકતાં નથી, તેથી તેઓ તેને ઘેર જઇને રહી શકેજ નહિ. ઘણી વાર પોતાનો ધણી કે તેનાં માબાપ તેને પિયર જવા દેતાં નથી; એથી પુત્રી સારા સ્વભાવની હોય તો તે બિચારી દિલગીર થયા કરે છે. ધણીની આજ્ઞા માનવી એ સ્ત્રીની પહેલી ફરજ મનાય છે, તેથી તેને તે માથે ચઢાવવી પડેછે, અને પોતાનાં માબાપ ગમે તેટલાં હેરાન થતાં હોય, તોપણ તેમને તે ઉપયોગી થઇ શકતીજ નથી. માબાપને બીજી પુત્રીઓ હોય, કે છોકરાની વહુઓ હોય, તો તેઓ તેમની સંભાળ લઇ શકેછે, પરંતુ જ્યારે તેમાંનું કોઈ ન હોય અને વખતે એકલી વિધવા માતા અતિ વૃધ્ધાવસ્થાને લીધે કે કોઇ મોટા ને ચાલુ વ્યાધિને લીધે ખાટલે પડી હોય, ત્યારે પરણેલી પુત્રીને માથે તેની સેવા ચાકરી કરવાની મોટી ફરજ આવી પડે છે- સમજુ જમાઈ વખતે દયા ખાયછે, તો પુત્રી પોતાની માતાની સેવા ચાકરી કરી શકે છે. માબાપે કરેલા ઉપકારનો બદલો જન્મ પર્યંત વાળવાનો છે, એટલે ઉમર વધવાથી કે પરણવાથી એ ફરજ દૂર થતી નથી. ખરૂં જોઈએ તો એ પવિત્ર ફરજ બજાવવાની ખાતર પુત્રીએ પરણીને બીજી અનેક ફરજોનો બોજો માથે લેવા કરતાં પરણવુંજ ન જોઈએ; પરંતુ એ વાત આપણા ચાલુ ધર્મ અને રિવાજથી વિપરીત લાગે છે. પરણવું છોકરીના હાથમાં નથી. માબાપ પોતે છોકરીને નાનપણમાં પરણાવી દે છે, એટલુંજ નહિ, પણ પોતાને ગમે તેટલા અડચણ હોય, તોપણ છોકરી વયે આવી કે તેને તે સાસરે મોકલી દેછે; કેમકે એમ કરવું એ માબાપ પોતાની ફરજ સમજે છે. "ડોસો કુંવારો રહે, પણ ડોસી કુંવારી રહી ન શકે," "ઘોડું ઘોડારમાંજ શોભે," છોકરી સાસરેજ સારી એ માબાપનો સમજ બરાબર છે. પોતાના સ્વાર્થની ખાતર દિકરીનો સ્વાર્થ બગાડવાનું માબાપના મનમાં આવેજ નહિ. સારી દિકરીઓ, જેમનું સાસરામાં કંઇ ચાલી શકે છે, તેઓ માબાપને ઘડપણમાં મદત કરી શકે છે, તથાપિ તે પુરી રીતે નહિ. માતા ખાતી પીતી હોય, અને વૃદ્ધાવસ્થામાં તે પોતાની પુત્રીને તથા જમાઈને પોતાને ઘેર રાખવા ચહાતી હોય, તો ઘણીવાર જમાઇ તે વિષે વાંધો લે છે.

જમાઇને ઘરજમાઇ થવું ગમતું નથી, અને માતાને દિકરીને ઘેર રહેવું અયોગ્ય લાગે છે, તેથી માતાને ઘણીવાર દુઃખ ભોગવવું પડે છે. " જમ ને જમાઇ કોઇના નહિ, " એમ માતાઓ ઘણીવાર કહેછે, કેમકે પોતાની ઇચ્છાની વિરૂદ્ધ તેઓ દિકરીઓને લઇ જાય છે. સમારનું આવું બધારણ ઘણી વાર માબાપને પીડાકારી થઇ પડે છે.

માબાપ વિષે મૌન મરજાદા પૂર્વક વાત કરવી એ પુત્રીની ત્રીજી ફરજ છે. નાના વયમાં પુત્રીઓ આ ફરજ પુત્રો કરતાં વધારે સારી રીતે પાળે છે. મોટી વયે પણ ઘણા પુત્રીઓ માબાપનું માન સન્માન રાખેછે, પરંતુ કેટલીક પુત્રીઓ અનેક કારણે એ ધર્મ ચૂકે છે. જો તેમને સાસરૂં ભર્યું મળ્યું, ઘરમાં પોતાનું ચલણ થયું, કે ધણી મોટું પદ પામ્યો, તો તેમને એક જાતનો મદ ચઢે છે. "આભ તેમને એક તસુજ બાકી રહે છે. " માબાપની ગરીબ હાલતથી તે શરમાય છે; તેમના વિષે વાત કરવી તેને ગમતી નથી; તેમની રહેણી કરણી ઠીક ન હોય, તો તેને અભાવ ઉત્પન્ન થાય છે; પરંતુ એવે સમયે પણ પુત્રી પોતાની ફરજ તજી શકતી નથી. " ફાટાં કપડાં ને ગરીબ માબાપથી શરમાવું નહિ " એવી કહેવત છે. માબાપની રહેણી કરણી ઠીક ન હોય, તો તેમના અવગુણ ઢાંકવા કે તે વિષે અખાડા ( આંખ આડા કાન ) કરવા, એ પુત્રીની ફરજ છે. ઘણીવાર વૃધ્ધાવસ્થામાં માણસનો સ્વભાવ ચીડીઓ થાય છે, તેને બીજાનો ગંધવા ગમતો નથી, સારૂં સારૂં ખાવાની તેને ઇચ્છા થાય છે, અને છોકરાં પાસેથી હૃદયથી જાદે સેવા ચાકરીની તે આશા રાખે છે. આવે પ્રસંગે પણ પુત્રીએ પોતાનું કર્ત્તવ્ય ચૂકવું ન જોઇએ.

માબાપને જેમ બને તેમ ઓછું પજવવું. ઘણી વાર પુત્રીઓ હઠીલી થઇ માબાપને પજવે છે. કપડાં લત્તાંથી તેમનું મન ધરાતું નથી. બીજા પાસે નવી ચીજ દીઠી કે તે મેળવવાનું તેમને મન થાય છે. માબાપની સ્થિતિનો વિચાર કરીને હરેક વસ્તુની માગણી જોઇએ. ખાવાનું મોડું થાય તો તે પેટ કુટવા તૈયાર થાય છે. પોતની ઇચ્છા પ્રમાણે ન થાય, તો તેઓ માડીને પજવે છે. મોટી ઉમરે લક્ષ્મી આપ્તિનોજ વિચાર તે રાખે છે. હરેક રીતે માબાપને ત્યાંથી લઇ જઇને પોતાનું ઘર ભરવાની તે તજવીજ કરે છે. માબાપને અમુક વસ્તુ વગર અડચણ પડશે તેનો તે વિચાર કરતી નથી. માબાપની મિલ્કત ઉપર પોતાનો કેટલો હક છે તે તે જોતી નથી. તેમની ઇચ્છા વિરૂધ્ધ

હઠ કરવાથી અને તેમનાથી આપી ન શકાય એવી માગણી કરવાથી તેમના દિલને કેવું લાગશે તેનો તેને વિચાર થતો નથી.

તેઓ જે શીખામણ કે ઠપકો દે તે નરમાશથી તથા ધ્યાન રાખીને પુત્રીએ માથે ચઢાવવો, કેમકે તેમનો શીખામણ ને ઠપકો પોતાના હિતને માટે હોય છે. નઠોર થવાથી પોતાનો સ્વાર્થ બગડે છે. તેમની શીખામણ પ્રમાણે ચાલવાથી પોતાની નીતિ રીતિ સુધરે છે. માબાપની શીખામણ ઉપર લક્ષ ન આપવાથી ઘણી છોકરીઓને મોટી ઉમરે પસ્તાવું પડે છે. મોટી ઉમરનાં થયા પછી, અને આપણી મેળે વિચાર કરવાને યોગ્ય થયા પછી પણ માબાપના અનુમતને માન આપવું જોઇએ. તેમની સલાહ હમેશ લાભકારી નિવડશે, કેમકે તેઓ આપણું હિત ચાહે છે, આપણા સારાને માટે તેઓ કાળજી ધરાવે છે, તેમનો અનુભવ વિશેષ છે, અને તેઓ આપણા કરતાં વધારે જાણે છે. કદાપિ તેઓ આપણા કરતાં ઓછું જાણતાં હોય, તો પણ તેમની સલાહ ઘણી વાર આપણને લાભકારી થઈ પડે છે.

આપણાં આચરણ માબાપને પસંદ પડે તો જાણવું કે આપણે સંસારમાં સૌથી સારું ફળ મેળવ્યું. છોકરાં માબાપથી સવાઇ કરે ને વધારે નામ મેળવે એવીજ તેઓની ઇચ્છા હોય છે. આપણને કલંક લાગવાથી તેઓને મહા સંતાપ થાય છે. આપણે સારાં ને સુખી નિવડીએ તો તેમને પરમ સંતોષ થાય છે. પુત્રી તરફના સાસરેથી ઠપકા આવે તો માબાપને ઘણું લાગે છે. તે કામકાજ કરી સાસરીઆંને સંતોષ પમાડી ન શકે, તો માબાપને દુઃખ થાય છે. તેને ધણી સાથે અણબનાવ રહે, તો માબાપને બહુ ત્રાસ થાય છે. તેની નાત જાતમાં નિંદા થાય કે તેની વિરૂદ્ધ લોકો વાતો કરે તો તે માબાપથી ખમી શકાતું નથી.

માબાપ પુત્રીને કેળવીને સંસારને લાયક કરવા મહેનત કરે છે, પરંતુ પુત્રી જો પોતે શીખવામાં ધ્યાન ન આપે તો માબાપની મહેનત વ્યર્થ જાય, માટે તેણે હરેક કામમાં ખરે રાખવી જોઇએ. જે નાનપણમાં સંચય કર્યું હશે તે મોટપણમાં કામ આવવાનું છે. જો નાનપણમાં ધ્યાન રાખીને અભ્યાસ ન કર્યો, તો આખી જીંદગી અજ્ઞાનપણામાં કાઢવાની થશે. જો નાની વયમાં ઘરનું કામકાજ ન શીખાયું, તો મોટપણે

ઘણી આપદા પડશે. ઘણીવાર મોટી ઉમરે જ્યારે જરૂર પડે છે, ત્યારે નાનપણમાં ન શીખ્યા બદલ તેને પસ્તાવો થાયછે. ઘર ખટલાની બાબતમાં જેટલું ઘરડા જાણતાં હતાં તેટલું હાલની સ્ત્રીઓ જાણતી નથી, અને હવે પછીની ઓલાદ તે કરતાં પણ કમી જાણશે, કેમકે જેઓ નિશાળે ભણવા જાય છે, તેઓનું લક્ષ આવી બાબતમાં જતુ નથી. છોકરાંની આખે ખાપરીઉં ( કસાંજળ—જસત ) ઘાલવું હોય તો કોઈ ડોશીને બોલાવવી પડે છે. સહેજ દરદ થાય તો વૈદ દાકતરની જરૂર પડે છે. અવનવી વાતીઓ કરવી હોય તો રસોઇઆ જોઇએ. કાજળ તૈયાર કરતાં, ધૂપેલ પાડતા, દરદાગીના ધોતાં, સેવ વણતાં, તૂનતાં કે રફુ કરતાં ઘણી સ્ત્રીઓને આવડતું નથી. પોતાનાં ને પોતાનાં છોકરાંનાં કપડાં શીવતાં કેટલી થોડીને આવડે છે ? નિશાળમા કંઇ શીવતા શીખી હોય, તો વેતરતાં ન આવડે, એટલે દરજીનો ખપ ઉભો રહે. હિસાબ ગણવાનુ, કે સાધારણ ખરચ ખૂટણું ને બીજી બાબતોનુ નામું રાખવાનું કામ બહુ થોડી સ્ત્રીઓ કરી શકે છે. ઘરની સાધારણ રસોઇ કદાપિ આવડે, પણ દશ માણસ વધારે જમનાર હોય તો દરેક ચીજ કેટલી જોઇએ, અને તેમાં મસાલો વગેરે કેટલો નાખવો, તેની સમજ કેટલીકને હોતી નથી. કોઈને ચા કરતાં ન આવડે, તો કોઈને કાફી બનાવતાં ન આવડે. કોઇ પુરણપોળી ન કરી જાણે, તો કોઇને માલપુડા ઉતારતા ન આવડે. આવી આવી પુષ્કળ બાબતોનો સંસારમાં ખપ પડે છે; માટે તે વિષેનું જ્ઞાન પુત્રીઓએ કાળજીથી મેળવવું જોઇએ.

પુત્રીઓ નિશાળે ભણવા જાય ત્યારે તેમણે પોતાના શિક્ષક—ગુરૂને માબાપ તુલ્ય સમજી તેમના હુકમને માન આપવું, તેમની સલાહ શીખામણ ઉપર ધ્યાન આપવું, તેમનું માન સન્માન રાખવું, અને તેમના પર હેત રાખવુ. તેમના શિક્ષણ ને ઉપદેશ ઉપર ધ્યાન આપવું જોઇએ. છોકરીઓ ઘણીવાર તે ઉપર ધ્યાન ન આપતાં એક બીજી સાથે વાતો કર્યા કરે છે, કે આમ તેમ ડાફેરા મારે છે. શિક્ષક ઘણું ટકોરે તે છતાં છોકરીઓ ચુપકીથી બેસીને ભણવા તરફ ધ્યાન આપતી નથી. નિશાળે આવે મોડી, ને ભણવામાં કાળજી ન રાખે, તો તે શું શીખે ? છોકરા કરતાં છોકરીઓ નિશાળેથી વહેલી ઉઠી જાય છે, એટલે તેમને ભણવાનું લાંબી મુદત મળતું નથી, તેથી ટુંકા વખતમા જેટલું ભણી શકાય તેટલું ભણવાની

તેમણે ખંત રાખવી જોઇએ. બીજી રીતે પણ નિશાળનો જે લાભ છોકરાઓને મળેછે, તે છોકરીઓને મળતો નથી. મળેછે, છોકરાઓમાં પારસ્પર જે ગાઢી મિત્રતા નિશાળમાં થાય છે, તે છોકરીઓમાં બહુ કરીને થતી નથી, કેમકે તેમના અદેખા ને લઢવાડીઆ સ્વભાવને લીધે મિત્રતા કરતાં શત્રુતા વધારે થાય છે. નિંદા કરવાના ને ખોડો કાઢવાના સ્વભાવને લીધે આજે ગોઠી બંધાય છે, ને કાલેતે કટ્ટા થઇ જાયછે. પોતાની બડાઇ હાંક્વાથી બીજી છોકરીઓને તે ન પસંદ પડેછે. છોકરીઓની આવી ટેવો જેમ શિક્ષકે છોડાવવી જોઇએ, તેમ તેમણે પોતે તે છોડવા મહેનત કરવી જોઇએ. તે ન છોડી શકાય, તો નિશાળે ભણવાનું સાર્થક થતું નથી. સરખે સરખાં ઘણાંનો સંગ તેને લાભકારી થતો નથી. એક બીજા ઉપર માયા રાખવી, બીજાનું હિત ચહાવું, બીજાને મદત કરવી, બીજાને સુધારવું, કે તેના સદ્‌ગુણ લેવા એ બાબતો જો નિશાળમાં ન બને, તો નિશાળે જવાથી વિશેષ લાભ નથી. શિક્ષક સાથે અદબથી વર્તવું,અને તેના વિષે વાત ચિત પણ માન પૂર્વક કરવી. તે આપણું ભલું કરનાર ને હિતસ્વી છે, આપણે માટે તેણે કાળજી રાખીને મહેનત કરી, માટ તેનો ઉપકાર માનવો અને તેને સંભાર્યા કરવા. જો આપણે ગુરની આજ્ઞા ન માનીએ તો તેમને ખોટું લાગે અને તે આપણને ચહાય નહિ. એથી આપણે સારૂં શીખીએ નહિ ને સુબોધ પામીએ નહિ. નાનપણમાં ઉધ્ધત થવાની ટેવ પડે, તો તે આગળ જતાં આપણનેજ નુકસાનકારી થઇ પડે.

આપણા દેશના રીત રિવાજને લઇને પુત્રીઓને નાનપણમાં એવું ખમવું પડે છે કે જેથી આગળ ઉપર તેમને બહુ નુકસાન થાય છે. ઉડવા લાયક થયાં કે પક્ષી પણ પોતાની માતાનો માળો તજે છે, પરંતુ પુત્રીઓને એવો લાભ બહુ કરીને ઉંચ વર્ણમાં મળતો નથી, એટલે તેમને બનતા સુધી ઘરમાંજ ગોંધી રાખવામાં આવે છે. બહાર ફરવા હરવાની છોકરાંને સ્વાભાવિક ઇચ્છા થાય છે, તે પુત્રીઓની તૃપ્ત થતી નથી. છોકરાંને બહાર જઇ રમવા કૂદવાનું ગમે છે, તે ઉચ લોકોની છોકરીઓને મળતું નથી. જે છૂટ ઉતરતી કોમોની છોકરીઓને મળે છે, તે છૂટ ઉચ વર્ણની છોકરીઓ મેળવી શકતી નથી, તેથી તેમનું શરીર સુદૃઢ થતું નથી, તેમના જ્ઞાનમાં વધારો થતો નથી, બીજાં પ્રત્યેની લાગણીઓને વધવાનો યોગ આવતો નથી, અને તેમનું મન સાંકડું રહે છે. ઘરમાં પૈસો હોય તો તેમને અનેક લાડ લડાવવામાં

આવે છે, અને દરદાગીના મોં માગ્યા મળે છે; પરંતુ તેમને જે માન મળવું જોઇએ, તે જોઇએ તેવુ મળતું નથી, તેમનું શરીર જેવું કસાવું જોઇએ, તેવું કસાતું નથી, અને તેમનું હૃદય જેવું નિર્મળ થવું જોઇએ, તેવું નિર્મળ થતું નથી. પુત્રીને પુતળી જેવી ગણીને તેને એકલા શણગાર સજાવ્યાથી શો લાભ ?

પુત્રીઓનું ઘણી વાર સાવકી માતા પ્રત્યેનું વર્ત્તન વાંધા ભરેલું હોય છે. પુત્ર કરતાં પુત્રી તેની વધારે અદેખાઇ કરે છે, તેના વિષે સાચાં જૂઠાં કરવાની તે ટેવ રાખે છે, પોતાના ભાડુના મનમાં તેના વિષે તે અભાવ ઉત્પન્ન કરે છે. પુરૂષ કરતાં સ્ત્રી જાતિમાં પરસ્પર અદેખાઇ વિશેષ હોય છે, તેથી આમ બનતું હશે, પરંતુ સાવકી પણ પોતાની માતા છે, તેના હાથ તળે પોતાને તથા પોતાનાં ભાડુને રહેવાનું છે, અને તેમને સુખી કે દુઃખી કરવાની તે સત્તા ધરાવે છે કે આગળ જતાં ધરાવશે એ વાતનો વિચાર કરવો જોઇએ. સગી માતાના જેવું તેના પ્રત્યે વર્ત્તન રાખવાની જરૂર છે. તેમના અણબનાવથી પિતાને ખેદ થાય છે; માટે પોતાના હિતની ખાતર કે પિતાના લાગણીની ખાતર પણ સાવકી માતા સાથે પ્રેમથી ને હળીમળીને વર્ત્તવું જોઇએ.

---

## પ્રકરણ ૩ જું.

### બહેનનાં કર્ત્તવ્ય.

એકજ માબાપનાં છોકરા-ભાઇઓ અને બહેનો— એક બીજાના ભાડુ કહેવાય છે. સાવકાં એટલે એક બાપનાં જુદી જુદી માતાઓથી જન્મેલાં છોકરાં પણ ભાંડુ કહેવાય. નણંદ, ભોજાઇઓ, દેરાણી, જેઠાણી અને નણદોઇ તથા દિયર જેઠની ગણના પણ ભાડુમાં થઇ શકે. ભાંડુનો સબંધ બહુ નિકટનો છે. તેઓને એકજ ઘરમા ભેગાં રહેવાનું છે, માટે તેમણે એક બીજા સાથે હળી મળીને ચાલવું, એક બીજાની ભીડ ભોગ પડવું, એક બીજાને સુખી કરવું, એક બીજાને સુધારવું, અને એક બીજાનું ભલું ઇચ્છવું એ તેમનુ કર્ત્તવ્ય છે. સગપણથી, સહવાસથી, ને ઉપકારથી તેમનામાં ઘાઢો પ્રેમ સ્વાભાવિક રીતે બંધાય છે. એ પ્રેમ હમેશા જારી રહે અને વૃદ્ધિ પામે એમ કરવું જોઇએ.

ભાંડુઓ જો હળી મળીને ન ચાલે, તો માબાપને સંતાપ થાય છે. માબાપને દુઃખી કે નારાજ કરવાં એ છોકરાંનું કર્ત્તવ્ય નથી. હળીમળીને ન ચાલવાથી કુટુંબમાં કુસંપ દાખલ થાયછે, કજીઆ ને કંકાસ વડે કુટુંબનું સુખ-નાશ પામે છે, અને તેથી ફજેતી થાય છે. ઘણાં કુટુંબોમાં ભાંડુઓ એક બીજા સાથે લડયા કરે છે. નજીવું કારણ મળે કે તેઓ કજીઆ કરે. એકને સારૂં આવડે, ખાવા પીવાનું કંઇ વધારે મળે, કે માબાપ જરા વધારે હેત બતાવે કે બીજાની આંખો નીકળી પડે છે. આવો અદેખો સ્વભાવ સારો નથી. કોઇ નાનું છોકરૂં હોય તેથી કે તે માંદું હોય તેથી તેને કંઇ વધારે આપવામાં આવ્યું, તેની અદેખાઈ કરવી યોગ્ય નથી.

ભાઇ બહેનને એક બીજાનો ખપ વારે વારે પડે છે. જે નાનું હોય તેને મોટાની મદતની જરૂર પડે છે. જેને વધારે આવડતું હોય તેની પાસેથી શીખી લેવાની બીજાને જરૂર ઉત્પન્ન થાય છે. મોટું અશક્ત હોય કે અમુક કામમાં રોકાયું હોય તો તેને નાનાનો ખપ પડે છે. એવે સમયે એક બીજાને મદત કરવી એ તેમની ફરજ છે. મંદવાડને વખતે ભાંડુ ઘણાં ઉપયોગી થઇ પડે છે. તેની જોડે બેશીને બે ઘડી વાતો કરવાથી માંદાને આનંદ થાય છે. તેને પાણી વગેરે જોઇએ તે આપવાથી ને તેની પથારી સાચવવાથી માંદાને આશાએશ મળે છે. માંદાની દરકાર કર્યા વગર કે તેને

જ્ઞાનમાં વધારો કરવો, તેનામાં જે ખોડ ખાંપણો હોય તે દૂર કરવી, ઘેર જે કંઇ પાઠ તૈયાર કરવાના હોય તેમાં મદત કરવી, અને તેની નીતિ રીતિમાં બિગાડ ન થાય એ ઉપર તેમણે લક્ષ આપવું.

ભાંડુઓએ એક બીજાનું ભલું ઇચ્છવું જોઇએ. એવાં ભાંડુ થોડાંજ હશે કે જેઓ બીજાનું બુરૂં ચહાય. ભાંડુ તરીકે જેમનામાં સ્વાભાવિક પ્રેમ છે, તેઓ બીજાનું બુરૂં ચહાયજ નહિ. કૃત્ય ઇચ્છા ઉપર આધાર રાખે છે. મનોભાવનામાં બિગાડ થાય, તો કૃત્ય બિગડે. અદેખા સ્વભાવથી ને સાંકડા મનથી બીજાનું સારૂં ખમી શકાતું નથી, તેમ તેનું સારૂં ઇચ્છી પણ નથી શકાતું. સાવકાં ભાંડુઓમાં ઘણે ઠેકાણે અણબનાવ જોવામાં આવે છે. નણંદ ભોજાઇઓમાં સારો બનાવ થોડેજ ઠેકાણે હોય છે; એજ રીતે દિયર, જેઠ, ભોજાઇ, દરાણી, જેઠાણીમાં ઘણી વાર અણબનાવ જોવામાં આવે છે. આનું એક કારણ એ છે કે તેઓ નાનપણથી ભેગાં ઉછર્યાં નથી હોતાં. પરંતુ તેઓનો સંબંધ અને હવે પછી ભેગા રહેવાનો સંભવ એ બે વાતનો વિચાર તેમને થતો નથી, તેમ તેઓનું એક બીજા પ્રત્યે શું કર્તવ્ય છે, તે તેઓ જાણતાં નથી, કે જાણે છે તો તેનો અમલ કરતાં નથી. એથી પરિણામ શું થાય છે? ઘરમાં કજીઆ કંકાસનું બી રોપાય છે. નણંદ ભોજાઇની લડાઇથી ભાઇને તથા માબાપને ત્રાસ થાય છે. એથી જો ભાઇ ભોજાઇ વચ્ચે અણબનાવ થયો, તો બહેનેજ ભાઇનું અનહિત ચહાયું એમ સમજવું જોઇએ. ભોજાઇ નણંદને દુઃખી કરે, તેથી તે પોતાનાજ ધણીને તથા સાસુ સસરાને નારાજ કરે છે. ભાઇઓમાં સારો બનાવ છતાં ભોજાઇઓ—દેરાણી જેઠાણીના કજીઆથી કે ખરાબ સ્વભાવથી તેઓમાં અણબનાવ થાય છે, અને તેથી તેઓને એક બીજાથી જુદા રહેવું પડે છે. તેઓ વેપારી હોય અને વેપાર મઝીઆરો ચાલતો હોય, તો જુદા નીકળવાથી ઘણું નુકસાન દરેકને વેઠવું પડે છે. કદી વેપાર ભેગો ચલાવી જુદા રહે, તો બે ચૂલે બમણો વરો થાય છે. કદી તેઓ ખેતાનો ધંધો કરતા હોય, તો ખેતરોના જુદા જુદા ટુકડા કરવાથી દરેકને ગેરફાયદો થાય છે. એથી કોઇ વાર વૃદ્ધ માબાપને એકલાં રહી દુઃખી થવાના પ્રસંગ આવે છે.

"ખમવું અને માફ કરવું" આ વાત કુટુંબની દરેક વ્યક્તિએ યાદ રાખવી ને પાળવી. કુટુંબ ધર્મ સાચવવાની વશિકરણ વિદ્યા એમાંજ રહેલી

છે. ખમવું એટલે ખમી ખાવું અથવા ગમ ખાવી એટલે બીજાથી આપણને અડચણ પડે તે વેઠવી. ભાઇ કંઇ ખીજી ગયો, કે બહેને કંઇ અડપલું કર્યું, કે ઉપડતે સાદે કહ્યું, તો તે વખતે ગમ ખાઇ જવી, પણ બાકરી બાંધી તેની સામે થવું, મનમાં રોષ રાખવો, કે લડવા ઉભા થવું, એ સારૂં નથી. વળી ભેગાં રહેવામાં કોઇનો હાથ અડે કે કોઇનો પગ અડે, કોઇથી કંઇ કામ થાય કે ન થાય, અથવા કોઇથી કંઇ બગડે, તો તેને માફ કરવાની વૃત્તિ રાખવી. ભૂલ સૌથી થાય છે, ને વાંક સૌનો પડે છે, એ વાત ધ્યાનમાં રાખી મોટાં મનનાં થવું અને તેની દર ગુજર કરવી. એજ રીતે કોઇમાં કંઇ દેખીતા દુર્ગુણ હોય તો તે માટે આંખ આડા કાન કરવા, અને તે ગુપ્ત હોય, તો ઉઘાડા પાડવાથી અળગ રહેવું. તેમને માયાથી ધીમે રહીને અને છાની રીતે ( એકાંતમાં ) શીખામણ દેવી. તેઓ પોતાના દુર્ગુણ તજે અને ભૂલ સુધારે તેને માટે યુક્તિથી તજવીજ કરવી.

આપણે એવી ચાલ ન ચાલવી કે એવા બોલ ન બોલવા કે એવી સ્થિતિ ન ધારણ કરવી કે જેથી બીજાને રીસ ચઢે. બહેન હોય, તે ભાઇનું કહ્યું ન કરે, કિંવા તેને હરકત થાય કે દુઃખ લાગે એવી ચાલ ચલાવે, તો બન્ને વચ્ચે અપ્રીતિ થાય. નણંદ મોટાઇ ધારણ કરે, અને ભોજાઇ ઉપર ઉપરી પણું ચલાવે; બનતા સુધી પોતે કામ ન કરે, અને ભોજાઇથી સર્વે કામની ઇચ્છા રાખે; ભોજાઇની તે ખોડો કાઢે, અને તેની હરેક વાતે નિંદા કરે; ભોજાઇના પિયરની નિંદા કરવામાં તે હમેશ તત્પર થાય; તેના બાપને સારી કમાઇ નથી, કે તે બખીલ છે, તેની મા વઢકારી છે કે કંજુસનો કડકો છે, તેની બહેનો ચાવળી, હઠીલી કે કદરૂપી છે; તેના ભાઇ માવડીઆ કે સ્ત્રી વશ છે, હીણ કમાઉ છે. નણંદની આવી રહેણી કરણીથી ને નઠારી જીભથી ભોજાઇને હાડોહાડ લાગેછે, અને તે વખતે સામાં સાંગડાં માંડે છે, તેથી કજીઆ કંકાસ થઇ દુઃખનાં બીજ રોપાય છે.

આપણા વર્તન ઉપર ભાંડુના વર્તનનો આધાર રહેછે, કેમકે એક બીજાના સંગથી એક બીજાના ગુણ અવગુણનો અદલો બદલો થાયછે. આપણું વર્તન ખરાબ હોય તો તેનું અનુકરણ ભાંડુ કરે છે, અને તેથી આપણા સાથે તમની પણ ખરાબી થાયછે. મોટાં ભાંડુનું કર્તવ્ય છે કે તેમણે નાનાં

ભાંડુને ધડો લેવા લાયક પોતાની વર્ત્તણુક રાખવી. કેટલીક વાર તેઓ આથી ઉલટું વર્તન રાખેછે, એટલે તેમને નઠારી સલાહ આપીને બગાડે છે. પોતાનો કંઇ વાંક થઇ ગયો હોય, અને તે બીજાના જોવામાં આવ્યો હોય, તો તેને કહેશે કે આ વાત છાની રાખવીઃ માબાપ પુછે ત્યારે માનવી નહિ. આથી ભાંડુને આપણે જાઠું બોલતાં શીખવીએ છીએ. બીજા ભાંડુને ચોરી લેવાની સલાહ આપીએ, તો તેનામાં ચોરીનો અવગુણ દાખલ થાય. જો તેને ગાળો દેતાં શીખવીએ, તો તે અસભ્ય થાયછે. તેને સામું બોલતાં શીખવીએ તો તે અવિવેકી નિવડે છે. ભાંડુને કોઇ પણ જાતની બદસલાહ ન આપવી.

અદેખાઇ અને સ્વાર્થવડે કુટુંબ-સુખનો નાશ થાય છે. છોકરાં ઘણીવાર એક બીજાની અદેખાઇ કરે છે. બીજાનું સારૂં તેમનાથી ખમી શકાતું નથી. એકને વધારે કે સારૂ મળવાથી બીજામાં અદેખાઇ આવે છે. જે હોય તે મારૂં, અને જે મળે તે મનેજ મળવું જોઇએ, એવી ઇચ્છા રાખવી તેનું નામ સ્વાર્થ અથવા એકલપેટાપણું. આ દુર્ગુણ માબાપને અન્યાયાં કરે છે, અને ભાંડુમાં અણગમો પેદા કરે છે. પોતાના સ્વાર્થ તરફ ન જોતાં બીજાંનું સુખ વધે અથવા બીજાં રાજી થાય, એવી વૃત્તિ ભાંડુએ એક બીજા પ્રત્યે રાખવી જોઇએ.

બહેન ઉપર ભાઇ જેટલું હેત રાખે છે, તેના કરતાં બહેનનું ભાઇ ઉપર હેત વધારે જોવામાં આવે છે, તેનું કારણ કદાચ સ્ત્રી જાતિની અધિક માયાળુ વૃત્તિ હશે. બહેન ભાઇનું હમેશ શુભ ઇચ્છે છે, ભાઇને જોઇને તેની આંખો ઠરે છે, ને ભાઇના સુખથી તેને આનંદ થાય છે. ભોજાઇ ઘણીવાર બહેનને પજવે છે, તેની ખોડો કાઢવા ભાઇ ભોજાઇ તત્પર થાય છે; એમ છતાં પણ ભાઇને તે ચાહે છે. બહેનભાઇના સંબંધમાં માબાપ ઘણીવાર અન્યાયાં થાય છે, એટલે ભાઇની આલપાલ કરવામાં, ખવડાવવા પીવડાવવામાં, કપડાં લત્તાં પહેરાવવામાં અને ઘણું કરીને સર્વ વાતમાં માબાપ વધારે લક્ષ આપે છે, તે છતાં બહેન બહુ કરીને તેનો અદેખાઇ કરતા નથી. ભાઇનું કોઇ વાંકું બોલે તો તે બહેનથી ખમી શકાતું નથી. ભાઇના દુઃખથી તેને દુઃખ થાય છે, અને તે દુઃખની ભાગિયણ થવા તૈયાર રહે છે. લોકો કહે છે કે બહેન પારકા ઘરની વસ્તી હોવાથી તે ભાઇને ત્યાંથી હરેક ચીજ તાણી જવા ચહાય છે, પરંતુ ઘણી બહેનો નિસ્સ્વાર્થી જણાય છે. કદાપિ તે

છે. ખમવું એટલે ખમી ખાવું અથવા ગમ ખાવી એટલે બીજાથી આપણને અડચણ પડે તે વેઠવી. ભાઇ કંઇ બોલી ગયા, કે બહેને કંઇ અડપલું કર્યું, કે ઉપડતે સાદે કહ્યું, તો તે વખતે ગમ ખાઇ જવી, પણ બાકરી બાંધી તેની સામે થવું, મનમાં રોષ રાખવો, કે લડવા ઉભા થવું, એ સારૂં નથી. વળી ભેગાં રહેવામાં કોઇનો હાથ અડે કે કોઇનો પગ અડે, કોઇથી કંઇ કામ થાય કે ન થાય, અથવા કોઇથી કંઇ બગડે, તો તેને માફ કરવાની વૃત્તિ રાખવી. ભૂલ સૌથી થાય છે, ને વાંક સૌનો પડે છે, એ વાત ધ્યાનમાં રાખી મોટાં મનનાં થવું અને તેની દર ગુજર કરવી. એજ રીતે કોઇમાં કંઇ દેખીતા દુર્ગુણ હોય તો તે માટે આંખ આડા કાન કરવા, અને તે ગુપ્ત હોય, તો ઉઘાડા પાડવાથી અળગા રહેવું. તેમને માયાથી ધીમે રહીને અને છાની રીતે (એકાંતમાં) શીખામણ દેવી. તેઓ પોતાના દુર્ગુણ તજે અને ભૂલ સુધારે તેને માટે યુક્તિથી તજવીજ કરવી.

આપણે એવી ચાલ ન ચાલવી કે એવા બોલ ન બોલવા કે એવી સ્થિતિ ન ધારણ કરવી કે જેથી બીજાને રીસ ચઢે. બહેન હોય, તે ભાઇનું કહ્યું ન કરે, કિંવા તેને હરકત થાય કે દુઃખ લાગે એવી ચાલ ચલાવે, તો બને વચ્ચે અપ્રીતિ થાય. નણંદ મોટાઇ ધારણ કરે, અને ભોજાઇ ઉપર ઉપરીપણું ચલાવે; બનતા સુધી પોતે કામ ન કરે, અને ભોજાઇથી સર્વ કામની ઇચ્છા રાખે; ભોજાઇની તે ખોડો કાઢે, અને તેની હરેક વાતે નિંદા કરે; ભોજાઇના પિયરની નિંદા કરવામાં તે હમેશ તત્પર થાય; તેના બાપને સારી કમાઇ નથી, કે તે બખીલ છે, તેની મા વઢકારી છે કે કંજુસનો કડકો છે, તેની બહેનો ચાવળી, હઠીલી કે કદરૂપી છે; તેના ભાઇ બાવડીઆ કે સ્ત્રી વશ છે, હીણ કમાઉ છે. નણંદની આવી રહેણી કરણીથી ને નઠારી જીભથી ભોજાઇને હાડોહાડ લાગેછે, અને તે વખતે સામાં સાંગડાં માંડે છે, તેથી કજીઆ કંકાસ થઇ દુઃખનાં બીજ રોપાય છે.

ભાંડુને ધડો લેવા લાયક પોતાની વર્ત્તણુક રાખવી. કેટલીક વાર તેઓ આથી ઉલટું વર્ત્તન રાખેછે, એટલે તેમને નઠારી સલાહ આપીને બગાડે છે. પોતાનો કઇ વાંક થઇ ગયો હોય, અને તે બીજાના જોવામાં આવ્યો હોય, તો તેને કહેશે કે આ વાત છાની રાખવીઃ માબાપ પૂછે ત્યારે માનવી નહિ. આથી ભાંડુને આપણે જાઠું બોલતાં શીખવીએ છીએ. બીજા ભાંડુને ચોરી લેવાની સલાહ આપીએ, તો તેનામાં ચોરીનો અવગુણ દાખલ થાય. જો તેને ગાળો દેતાં શીખવીએ, તો તે અસભ્ય થાયછે. તેને સામું બોલતાં શીખવીએ તો તે અવિવેકી નિવડે છે. ભાંડુને કોઇ પણ જાતની બદસલાહ ન આપવી.

અદેખાઇ અને સ્વાર્થવડે કુટુંબ-સુખનો નાશ થાય છે. છોકરા ઘણીવાર એક બીજાની અદેખાઇ કરે છે. બીજાનું સારૂં તેમનાથી ખમી શકાતું નથી. એકને વધારે કે સારૂ મળવાથી બીજામાં અદેખાઇ આવે છે. જે હોય તે મારૂં, અને જે મળે તે મનેજ મળવું જોઇએ, એવી ઇચ્છા રાખવી તેનું નામ સ્વાર્થ અથવા એકલપેટાપણું. આ દુર્ગુણ માબાપને અન્યાયાં કરે છે, અને ભાંડુમાં અણગમો પેદા કરે છે. પોતાના સ્વાર્થ તરફ ન જોતાં બીજાંનું સુખ વધે અથવા બીજાં રાજી થાય, એવી વૃત્તિ ભાંડુએ એક બીજા પ્રત્યે રાખવી જોઇએ.

બહેન ઉપર ભાઇ જેટલું હેત રાખે છે, તેના કરતાં બહેનનું ભાઇ ઉપર હેત વધારે જોવામાં આવે છે, તેનું કારણ કદાચ સ્ત્રી જાતિની અધિક માયાળુ વૃત્તિ હશે. બહેન ભાઇનું હમેશ શુભ ઇચ્છે છે, ભાઇને જોઇને તેની આંખો ઠરે છે, ને ભાઇના સુખથી તેને આનંદ થાય છે. ભોજાઇ ઘણીવાર બહેનને પજવે છે, તેની ખોડો કાઢવા ભાઇ ભોજાઇ તત્પર થાય છે; એમ છતાં પણ ભાઇને તે ચાહે છે. બહેનભાઇના સંબંધમા માબાપ ઘણીવાર અન્યાયાં થાય છે, એટલે ભાઇની આલપાલ કરવામાં, ખવડાવવા પીવડાવવામાં, કપડાં લત્તાં પહેરાવવામાં અને ઘણું કરીને સર્વ વાતમાં માબાપ વધારે લક્ષ આપે છે, તે છતા બહેન બહુ કરીને તેનો અદેખાઇ કરતા નથી. ભાઇનું કોઇ વાંકું બોલે તો તે બહેનથી ખમી શકાતું નથી. ભાઇના દુઃખથી તેને દુઃખ થાય છે, અને તે દુઃખની ભાગિયણ થવા તૈયાર રહે છે. લોકો કહે છે કે બહેન પારકા ઘરની વસ્તી હોવાથી તે ભાઇને ત્યાંથી હરેક ચીજ તાણી જવા ચહાય છે, પરંતુ ઘણી બહેનો નિસ્સ્વાર્થી જણાય છે. કદાપિ તે

પોતાને જરૂરની ને મળવા યોગ્ય વસ્તુની ઇચ્છા રાખે તો તે સ્વાભાવિક છે, પરંતુ તેનો ભાઈ સાથેનો વ્યવહાર કેવળ સ્વાર્થને લઇનેજ હોય છે એમ નથી. એથી ઉલટું જો તેનું ઘરમાં ચાલતું હોય, અને ભાઈ દુઃખી થતો હોય, તો તેને તે મદત કરવા તૈયાર થાય છે. નણંદ તરીકે તે ભોજાઇ સાથે સારૂં વર્ત્તન રાખતી નથી, તેથી આગળ જતાં ભાઈ બહેનનો પ્રેમ ઓછો થાય છે, અથવા ભોજાઇના દુષ્ટ સ્વભાવથી ભાઈ બહેનમાં વહેરો આંતરો પડે છે.

બહેનોમાં પરસ્પર પ્રેમ ઘણું કરીને સારો હોય છે, અને તે મરણ પર્યંત જારી રહે છે. ઘણીવાર નાનપણમાં ભાંડુના બે વર્ગ જુદા પડે છે, એટલે એક તરફ બહેનો અને બીજી તરફ ભાઇઓ. બહેનોનું એક બાજી પ્રત્યેનું વર્તન ઘણું કરીને વખાણવા લાયક હોયછે. માબાપ બહેનોને લગભગ સરખી રીતે રાખેછે, તેથી તેમનામાં અદેખાઈ ઉત્પન્ન થવાનું કે કજીઆ થવાનું કારણ ભાગ્યેજ રહેછે. મોટી બહેને નાની બહેનની સંભાળ રાખવી અને તેને સુધારવી એ તેની ફરજ છે; તેમ નાની બહેને મોટી બહેનના કહ્યામાં રહેવું અને તેને વડિલ તરીકે ગણવી એ તેનું કર્ત્તવ્ય છે. મોટી ઉમરે માબાપથી છૂટા પડ્યા પછી પણ બહેનોમાં પરસ્પર પ્રેમ કાયમ રહેવો જોઇએ,

તે વિષે પણ હાલની વિલાસી‌પ્રિય સ્ત્રીઓ વાધો લે છે. સ્ત્રીએ પરણવુંજ જોઈએ, એવી ફરજ ત્યાં મનાતી નથી. આપણે અહીં આદિ અનાદિથી લગ્નની ગાંઠ પવિત્ર મનાઇ છે. લગ્ન એ (દિવાની) કરાર નહિ, પણ ધર્મનું પવિત્ર બંધન મનાયું છે. એ બંધન મરણ પર્યંત ચાલે છે, એટલુંજ નહિ, પણ તે ભવોભવ લાગુ રહે છે, એવી લોકોની સમજ છે. સ્ત્રીએ પતિની આજ્ઞામાં રહેવુંજ જોઇએ, અને તેણે પરણવુંજ જોઇએ, એવું લોકોમાં દૃઢ મત છે.

બેમાંથી કયી રીત ને કયા વિચાર સારા છે તે જોવાનુ રહે છે. આપણે પૂર્વે કહ્યુ છે કે વૈદિક કાળમા સ્રીને માથે પરણવાની ફરજ નહોતી, અને તે સમયમાં સ્રીઓની સ્થિતિ ચઢતી જાતની હતી. સ્રીનાં પત્ની તરીકેનાં કર્ત્તવ્ય લગ્ન કરવાથી ઉત્પન્ન થાય છે, માટે લગ્ન કરતી વખતે સ્રી પુરૂષ માંહોમાહે કેવાં વચન આપે છે, તે જાણવાથી પત્નીનાં કર્ત્તવ્ય વધારે સ્પષ્ટ થશે.

વર કહેછે—प्रजापतये त्वा मह्यं वरुणो ददातुऽसो मृततत्त्व मशीय।
प्राणदाश्च एधि मयो मह्यं प्रतिगृह्णते ॥

અર્થ-પ્રજાપતિ સારૂ વરૂણ તને મને આપે, કે જેથી હું અમૃતત્વ (સુખ) નો સ્વાદ લઉં; (હું જે મારો) પ્રાણ (તે) આપનારને (દાતાને) અને મને પ્રતિગ્રહણ કરનારને સુખ આપનારી થા.

આ ઉપરથી સમજાય છે કે સ્રીને પુરૂષ પોતાનો પ્રાણ સમજે છે.

વળી ॐ कोऽदात् कस्मा अदात् कामोऽदात् कामायादात् ।
कामो दाता कामः प्रतिग्रहीता कामैतत्ते ॥

અર્થ-(આ કન્યાને) કોણ આપે છે ? કોને આપે છે ? કામ (પ્રેમ) આપે છે, કામને આપે છે, કામ આપનાર છે, કામ પ્રતિગ્રહણ કરનાર છે, કામ ! આ (સૌ) તારૂં છે.

આ ઉપરથી જણાશે કે લગ્ન પ્રેમથી થતા અને જ્યાં પ્રેમની વાત આવી ત્યાં લગ્ન ઢીંગલા ઢીંગલી જેવાં નાની વયે થાયજ નહિ એ સ્પષ્ટ છે.

પોતાને જરૂરની ને મળવા યોગ્ય વસ્તુની ઇચ્છા રાખે તો તે સ્વાભાવિક છે, પરંતુ તેનો ભાઇ સાથેનો વ્યવહાર કેવળ સ્વાર્થને લઇનેજ હોય છે એમ નથી. એથી ઉલટું જો તેનું ઘરમાં ચાલતું હોય, અને ભાઇ દુઃખી થતો હોય, તો તેને તે મદત કરવા તૈયાર થાય છે. નણંદ તરીકે તે ભોજાઇ સાથે સારૂં વર્ત્તન રાખતા નથી, તેથી આગળ જતાં ભાઇ બ્હેનનો પ્રેમ ઓછો થાય છે, અથવા ભોજાઇના દુષ્ટ સ્વભાવથી ભાઇ બ્હેનમાં વહેરો આંતરો પડે છે.

બ્હેનોમાં પરસ્પર પ્રેમ ઘણું કરીને સારો હોય છે, અને તે મરણ પર્યંત જારી રહે છે. ઘણીવાર નાનપણમાં બાંડુના બે વર્ગ જુદા પડે છે, એટલે એક તરફ બ્હેનો અને બીજી તરફ ભાઇઓ. બ્હેનોનું એક બાજી પ્રત્યેનું વર્ત્તન ઘણું કરીને વખાણવા લાયક હોયછે. માબાપ બ્હેનોને લગભગ સરખી રીતે રાખેછે, તેથી તેમનામાં અદેખાઇ ઉત્પન્ન થવાનું કે કજીઆ થવાનું કારણ ભાગ્યેજ રહેછે. મોટી બ્હેને નાની બ્હેનની સંભાળ રાખવી અને તેને સુધારવી એ તેની ફરજ છે; તેમ નાની બ્હેને મોટી બ્હેનના કહ્યામાં રહેવું અને તેને વડિલ તરીકે ગણવી એ તેનું કર્ત્તવ્ય છે. મોટી ઉમરે માબાપથી છૂટા પડ્યા પછી પણ બ્હેનોમાં પરસ્પર પ્રેમ કાયમ રહેવો જોઇએ,

તે વિષે પણ હાલની વિચારપંક્ત સ્ત્રીઓ વાંધો લે છે. સ્ત્રીએ પરણવુંજ જોઈએ, એવી ફરજ ત્યાં મનાતી નથી. આપણે અહીં આદિ અનાદિથી લગ્નની ગાંઠ પવિત્ર મનાઈ છે. લગ્ન એ (દિવાની) કરાર નહિ, પણ ધર્મનું પવિત્ર બંધન મનાયું છે. એ બંધન મરણ પર્યંત ચાલે છે, એટલુંજ નહિ, પણ તે ભવોભવ લાગુ રહે છે, એવી લોકોની સમજ છે. સ્ત્રીએ પતિની આજ્ઞામાં રહેવુંજ જોઈએ, અને તેણે પરણવુંજ જોઈએ, એવું લોકોમાં દઢ મત છે.

એમાંથી કયી રીત ને કયા વિચાર સારા છે તે જોવાનું રહે છે. આપણે પૂર્વે કહ્યું છે કે વૈદિક કાળમાં સ્ત્રીને માથે પરણવાની ફરજ નહોતી, અને તે સમયમાં સ્ત્રીઓની સ્થિતિ ચઢતી જાતની હતી. સ્ત્રીનાં પત્ની તરીકેનાં કર્ત્તવ્ય લગ્ન કરવાથી ઉત્પન્ન થાય છે, માટે લગ્ન કરતી વખતે સ્ત્રી પુરૂષ માંહોમાંહે કેવાં વચન આપે છે, તે જાણવાથી પત્નીનાં કર્ત્તવ્ય વધારે સ્પષ્ટ થશે.

વર કહેછે—प्रजापतये त्वा मह्यं वरुणो ददातुऽसो मृततत्त्व मशीय। प्राणदात्र एधि मयो मह्यं प्रतिगृह्णते ॥

અર્થ-પ્રજાપતિ સારૂ વરૂણ તને મને આપે, કે જેથી હું અમૃતત્વ (સુખ) નો સ્વાદ લઉં; (હું ને મારો) પ્રાણ (તે) આપનારને (દાતાને) અને મને પ્રતિગ્રહણ કરનારને સુખ આપનારી થ.

આ ઉપરથી સમજાય છે કે સ્ત્રીને પુરૂષ પોતાનો પ્રાણ સમજે છે.

વળી ॐ कोऽदात् कस्मा अदात् कामोऽदात् कामायादात् ।
कामो दाता कामः प्रतिग्रहीता कामैतत्ते ॥

અર્થ-(આ કન્યાને) કોણ આપે છે? કોને આપે છે? કામ (પ્રેમ) આપે છે, કામને આપે છે, કામ આપનાર છે, કામ પ્રતિગ્રહણ કરનાર છે, કામ! આ (સૌ) તારૂં છે.

આ ઉપરથી જણાશે કે લગ્ન પ્રેમથી થતાં અને જ્યાં પ્રેમની વાત આવી ત્યાં લગ્ન ઠીંગણા ઠીંગણી જેવાં નાની વયે થાવજ નહિ એ સ્પષ્ટ છે.

કન્યાનો ભાઇ કે પિતા તેના માથાપર ઘી નાખતી વખતે કહે છે, કે તું તારા સસરા ઉપર, તારી સાસુ ઉપર, તારી નણંદ ઉપર, અને તારા દિયર જેઠ પર રાજ્ય કરનારી થજે. આ ઉપરથી અસલની આર્ય સ્ત્રીઓ પરણ્યા પછી કેટલી સત્તા મેળવી શકે તેનો ખ્યાલ આવશે.

વર કહેછે-ॐ अमोऽहमस्मि सा त्वं सा त्वमस्यमोऽहम् ।
द्यौरहं पृथिवी त्वमृक् त्वमस्मि सामाहं सामामनुव्रता भव॥

અર્થ-હું 'અમ' છું, તું 'સા' છે, તું 'સા' છે, હું 'અમ' છું, હું દ્યૌ (આકાશ) છું, તું પૃથ્વી છે; તું ઋક્ છે, હું સામ છુ (ત્રણ ઋક્ મળીને એક સામ થાય છે); તે તું મને અનુવ્રતા (મારી પાછળ ચાલનારી, હું વર્તું તેમ વર્તવાનું વ્રત પાળનારી) થા. (ભાવાર્થ, જેવો 'સામ' શબ્દમાં 'સા' અને 'અમ' એ બેનો પરસ્પર સંબંધ છે, જેવો પૃથ્વી અને આકાશનો પરસ્પર સંબંધ છે, જેવો ઋક્ અને સામનો પરસ્પર સંબંધ છે, તેવો તારો અને મારો- વધુવરનો-પરસ્પર સંબંધ થયો), એટલે જેમ તે એકબીજાને મૂકી રહી શકે નહિ, અને એકજ રહે, તેમ આપણે બે એક થયા. જેવું પત્નીનું જીવન પતિ સારૂ, તેવુંજ પતિનું જીવન પત્ની સારૂ છે, એ અરસ્પરસનો સરખો સંબંધ અહીં સ્પષ્ટ બતાવ્યો છે. આ વિચાર શું હાલના પાશ્ચાત્ય વિચાર કરતા પણ આગળ વધતા નથી ? જે વખતે આવા વિચાર આર્યાવર્તમાં ચાલતા હશે તે વખતે સ્ત્રીનો દરજ્જો કેટલો મોટો હશે ! એ સમયે પતિપત્નીનાં એકબીજા પ્રત્યેનાં કર્તવ્ય હાલના કરતા જુદીજ તરેહનાં હોવા જોઇએ.

સપ્તપદી વખતે પહેલે પગલે વર કન્યાને કહે છે, इष एकपदी भव-(રસાદિકના) પાન સારૂ એક પદી (એક પગલું મૂકનારી) થા. અર્થાત્ પહેલે પગલે રસાદિકના પાન સુધીનો આપણુ બેનો સંબંધ થયો. બીજે પગલે વર કહે છે-ऊर्जे द्विपदी भव અન્ન સારૂ દ્વિપદી થા. ત્રીજે પગલે रायस्पोषाय त्रिपदी भव-ધનની વૃધ્ધિ સારૂ ત્રિપદી થા. ચોથે પગલે मायो भव्याय चतुष्पदी भव-આરોગ્ય સારૂ ચતુષ્પદી થા પાંચમે પગલે पशुभ्यः पंचपदी भव-પશુઓ સારૂ પંચપદી થા. છઠે પગલે ऋतुभ्यः षट्पदी भव-ઋતુઓ સારૂ ષટ્પદી થા. સાતમે પગલે सखा सप्तपदी भव-સપ્ત

પદી સખા થા ( ભાવાર્થ–પાન, અન્ન, ધન, આરોગ્ય, પશુ એ સર્વ વિષયમાં આપણ. એનો સ્વાર્થ એક થયો, બધી ઋતુઓમા સર્વ કાળ સંબંધ થયો, અને તું જ વધુ મારો સખા, મિત્ર થઇ, સરખી પદવીની થઇ ).

આ ઉપરથી વૈદિક કાળની આર્ય પત્ની અને હાલની પાશ્ચાત્ય દેશોમાં વસનારી પત્ની એ બનેનાં કર્ત્તવ્ય લગભગ સરખાં માલમ પડશે. વિશેષ જોવાનુ એ છે કે વૈદિક વખતનો વિવાહ–વિધિ આપણા દેશમાં અદ્યાપિ ચાલે છે. અગ્નિ દેવની સમક્ષ લગ્ન વિધિ પૂર્વક થાય છે, અને ઉપર જણાવેલાં તથા બીજાં વચન ઉચ્ચરવામાં આવે છે. ફેરમાત્ર એટલો–જ કે હાલમાં વર કન્યા બાળક ને અજ્ઞાન હોવાથી તેમને બોલવાનું તે બ્રાહ્મણો ભણી જાયછે, અને જે જે બોલવામા આવેછે તે વિષે તેઓ કંઇકજ સમજતા નથી, તેથી વિવાહ વિધિનો માત્ર વેષ ભજવવામાં આવે છે. પરંતુ લગ્ન વખતે જે જે વચન આપવામાં આવે છે, તે વચનો પાળવાની ધાર્મિક ફરજ ઉત્પન્ન થાય છે. આ ધાર્મિક ફરજ કેટલા થોડાં મનુષ્ય બજાવતા હશે ?

વિવાહ વિધિ આ પ્રમાણે છતા લોકોમા તેનું કેમ આચરણ થતું નહિ હશે, તેનો વિચાર કરીએ. આપણે પૂર્વે જણાવ્યું છે કે આર્ય લોકોની જે સ્થિતિ વૈદિક કાળમાં હતી, તેમાં કાળે કરીને વિકાર થતો ગયો, એટલે રામાયણ મહાભારતના સમયમા સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને સ્થિતિમાં કેટલોક ફેર પડયો, તે પછી સ્મૃતિના કાળમા વધારે ફેર પડયો, અને પૌરાણિક સમયમાં તેથી પણ વધારે ફેર પડયો. એ રીતે સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને સ્થિતિ ઉતરોત્તર અધમ થતી ચાલી. વૈદિક સમય પછીના શાસ્ત્રકારોએ પત્નીના કેટલાક ધર્મ એવા બતાવ્યા છે, કે જે વડે તેની ગણના બાળક, અજ્ઞાન, ને દાસોમાં થાય. આપણે થોડાક દૃષ્ટાંત અહીં આપીશું.

न दानैः शुद्ध्यते नारी, नोपवासशतैरपि ।
न तीर्थसेवया तद्वत्, भर्तुः पादोदकैर्यथा ॥
( चाणक्यनीति )

પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના ચરણોદક પીવાથી ( જેવી ) શુદ્ધ થાય છે, તેવી દાન તથા સેંકડો ઉપવાસ કરવાથી તથા તીર્થસેવન વડે

(શુદ્ધ) થતી નથી. આમ કહેવામાં કારણ એવું આપવામાં આવે છે, કે સ્ત્રીને પોતાનો સ્વામી એજ દેવ તથા ધર્મ તથા તીર્થ છે. વળી શંકર તથા વિષ્ણુ કરતાં પણ સ્વામી શ્રેષ્ઠ છે, માટે તેનું ચરણોદક પીવાથી પવિત્ર થવાય છે. આથી લગ્ન વખતે પતિએ આપેલું વચન ને બોલેલા બોલ નષ્ટ થાય છે. સ્ત્રીને પોતાના સમાન અને સખા ગણવાનું કયાં ગયું ?

स्त्रीणां च पतिदेवानां तच्छुश्रूषानुकूलता ।
तद्वन्धुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम् ॥
(बृहन्नारदीय पुराण)

જે સ્ત્રીઓ પોતાના સ્વામીનેજ દેવતા માને છે, તે સ્ત્રીઓએ પતિનું વચન પાળવું, તથા તેની સેવા કરવી, એજ મુખ્ય ધર્મ છે. અહીં પણ સ્વામીનેજ દેવ માનવાનું કહ્યું છે.

बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातंत्र्येण कर्तव्यं किंचित् कार्यं गृहेष्वपि ॥
(मनुस्मृति).

છોકરી હોય, બાઈડી હોય, અથવા ઘરડી ડોશી હોય, તોએ પણ સ્ત્રીએ પોતાના રહેવાના ઘરમાં સ્વતંત્રપણે વર્ત્તવું નહિ.

बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्त्तरि प्रेते न भजेत्स्त्री स्वतंत्रताम् ॥
(मनुस्मृति.)

બાળપણમાં માબાપને વશ રહેવું, તરૂણ અવસ્થામાં પોતાના સ્વામીને વશ રહેવું, ભર્તાર મરણ પામ્યા પછી પુત્રને વશ રહેવું, પણ સ્ત્રીએ સ્વતંત્રપણે ચાલવું નહિ.

મનુસ્મૃતિના આ બે શ્લોક સૂચવે છે કે સ્ત્રીને સ્વતંત્રતા છેજ નહિ. બાળક અવસ્થામાં માબાપને તાબે રહેવું એ સ્ત્રીને અને પુરૂષને બનેને લાગુ છે અને તે યોગ્ય છે, કેમકે એ અજ્ઞાન સ્થિતિમાં બાળક

સારાસારનો કે ખરા ખોટાનો વિચાર કરી શકતું નથી. પરંતુ પુખ્ત ઉમરે આવ્યા પછી, અને સ્રી ગમે તેટલી શાણી, અનુભવી, ને જ્ઞાની હોય, તે છતાં પણ તેને કંઇ પણ સ્વતંત્રતા ન આપવી, એ તો અયોગ્ય લાગે છે. વળી વિધવા થયા પછી તેની ગમે તેટલી વય ને લાયકી હોય તે છતાં તેણે પુત્રને વશ રહેવું જોઇએ; પછી પુત્ર ગમે તે વયનો ને સમજુ કે અણસમજુ હોય.

વળી યાજ્ઞવલ્કય તો મનુથી પણ આગળ જઇ કહે છે કેઃ—

रक्षेत् कन्यां पिता विन्नां पतिपुत्रास्तुवार्धके ।
अभावे ज्ञातयस्तेषां स्वातंत्र्यं न क्वचित् स्त्रियः ॥

બાલ્યાવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવાવસ્થામાં પતિ રક્ષણ કરેછે, અને સ્વામિના મરણ પછી પુત્રો રક્ષણ કરે છે. વખતે તેઓ પણ ન હોય તો જ્ઞાતિ તરફથી રક્ષણ મેળવવું, પરંતુ સ્રીએ સ્વતંત્રપણે કદી વર્ત્તવું નહિ. આથી સ્રી જાતિની અધમાવસ્થાની પરિસીમા થાય છે. એટલું સારૂં છે કે આ વચનને કોઇ ગણકારતું નથી. કોઇ નાતજાતવાળા અનાથ સ્રીઓને રક્ષણ આપતા હોય કે પોતાના તાબામાં રાખતા હોય એવું જોવામાં આવતું નથી. ધર્મ શાસ્રોમાં જેટલી જેટલી અશકય કે અસ્વાભાવિક આજ્ઞાઓ થઇ છે, તેટલી લોકોએ બાજુએ મૂકી છે.

नास्ति स्त्रीणां पृथक् यज्ञो न व्रतं नाप्युपोपितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥

(बृहन्नार.)

સ્રીએ (પોતાના સ્વામિ સિવાય) જુદા યજ્ઞ, વ્રત કે ઉપવાસ કરવો નહિ. (માત્ર) જે પતિ સેવામાં તત્પર રહે તેને સ્વર્ગ મળે છે. યજ્ઞ પૃથક થતા નથી, પરંતુ વ્રત ઉપવાસ સર્વ સ્રીઓ પૃથક પણ કરે છે. સ્રીઓના ખાસ વ્રત ને ઉપવાસ—કોકિલાવ્રત, ગૌત્રાટ કાજળીઓ વગેરે—જે શાસ્રકારોએ ઉપજાવ્યાં તેમણે આ વચન નેવે મૂકેલું હોવું જોઇએ, અને જે સ્રીઓ તે આચરે છે, તેઓ ધર્મ શાસ્રનું ઉલ્લંઘન કરે છે એમ પણ ઠરે.

पतिमुल्लंघ्य या नारी उपोष्य व्रतमाचरेत् ।
आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत् ॥

(वृहन्नार.)

જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા સિવાય વ્રત અથવા ઉપવાસ કરે છે, તે સ્વામીનું આયુષ્ય હરે છે ને પોતે નર્કમાં પડે છે. મતલબ કે વ્રત ઉપવાસ અને ધર્મ કાર્ય કરવામાં પણ સ્ત્રીને સ્વતંત્રતા નથી.

भर्त्ता देवो गुरुर्भर्त्ता धर्मतीर्थव्रतानि च ।
तस्मात् सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ॥

(वृहन्नार.)

સ્ત્રીને ધણી (એજ) દેવ છે, ગુરૂ છે, ધર્મ છે, તીર્થ છે, વ્રત છે, માટે તે સર્વેનો ત્યાગ કરીને પતિની સેવા કરવી. અર્થાત્ સ્વામીસેવા વડેજ સર્વ થાય છે. આથી પત્નીનાં ધાર્મિક કર્ત્તવ્ય માત્ર પતિસેવાથીજ પૂર્ણ થાય છે, તેથી આપણા હાલના પંથોમાં કહેલા આચાર વિચાર વ્રતાદિની જેમ તેને ગરજ રહેતી નથી, તેમ તેને દેવ ગુરૂ વગેરેની પણ જરૂર નથી. એમ છતાં સ્ત્રીઓ આવી આજ્ઞા માનતી નથી. તેઓ જાણે છે કે એકલી પતિની સેવાથી મોક્ષ થવાનો નથી. પતિસેવા એ તેમનું કર્ત્તવ્ય છે, પરંતુ તે એકલુંજ કર્ત્તવ્ય આચરવાથી અને બીજાં કર્ત્તવ્ય છોડી દેવાથી તેનું કલ્યાણ થાય એ અયોગ્ય લાગે છે. આ વચનને આપણે અતિશયોક્તિવાળું ગણીશું.

सेवेत भर्तुरुच्छिष्टं इष्टमन्नफलादिकम् ।
महाप्रसाद इत्युक्त्वा मोदमाना निरंतरम् ॥

(वृहन्नार.)

સ્વામીનું ખાતાં વધેલું જે અન્ન તથા ફળ વગેરે હોય તે હમેશાં સ્ત્રીએ મહાપ્રસાદ માનીને આનંદથી ખાવું. ઉચ્છિષ્ટ એટલે એઠું ખાવાની આજ્ઞા કદાચ ગરીબ સ્થિતિમાં કરકસર કરવા માટે કિંવા ધણી ઉપરના ભાવની અવધિ બતાવવા માટે આપી હશે; પરંતુ તે ગમે તેવી સ્થિતિમાં સર્વ પ્રસંગે

આવુંજ જોઇએ એવી આશાની જરૂર નથી. ઘણી સ્ત્રીઓ આ આશા હાલ પણ પાળે છે, અને તે પોતાનું કલ્યાણકારી કર્તવ્ય સમજે છે.

જેમ શાસ્ત્રકારોએ ઉપર પ્રમાણે કેટલાક વાંધા પડતા વિચાર બતાવ્યા છે તેમ કેટલાક સારા વિચાર પણ બતાવેલા છે; જેમ,

सम्यग्धर्मार्थकामेषु दंपतीभ्यामहर्निशम् ।
एकाचित्ततया भाव्यं समानव्रतवृत्तितः ॥
(व्याससंहिता)

ધર્મ, અર્થ અને કામ એ ત્રિવિધિ કાર્યમાં પતિ અને પત્નીએ સમાન વ્રતથી સર્વદા એક ચિત્તે રહેવું.

अर्द्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
भार्य्या मूलं त्रिवर्गस्य, भार्य्या मूलं तरिष्यतः ॥
(आदिपर्व)

મનુષ્યનું ભાર્યા અર્ધાંગના છે. ભાર્યા એ શ્રેષ્ઠતમ સખા છે. ભાર્યા ધર્મ, અર્થ ને કામ એ ત્રિવર્ગનું મૂળ છે, અને ભાર્યા એ સંસાર તરવાનું મૂળ છે.

न च भार्या समं किंचिद्विद्यते भिषजां मतम् ।
औषधं सर्व्वदुःखेषु सत्यमेतद्ब्रवीमि ते ॥
(वनपर्व)

સર્વ દુઃખોમાં ભાર્યા સમાન બીજું ઔષધ વૈદ્યસંમત કાંઇ નથી.

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।
यथा नाभिचरेता तौ वियुक्ताविततरेतरम् ॥

पतिप्रियहितेस्थित्वा स्वाचारा संयतेन्द्रिया ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुपमं सुखम् ॥

( याज्ञवल्क्य )

જે ભાર્યા પતિના પ્રિય અને હિત કાર્યમા તત્પર રહે છે, અને સદાચાર વળી તથા સયતેંદ્રિય થાય છે, તેને આ લોકમાં કીર્તિ અને પરલોકમાં અનુપમ સુખ મળે છે.

नेक्षेत पतिं क्रूरदृष्ट्या श्रावयेन्नेव दुर्वचः ।
नाप्रियं मनसा वापि चरेत्पत्युः पतिव्रता ॥

( महानिर्वाण )

प्रमादोन्मादरोषेर्ष्यावंचनं चाभिमानिताम् ।
पैशुन्यहिंसाविद्वेषमोहाहंकारधूर्तता: ॥
नास्तिक्यसाहसस्तेयदंभान् साध्वी विवर्जयेत् ॥

( व्यासस्मृति )

પ્રમાદ, ઉન્મત્તતા, ક્રોધ, ઇર્ષ્યા, ઠગાઇ, અભિમાન, ચાડી, હિંસા, દ્વેષ, મોહ, અહંકાર, ધૂર્તતા, નાસ્તિકપણું, સાહસ, ચોરી, અને દંભ એ સર્વનો સારી સ્ત્રીઓએ ત્યાગ કરવો.

अरक्षिता गृहे रुद्धा: पुरुषैराप्तकारिभि: ।
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ता: सुरक्षिता: ॥

( मनुस्मृति )

વિશ્વાસપાત્ર માણસો સ્ત્રીઓને સાચવતાં હોય, તોપણ તે સ્ત્રીઓ અરક્ષિત છે, પરંતુ જે સ્ત્રીઓ પોતાથીજ પોતાનું રક્ષણ કરે છે, તેજ સુરક્ષિત છે એમ જાણવું.

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
संस्कृतोपस्करतया व्यये चामुक्तहस्तया ॥

( मनु )

સ્ત્રીઓએ સર્વદા પ્રફુલ્લ હૃદયથી રહેવું, ગૃહકાર્યમાં ચતુર થવું, ઘરની સામગ્રી સારી રાખવી, અને ખરચમાં હાથ છૂટો રાખવો નહિ.

शुश्रूषां परिचर्य्यां च करोत्यविमना: सदा ।
सुप्रीता च विनीता च सा नारी धर्मभागिनी ॥

( अनुशासन पर्व )

જે સ્ત્રી પ્રીતિથી તથા નમ્રતાથી અને એકાગ્ર ચિત્તથી સેવા તથા પરિચર્યા કરતી રહે છે, ધર્મને પામે છે.

विधाय प्रोषिते वृत्तिं जिवेन्नियममास्थिता: ।
प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥

( मनु )

વૃત્તિ આપીને પતિ પરદેશ ગયો હોય, તો સ્ત્રીએ નિયમમા રહીને જીવવુ, અને ન આપી ગયો હોય, તો ઉત્તમ શિલ્પ કરીને ગુજરો કરવો.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याण तत्र वै ध्रुवम् ॥

( मनु )

જે કુળમા સ્વામી ભાર્યાથી, અને ભાર્યા સ્વામીથી નિત્ય સતુષ્ટ રહેછે, તે કુળમા નિશ્ચિત કલ્યાણ થાય છે.

आज्ञासंपादिनीं दक्षा वीरसू प्रियवादिनीम् ।
कामिनीं नातिलंघेत धर्मकामार्थतत्परः ॥

( याज्ञवल्क्य )

જે સ્ત્રી પતિની આજ્ઞા પાળનારી, હુંશીઆર, સુપ્રજા ઉત્પન્ન કરનારી, અને પ્રિય બોલનારી હોય, તેના પતિએ ધર્મ, અર્થ અને કામમા તત્પર થઇ તેની ( તે સ્ત્રીની ) અવગણના કરવી નહિ.

अप्रियं नैव कर्तव्यं सपत्नीभि: परस्परम् ।
न गेयादन्यनामानि न कुर्यात् अन्यवर्णनम् ॥

( बृहन्नार. )

શોકયોએ એકબીજી સાથે લઢવુ નહિ, એકબીજીનુ ખરાબ ન ઇચ્છવું, એકબીજીને મેણા ન મારવા કે અમુક જાતી ખરાબ છે એવો દાખલો ન આપવો.

લગ્ન એ પવિત્ર ને ધાર્મિક બંધન છે, માટે દંપતીના પરસ્પર કર્તવ્ય પવિત્ર ને ધાર્મિક ગણવા જોઇએ. તે ન આચરવાથી કે તોડવાથી પાપ

થાય છે, એમ સમજવું. માતા પિતા અને સંતાનનાં પરસ્પર કર્તવ્ય ન છૂટે એવાં છે; તેજ રીતે દંપતીનાં પરસ્પર કર્તવ્ય ન છૂટે એવાં છે. જેમને જન્મપર્યંત એક બીજાના સંગમાં રહેવું છે, એક બીજાના સુખ દુઃખમાં ભાગ લેવાનો છે, એક બીજાની સહાયતાથી સંસાર તરવો છે, અને એક બીજાની મદદથી આત્માની ઉન્નતિ ને કલ્યાણ પામવાં છે, તેમને એક બીજા પ્રત્યે સદ્વર્તન રાખ્યા વગર ચાલેજ નહિ. જેઓમાં લગ્ન તોડી શકાતું નથી, એટલે છૂટા છેડા આપી છૂટાં પડાતું નથી કે ફરીથી પરણાતું નથી, તેમનો એક બીજાનો સંબંધ મરણ પર્યંત રહે છે, તેથી તેમને એક બીજાથી ગમે તેવી હરકતો પડે, અસુખ મળે, કે પીડા ભોગવવી પડે, તોપણ તેમણે એક બીજા પ્રત્યે સદ્વર્તન રાખવુંજ જોઇએ; અને એટલા માટેજ ઘણી વાર શાસ્ત્રકારોએ સ્ત્રીઓનાં કર્તવ્ય સખ્તાઇથી વર્ણવ્યાં છે, પરંતુ એજ રીતે જો તેમણે પુરૂષો ઉપર સખ્તાઇ બતાવી હોત તો બંને જાતિને ન્યાય મળત, અને સ્ત્રી જાતિની ઘણી અધમ સ્થિતિ થાત નહિ.

એક વાત એ પણ લક્ષમાં રાખવાની છે કે હિંદુ સ્ત્રીઓની સ્થિતિ બીજા દેશોની સ્ત્રીઓ કરતાં વધારે પરાધીન છે, કેમકે તેમને સર્વ બાબતોમાં બીજા ઉપર આધાર રાખવો પડેછે. જ્યાં સુધી સ્ત્રી વર્ગ અજ્ઞાન રહે, ત્યાં સુધી તે સ્વતંત્રતાને યોગ્ય ન થાય. કમ જોરાવર શરીરને લીધે તેને બીજા ઉપર આધાર રાખવો પડે છે. પોતાના ઉદર નિર્વાહ માટે તેનો જન્મ પર્યંત આધાર પતિ ઉપર રહેછે. આથી તેનું પતિ સાથેનું સરખાપણું કમી થાય છે. જેમ છોકરાનો આધાર માબાપ પર હોવાથી તેમને માબાપની આજ્ઞામાં રહેવું પડેછે, તેમ પત્નીનો આધાર પતિ ઉપર હોવાથી તેમને પતિની આજ્ઞામાં રહેવાની જરૂર ઉત્પન્ન થાય છે. અજ્ઞાન અવસ્થામાં જેમ છોકરાં સ્વતંત્ર થઇ શકતાં નથી, તેમ અજ્ઞાન અવસ્થાને લીધે સ્ત્રીઓ પણ સ્વતંત્ર થઇ શકતી નથી; પરંતુ આથી સ્ત્રીઓ પરતંત્રતાને માટેજ સરજી છે, એમ સમજવાનું નથી. વયે પહોંચ્યા પછી ને સમજુ થયા પછી તેમની યોગ્યતા પ્રમાણે તેમને સ્વતંત્રતા મળવીજ જોઇએ. જેમ તેઓ વધારે સુધરે ને જ્ઞાની થાય, તેમ તેઓ પુરૂષના જેવા હક મેળવવાને યોગ્ય થાય છે. સ્ત્રીઓની આવી સ્થિતિ જ્યાં સુધી થાય નહિ, ત્યાં સુધી દેશની ઉન્નતિ થવાની નથી, માટે તેમને કેળવણી આપવા ને સુધારવાની તથા તેમને યોગ્ય હક ને છૂટ આપવાની ખાસ જરૂર છે.

ધણીની આજ્ઞા પાળવાના સબંધમાં સુધરેલા દેશની ભણેલી સ્ત્રીઓ કેવો વિચાર રાખે છે તે જોઇએ. પૂર્વે કહ્યું છે તે પ્રમાણે એ દેશોમાં લગ્નને માત્ર ( દિવાની ) કરાર સમજવામાં આવે છે, તેથી એ કરાર કરતી વખતે જે જે પ્રતિજ્ઞા લેવાય છે, તે પાળવાને ધણી ધણીઆણી બંધાએલાં ગણવામાં આવે છે. એમાની એક પ્રતિજ્ઞા કન્યા લેછે, તે એવી કે હું ધણીની આજ્ઞા પાળીશ. આ પ્રતિજ્ઞા અથવા ફરજને કૃત્રિમ ગણી હાલની વિદુષીઓ તે વિષે વાંધો ઉઠાવે છે. મિસકોબ એ વિષે પોતાના વિચાર આ પ્રમાણે જણાવે છે.

"કેટલાક લોકો કહે છે કે આ પ્રતિજ્ઞા લેવાની સ્ત્રીને માથે ફરજ છે; કેમકે સેન્તપાલે ફરમાવ્યું છે કે સ્ત્રીએ પોતાના ધણીની આજ્ઞા માનવી જોઇએ. આ બાબતની હું સારી રીતે ચરચા કરી શકતી નથી, કેમકે નીતિના પ્રશ્નનો ધર્મ પુસ્તકને આધારે નિકાલ કરવાનો વિચાર જે ધર્મ ચુસ્ત લોકો રાખે, તે ધર્મ ચુસ્તપણાથી હું બહુ દૂર છું. પરંતુ જેઓ એ મહાન સંતના ગ્રંથમાંથી આ વચન આપે છે તેમને હું યાદ દેવડાવું છું, કે પોતાના બીજા ગ્રંથમાં એજ સંતે આપેલા એવાજ વચનને સરખું માન અથવા સત્તા આપવા તેઓ બંધાએલા છે. એ વચનમા ગુલામોએ પોતાના માલીકની આજ્ઞામાં રહેવાનુ ફરમાવ્યું છે, અને જે ગુલામ છટકી જાય તેને પાછો બેડીમાં નાખવા કહ્યું છે. પરંતુ અમેરિકાનો દરેક ખરો ખ્રિસ્તી પુરૂષ કે સ્ત્રી તેને છોડવાને હાલના વખતમાં મદદ કરશે. ખ્રિસ્તી ધર્મની શરૂઆતની શિક્ષાનો ઝોક એવો હતો, કે જે સત્તાધારી હોય તેના કેવળ તાબેદાર થવું-પછી તે ટાઇબિરીયસ, કેલિગ્યુલા અને નીરો જેવા ગાંડા ને જુલમી સત્તાધારો હોય. આપણા વખતમાં સ્વામી ને દાસ, જુલમગાર [ રાજ્યસત્તા ] અને રૈયતના સંબધમાં સંતના આ વચનને ગત યુગને યોગ્ય સમજી માણસો વારે વારે બાજુએ મૂકે છે. આ રીતે કર્યા પછી તેઓ શા આધારથી સ્ત્રી પુરૂષના સબંધમાં આ વચનને આધારભૂત ગણવાનો દાવો રાખે છે, તેની મને સમજ પડતી નથી.

"ધર્મશાસ્રનો આ બાબતમાં આધાર બતાવ્યા પછી ધણીની આજ્ઞા પાળવાના હિમાયતીઓ અગત્ય ઉપર પોતાની તકરારનો આધાર રાખે છે. એ અગત્ય એટલે ખરેખરી જરૂરીઆત અને તે યુગોના અનુભવથી મંજુર

થએલી છે એમ તેઓ ધારે છે. મળતા આવ્યા શિવાય બે જણ સાથે શી રીતે ચાલી શકે ? એ સવાલ જુના વખતનો છે, પરંતુ આ લોકો આપણને હાલ એવો પ્રશ્ન કરે છે કે તે (પુરૂષ) ને પોતાની મરજી પ્રમાણે કરવાનુ ન હોય તો બે જણ (સ્ત્રી ને પુરૂષ) સાથે ચાલી કેમ શકે ? એક હુકમ કરે અને બીજું તે ઉઠાવે, એ વિચાર તેમના મનમા એટલો રમી રહ્યો છે, કે તેમને બીજી કોઇ પણ ગોઠવણ ગૃહ-રાજ્યને વિનાશકારી લાગે છે. નાના કે મોટા, ઐહિક કે આમુષ્મિક, સાર્વજનિક કે ખાનગી કોઇ પણ જાતની જુલમાતનો બચાવ તે આચરનારાઓએ જેમના ઉપર સત્તા ચલાવવાની તેમની અગત્ય, સગવડ, જરૂરીઆત અને સલામતીના કારણોથી કર્યો નથી એવું મારી પ્રિય સખીઓ તમે કયારે પણ સાભળ્યાનુ મને જણાવશો ? રોમન પંથવાળા માણસોની બુદ્ધિ અને અંતઃકરણ ઉપર જબરદસ્ત સત્તા ચલાવીને ધર્મની બાબતમા ઘેટાએ તેમના ભરવાડથીજ દોરાવું એમ શું તે નથી કહેતા ? એક પ્રજા પોતાની મેળે રાજ્ય કરે તે કરતા એક મુખ્ય અને બિન જવાબદાર રાજા કે સત્તાધારી પ્રજાના ઉપર વધારે સારી રીતે રાજ્ય કરી શકે, એ ધોરણથી ઇતિહાસમા જણાવેલી દરેક પાદશાહત શું સ્થપાઇ નથી ? અરે, પ્રજાને નિરંતર બાલ્યાવસ્થામા રાખવાથી 'માબાપ' રાજ્યના સર્વ લાભ ને સગવડો ભેળવતા અતિ નુકસાન થયુ છે; એ વાત માણસને સમજાવવાના કામમા શુ યુગોના યુગો વીતી નથી ગયા, અને તો પણ તે પૂર્ણરીતે પૂરૂં થયું નથી ?

"ધર્મનાં તત્વો નક્કી કરવા માટે કોઇ પણ પંથ આચાર્ય વગર કેમ ચાલે ? રાજ્યતંત્રને ચલાવનાર સ્વચ્છંદી રાજા શિવાય રાજ્ય કેમ ચાલે ? કેવળ પોતાની મરજી પ્રમાણે સર્વ પ્રશ્નોનો નિકાલ કરવાને એક સત્તાધારી શિવાય ઘર સંસાર કેમ ચાલે ? આ સવાલો ઘણાખરા સરખી રીતના છે. પરંતુ પંથો ભક્તસમાજને ધોરણે આબાદી ભોગવે કે સુખી ઇગ્લાડની પેઠે લાખો લોકોનો સ્વતંત્ર ઇચ્છાના ધોરણથી રાજ્યો કીર્તિ ને આબાદીએ ચઢે, તેના કરતા પણ નાનકડો ઘરસંસાર પ્યારના બંધનવડે સંપજપથી ને આબાદીથી ચલાવાય એ ખરેખર વધારે સહેલું હોવુ જોઇએ.

"વળી સત્તા, અનુકૂળતા, અને જરૂરીઆત શિવાય આજ્ઞા પાળવાનો બચાવ કેટલાક લોક એક બીજા કારણથી કરે છે. સામાન્યપણે કુદરતના કે

રાજ્યના ઉપયોગ માટે નહિ, પણ આવા પાળનારના સુખને માટે, એટલે તેથી સ્ત્રીના અંતઃકરણને છૂટકબારી મળે છે, અથવા તેણીની ' જવાબદારીઓ ' થી છૂટા થવાને માર્ગ મળે છે.

" હવે મને ભય લાગે છે કે મારૂં અંતઃકરણ ભયંકર રીતે કઠણ થઇ ગએલું હોવું જોઇએ; કેમકે જીંદગીમા મને કદી એવુ લાગ્યું નથી કે મારી જવાબદારીઓ ( કોઇ પુરૂષને સમજાવીને મારો પતિ કરી શકું તો ) એવી ચીજ નથી કે જૂનાં ખાસડાંની પેઠે હું તેમને ઉતારી નાખું ને બાજુએ મૂકું. જો ચહાવા, માન આપવા ને તાબે થવા મારે પતિ હોય, અને પત્ની તરીકે હું ખરાબ રીતે નિષ્ફળ નિવડું નહિ, તો હું પૂછું છું કે એવી કઇ જવાબદારીઓ છે કે જેમને હું તજી શકૂં ? દાખલા તરીકે એક છોકરાને મેં તળાવમાં ડુબતો જોયો, મને મારા ધણીએ કહ્યું કે તેને કોઇ પણ કારણે પાણીથી બહાર કાઢીશ નહિ. પ્યારા જોન,તમને જે વાજબી લાગે તે ખરૂં એમ કહી મારા ધણીનો ખુશીથી હાથ પકડી ચાલતી પકડીને શું મારે મારી જવાબદારી તજવી જોઇએ ? જો જોને પોતે તે છોકરાને તલાવમાં નાખી દીધો હોત, અને હું તેને મદદ કરવા નજીક ઉભી હોત, તો પણ ઇંગ્લાંડના કાયદા પ્રમાણે હું ગુનાહથી અલબત છૂટી જાત, કેમકે, હું ધણીના હુકમ પ્રમાણે કરતી હતી, પરંતુ મારૂં અંતઃકરણ જવાબદારીથી કેવળ છૂટું થઇ શકે એમ હું ભાગ્યેજ ધારૂં.

અથવા વળી એક વધારે સાધારણ દાખલો લઇએ. મારે એક વૃદ્ધ માશી છે, અને ધારો કે બહુ કાયર કરે એવી છે ( મોટી વયની માશીઓ કમ ભાગ્યે ઘણી ખરી એવી હોય છે ), પણ હું જ્યારે બાળક હતી ત્યારે તે મને અત્યંત સુખકર હતી, અને તેનો મારી ઉપર એટલો ઉપકાર થયો છે કે તે હું કદી વાળી ન શકું. હાલમાં તે વૃદ્ધ, બહેરો ને બેવકુફ છે, અને તે મારા ધણીને બહુ હેરાન કરે છે, અને તેણીને અમારે ઘેર તેડવાની કે તેની વૃદ્ધાવસ્થામાં તેને જરા સુખચેન આપવાની તે મના કરે છે. બાપડી વૃદ્ધ માશી પ્રત્યેની મારી જવાબદારી મારે શું તજવી જોઇએ ? અને તેને એક નાની ચિઠ્ઠી લખી જણાવવું કે મારા પતિની ઇચ્છા મારે તમને તજી દેવાં એવી છે, અને તેમનો હુકમ પાળવો એ અલબત મારી ફરજ છે,. એ જણાવવાથી હું દિલગીર છું ? અહીં પણ ( ટુંકામાં જે ગુનાહનો માર્ગ તજવાનો હોય

કે જે ફરજ અદા કરવાની હોય એવી હરેક ધારી શકાય એવી બાબતમાં ) જવાબદારીને પોતાના શીર ઉપરથી મને લાગે છે કે ઉતારી દેવાય નહિ. મારા પતિ કે મારા પિતા એ બન્ને ઈચ્છતા હોય, તો પણ તે મારે માથેથી દૂર કરી શકે નહિ. અને તે શા માટે ? મારી સખીઓ, તેનું કારણ આ છે. કારણ કે પરમેશ્વરે એક સ્વતંત્ર વ્યક્તિ ( આડતિયા ) તરીકે-કૂતરા કે દિવાના તરીકે નહિ-ઉત્પન્ન કરી ત્યારે તેણે તે મારે શીર મૂકેલી છે. ચોરી આગળ કોઈ પણ પ્રતિજ્ઞા હવે પછી ખોટું કરવાનું ખરૂં કરી શકે નહિ, કે ખરૂં કરવાનું વધારે મુશ્કેલ થાય એવી પ્રતિજ્ઞા લેવામાં પાપ છે; પરંતુ જેમ બાપટિસ્તનું માથું કાપી નાખવાને હીરોડે લીધેલી અવિચારી પ્રતિજ્ઞા તે ( ખરૂં ) ન કરવાને મને બાધક થઇ શકે નહિ.

" ચાલો ત્યારે આ બાબતનો ખુલાસો કરી નાખીએ. નીતિનો હિસાબ આપવા લાયક પુખ્ત ઉમર થયા પછી પ્રતિજ્ઞાના કારણથી મનુષ્યની જવાબદારી—નીતિના અર્થમાં જવાબદારી-એક બાજુ ઉપર ઢોળી શકાતી નથી. આ વ્યાખ્યા તમારે ધ્યાનમા રાખવી. ખરા ખોટાની બાબત શિવાય સર્વ વાતમાં નાની છોકરીએ વાત્સલ્ય આજ્ઞા પાળવા સબધે પોતાના માબાપના ( સત્તા-હુકમ કરતાં ) વિવેક બુદ્ધિ ( નીતિના નિર્ણય ) ને અનુસરવું. હું ધારૂં છું કે માબાપના સત્તાની ઘણામાં ઘણી હિમાયત કરનાર પણ માબાપ છોકરાને ચોરી કરવા હુકમ કરે, તો તેણે તે ન માનવો એ વાત કબુલ કરશે.

" ત્યારે એવી કયી જવાબદારીઓ છે કે જે ધણીના કે માબાપના હાથમાં મૂકી શકાય ? નીતિની નહિ, પણ જે પદાર્થને એટલે નાણાં સંબંધી કે કુટુંબના બીજા હિતની બાબતો હોય તે. આવી ઘણી બાબતો વિષે ઘણી ઘણો ખરો વધારે સમજુ-ડાહ્યો હોય છે, અને મી. મિલ સૂચવે છે તેમ તેને પેઢીનો વડિલ ( ચઢતો ) કે કામ કરનાર ભાગીઓ બહુ વાજબી રીતે ગણી શકાય. અને જો કામ ઠીક ન ચાલે, પૈસા ખરાબ રીતે ધીરવામાં આવ્યા વગેરે; અને પાછળથી બૈરી જણાવવામાં આરામ્યોરા માને કે સર્વ જવાબદારી મી. સ્મિથને માથે હતી અને તેણીએ તે ઉપરથા પોતાનો બિલકુલ હાથ ઉઠાવ્યો હતો, તો ભલે એવા દિલાસાથી નિરાંત વાળે! એમ છતા જો તે લાયક અને સમજુ સ્ત્રી હોત, તો તેણે મી. સ્મિથને

ઇજીપૂરિયન બોન્ડમાં કે પારૂવીયન માઇન્સમાં પૈસા ન નાખવાની મજ-બૂત ભલામણ કરવાની જવાબદારી માથે લેવાનું પસંદ કર્યું હોત.

"છોકરાંને ઉછેરવાને કેળવવાનો જે કંઇ અધિકાર માતાને છે, તે 'જવાબદારી' દૂર કરવા સારૂ છોડી દેવાનું હું ધારૂં છું કે એથી પણ વધારે અશક્ય થશે. જ્યારે બદમાશ ઘોડે બેસાડીને ફરવા લઇ જતાં ચાર્લીની ગર્દન ભાગે, કે એક જાતના ચેપી રોગવાળા કુટુંબને મળવા જવાથી એડિથ હાકડી એ બંધાય, ત્યારે સર્વ જવાબદારી મેં તેમના બાપ ઉપર રાખી હતી, એમ કહેવાથી થોડોજ દિલાસો મળવાનો છે.

" પતિની તાબેદારીના તત્વના બચાવની આ દલીલો હું લંબાવી શકતી નથી. નીતિના મુખ્ય ધોરણ સાથે મારા ધારવા પ્રમાણે તે બંધ બેસતા નથી. નીતિનું ધોરણ એ કે પુખ્ત ઉમરના મનુષ્યની પૂર્ણ અને સ્વતંત્ર જવાબદારી અને ( હું વધારે કહું છું કે ) પ્રેમ તથા માયાની તે જામીનગીરી આપે છે, એવું જે મૂર્ખપણે ધારવામાં આવેછે, તે પ્યાર અને માયાની ઓછી વિરૂદ્ધ નથી. સ્વાભાવિક રીતે પ્યાર એ તાબેદારીના વિચારને ઉંધો વાળે છે, અને જે બે જણ એક બીજાને ખરેખર સહાય છે, તેમનામાં વાદ ઉત્પન્ન કરે છે કે કોણ હુકમ કરે એમ નહિ પણ કોણ તાબે થાય. આપણા દિલના ઉત્તમ દોસ્તની ઇચ્છાને તાબે થવા કરતાં હું આગળ વધીને ચોસરની બે ડાહી ને સુંદર કડિયો જે સ્પેન્સરે [ ફેરી ક્વીનવાળો સ્પેન્સર, ફર્સ્ટ પ્રિન્સિપલ્સ વાળો નહિ ! ] ઘણી ખરી અક્ષરશઃ ભણી છે, અને તે કડિયો મુખ પાઠ કરવાની તમને સર્વને સલાહ આપું છું-

આવે ઉપરીપણું જ્યારે, ત્યારે માહો પ્રેમ તે,
નાજુક પાંખ પમારીને, જલદી ઉડી જાય જે.

" બે પ્યારાંમાંનું એક બીજા તરફ ફરે અને તેની સેવા-ચાકરી કરવાના મીઠા હકનો નહિ, પણ તેના ઉપર અખત્યાર ચલાવવાના ને હુકમ કરવાના કડવા હકનો દાવો કરે, એ પ્યારની ફજેતી, ખોટાપણું, ને વિનાશકારી જખમ છે. અનુભવથી આપણે જાણીએ છીએ કે સુખી જોડાંનો આ દાવો ભાગ્યેજ સપાટી ઉપર તરી આવે છે, પરંતુ કાંઇ પણ વાદવિવાદમાં તેને માન્ય કરવો પડે તો દંપતી પ્રેમની ખુબી જતી રહે છે.

" હવે આ મતનાં ખરેખરા પરિણામ તે વિનાશકારીથી કમી હોતાં નથી. આપણુ જોઇએ છીએ કે ઉંચા અને નિખાલસ સ્વભાવવાળી એક વર્ગની સ્રીઓને હલકા મનના ધણીઓ જ્યારે જ્યારે ખરાબ મિજાજમાં હોય, ત્યારે ત્યારે એવી બેડીમા નાખે છે કે જે વડે તેઓ જીંદગી પર્યંત કોતરાયા ને ઘસાયા કરે છે. બીજી તરફ આપણે એવા વર્ગની સ્રીઓ જોઇએ છીએ, કે જેઓ પૂર્ણ રીતે જેમ કરે તેમ કરવા દે એવી—વાધો ન લે એમ તેની ખુશીથી તાબેદાર થઇ રહે છે, અને સાઠ ઉમરની વયે જ્યારે તેમના ધણી મરણ પામે ત્યારે ૭ વર્ષની વયે જેટલુ તેઓ પોતાનુ કામકાજ કરે તેના કરતાં વધારે સારી રીતે કરવાને તેઓ શક્તિમાન થતી નથી, પરંતુ તેમની છોકરવાદ ( અજ્ઞાનથી ) જેવું જણાઇ આવે છે. તેઓની જીદગીનુ આખુ નૈતિક કામ અર્ધા સૈમ સુધી બંધ પડ્યું છે. મારા પિતા [ જેઓ સ્રીઓની તાબેદારી બહુ પસંદ કરતા ] આવી વિધવાઓને હસતા, અને કહેતા કે તેમ નાથી મને વજન લઇ લીધેલા ઘડીઆળની વાત યાદ આવેછે, એટલે તે બંધ પડતા સુધી તુરતજ ખટ, ખટ, ખટ, કરવા લાગે છે.

" સ્રીઓને તાબામાં રાખવાનો પોતાનો હક છે, એવા રાક્ષસી વિચારથી શુ ધણીઓ વધારે સારા કે વધારે સુખી થાય છે ? અલબત નહિ. તેમની સ્વાર્થ અને જુલમની ખરાબ કસુરોને તે ઉત્તેજન આપ્યા વગર, અને સ્રીજાતિ તેમને આનદ આપનાર અને આત્મોન્નતિ કરનાર હોવાથી તેને માન આપવું જોઇએ, તે સ્રીજાતિ વિષે તુચ્છ વિચાર આણ્યા વગર રહેજ નહિ. જ્યારે માણસ પોતાની પત્નીને ખરેખરૂં માન આપે છે, ત્યારે તેમની દપતી અવસ્થા કેવી સુંદર ને સુખરૂપ હોય છે તે આપણે જોઇએ છીએ. પરંતુ તેમના લગ્ન સંબંધની કેવળ વિરૂધ્ધ તે આ રીતે કરે છે, અને જે સ્રી જીંદગી પર્યંત તન મન વડે તેના હુકમ પાળવાને ખરેખરી બંધાએલી છે, અને જેના છોકરા તે પોતાના નથી પણ તેના ( ધણીના ) છે, અને જ્યારે યોગ્ય લાગે ત્યારે તેના હાથમાથી ઝુંટાવી લે છે, તે સ્રીને માન આપવું એ ઘણું કઠીણ કામ છે. પોતાની સ્રીઓને તાબેદારનોકર—તેમની ભિકત છે—એવું કાયદાથી ને રૂઢાથી શીખવાયું ન હોત, તો તે ર ધણીઓ ઈંગ્લાડમા રોજ તેમની પત્નિઓ ઉપર જે ભયંકર જુલમાત કરે છે તે થાત નહિ. એવી જુલમાત કેટલી થતી હશે તેની

ઇજીપ્શિયન બૉન્ડમાં કે પારૂવીયન માઇન્સમાં પૈસા ન નાખવાની મજ-બૂત ભલામણ કરવાની જવાબદારી માથે લેવાનું પસંદ કર્યું હોત.

"છોકરાંને ઉછેરવાને કેળવવાનો જે કંઇ અધિકાર માતાને છે,તે 'જવાબ-દારી' દૂર કરવા સારૂ છોડી દેવાનું હું ધારૂં છું કે એથી પણ વધારે અશક્ય થશે. જ્યારે બદમાશ ઘોડે બેસાડીને ફરવા લઇ જતાં ચાર્લીની ગર્દન ભાગે, કે એક જાતના ચેપી રોગવાળા કુટુંબને મળવા જવાથી એડિથ ઢાકડી એ બધાય, ત્યારે સર્વ જવાબદારી મેં તેમના બાપ ઉપર રાખી હતી, એમ કહેવાથી થોડોજ દિલાસો મળવાનો છે.

" પતિની તાબેદારીના તત્વના બચાવની આ દલીલો હું લંબાવી શકતી નથી. નીતિના મુખ્ય ધોરણ સાથે મારા ધારવા પ્રમાણે તે બંધ બેસતા નથી. નીતિનું ધોરણ એ કે પુખ્ત ઉમરના મનુષ્યની પૂર્ણ અને સ્વતંત્ર જવાબદારી અને ( હું વધારે કહું છું કે ) પ્રેમ તથા માયાની તે જામીનગીરી આપે છે, એવું જે મૂર્ખપણે ધારવામાં આવેછે,તે પ્યાર અને માયાની ઓછી વિરૂદ્ધ નથી. સ્વાભાવિક રીતે પ્યાર એ તાબેદારીના વિચારને ઉંધો વાળે છે, અને જે બે જણ એક બીજાને ખરેખર ચહાય છે, તેમનામાં વાદ ઉત્પન્ન કરે છે કે કોણ હુકમ કરે એમ નહિ પણ કોણ તાબે થાય. આપણા દિલના ઉત્તમ દોસ્તની ઇચ્છાને તાબે થવા કરતાં હું આગળ વધીને ચોસરની બે ડાહી ને સુંદર કડિયો જે સ્પેન્સરે [ ફેરી ક્વીનવાળો સ્પેન્સર, ફર્સ્ટ પ્રિન્સિપલ્સ વાળો નહિ ! ] ઘણી ખરી અક્ષરશઃ ભણી છે, અને તે કડિયો મુખ પાઠ કરવાની તમને સર્વને સલાહ આપું છું-

આવે ઉપરીપણું જ્યારે, ત્યારે મોહો પ્રેમ તે,<br>
નાજુક પાંખ પસારીને, જલદી ઉડી જાય જે.

" બે પ્યારાંમાંનું એક બીજા તરફ ફરે અને તેની સેવા-ચાકરી કરવાના મીઠા હકનો નહિ, પણ તેના ઉપર અખત્યાર ચલાવવાના ને હુકમ કરવાના કડવા હકનો દાવો કરે, એ પ્યારની ફજેતી, ખોટાપણું, ને વિનાશકારી જખમ છે. અનુભવથી આપણે જાણીએ છીએ કે સુખી જોડાંનો આ દાવો ભાગ્યેજ સપાટી ઉપર તરી આવે છે, પરંતુ કાંઇ પણ વાદવિવાદમાં તેને માન્ય કરવો પડે તો દંપતી પ્રેમની ખૂબી જતા રહે છે.

" હવે આ મતના ખરેખરા પરિણામ તે વિનાશકારીથી કમી હોતા નથી આપણે જોઇએ છીએ કે ઉચા અને નિખાલસ સ્વભાવવાળી એક વર્ગની સ્ત્રીઓને હલકા મનના ધણીઓ જ્યારે જ્યારે ખરાબ મિજાજમા હોય, ત્યારે ત્યારે એની બેડીમા નાખે છે કે જે વડે તેઓ જીદગી પર્યંત કોતરાયા ને ઘસાયા કરે છે બીજી તરફ આપણે એવા વર્ગની સ્ત્રીઓ જોઇએ છીએ, કે જેઓ પૂર્ણ રીતે જેમ કરે તેમ કરવા દે એની–વાધો ન લે એમ તેની ખુશીથી તાબેદાર થઇ રહે છે, અને સાઠ ઉમરની વયે જ્યારે તેમના ધણી મરણ પામે ત્યારે છ વર્ષની વયે જેટલુ તેઓ પોતાનુ કામકાજ કરે તેના કરતા વધારે સારી રીતે ભરવાને તેઓ શક્તિમાન થતી નથી, પરતુ તેમની છોકરવાદ ( અજ્ઞાનથી ) જેવુ જણાઇ આવે છે તેઓની જીદગીનુ આખુ નૈતિક કામ અર્ધા સૈકા સુધી બધ પડ્યુ છે મારા પિતા [ જેઓ સ્ત્રીઓની તાબેદારી બહુ પસદ કરતા ] આવી વિધવાઓને હસતા, અને જોતા કે તેમ નાથી મને વજન લઇ લીધેલા ઘડીઆળની વાત યાદ આવેછે, એટલે તે બધ પડતા સુધી તુરતજ ખટ, ખટ, ખટ, કરવા લાગે છે.

" સ્ત્રીઓને તાબામા રાખવાનો પોતાનો હક છે, એવા રાક્ષસી વિચા રથી શુ ધણીઓ વધારે સારા કે વધારે સુખી થાય છે ? અલબત નહિ. તેમની સ્વાર્થ અને જુલમની ખરાબ કસુરોને તે ઉત્તેજન આપ્યા વગર, અને સ્ત્રીજાતિ તેમને આનદ આપનાર અને આત્મોન્નતિ કરનાર હોવાથી તેને માન આપવુ જોઇએ, તે સ્ત્રીજાતિ વિષે તુચ્છ વિચાર આણ્યા વગર રહેજ નહિ. જ્યારે માણસ પોતાની પત્નીને ખરેખરૂ માન આપે છે, ત્યારે તેમની દપતી અવસ્થા કેવી સુદર ને સુખરૂપ હોય છે તે આપણે જોઇએ છીએ. પરતુ તેમના લગ્ન સબધની કેવળ વિરૂધ્ધ તે આ રીતે કરે છે, અને જે સ્ત્રી જીદગી પર્યંત તન મન વડે તેના હુકમ પાળવાને ખરેખરી બધાએલી છે, અને જેના છોકરા તે પોતાના નથી પણ તેના ( ધણીના ) છે, અને જ્યારે યોગ્ય લાગે ત્યારે તેના હાથમાથી છુટવી લે છે, તે સ્ત્રીને માન આપવુ એ ઘણુ કઠીણ કામ છે. પોતાની સ્ત્રીઓને તાબેદારનોકર– તેમની મિલકત છે–એવુ કાયદાથી ને રૂઢીથી શીખવાયુ ન હોત, તો તેર ધણીઓ ઈગ્લાડમા રોજ તેમની પત્નિઓ ઉપર જે ભયકર જુલમાત કરે છે તે થાત નહિ. એવી જુલમાત કેટલી થતી હશે તેની

આપણે ગણત્રી કરી શકતાં નથી, પરંતુ મારી ખાત્રી થઈ છે કે સ્ત્રીઓની તાબેદારીના સર્વ વિચાર તદન બદલાય નહિ, ત્યાં સુધી સ્ત્રીઓ ઉપરની એવી જુલમાત, સ્ત્રીઓને માર પછાડ અને સ્ત્રીઓનાં ખુન કદી બંધ પડવાનાં નથી."

ઉપરના ઉતારાથી પાશ્ચાત્ય દેશોની સુધરેલી અને આગળ પડતી સ્ત્રીઓ આજ્ઞા પાળવાના સંબંધમાં કેવા વિચાર ધરાવે છે, તે માલમ પડશે. એ વિચાર મનન કરવા સરખા છે. એનો મુખ્ય આશય એવો છે કે જ્યાં પોતાનાં કર્ત્તવ્યનો સવાલ આવે, એટલે તે તજવાં પડે, અથવા પાપાચરણ કરવું પડે, ત્યાંજ ધણીની આજ્ઞાનું ઉલ્લંઘન થાય તો હરકત નહિ; પરંતુ ઘરના ને લૌકિક કારવ્યવહારમાં સ્ત્રીએ ધણીની આજ્ઞામાં રહેવું એ સારૂં છે. મરહુમ મહારાણી શ્રી વિક્ટોરિયાનાં લગ્ન થવાનાં હતાં, તે વખતે વડા ધર્મ ગુરૂએ તેમને જણાવ્યું, કે લગ્ન ક્રિયા વખતે ધણીની આજ્ઞા પાળવાનું વચન અમે છોડી દઈશું, ત્યારે તેમણે કહ્યું, કે મારૂં લગ્ન રાણી તરીકે થવાનું નથી, પણ એક સ્ત્રી તરીકે થવાનું છે, અને સ્ત્રી તરીકે હું ધણીની આજ્ઞા પાળવા બંધાએલી છું, માટે મારે એ પ્રતિજ્ઞા લેવાની છે.

આપણે અહીં લગ્નની વિધિ વખતે જો કે ધણીની આજ્ઞા પાળવાની સ્ત્રીને પ્રતિજ્ઞા કરવી પડતી નથી, તોપણ શાસ્ત્રકારોનાં વચન અને રૂઢીને લઈને દરેક સ્ત્રી પતિની આજ્ઞા માનવી એ પોતાનું કર્ત્તવ્ય સમજેછે. ધણીઓ પોતાના પ્રમાદથી એટલે સુધી જાય છે કે તે પત્નીને જાણે એક મિલ્કત હોય તે રીતે જુગારમાં આંકી શકે કે દાનમાં આપી શકે, એવી તેમની સમજ છે! જો કે આવા દાખલા હાલ બનતા નથી, પરંતુ મહાભારતના ને બીજા વખતના દાખલા પુસ્તકોમાં આપેલા છે. શું પુરૂષ આ પ્રમાણે સ્ત્રીઓને આપી શકે, અને સ્ત્રીએ પોતાનું કર્ત્તવ્ય સમજી ધણીના આવા હુકમને તાબે થવું જોઇએ? ઘરના અને લૌકિક કાર વ્યવહારમાં પણ નફા નુકશાનની સ્ત્રી ભાગિયણ થાય છે, તેથી તે તરફ પણ ધ્યાન આપવાની તેની ફરજ છે, તેમ પુરૂષે તેની સલાહ લેવાની પણ ફરજ છે. ધણીએ અમુક ચીજ ખરીદવા કે અમુક કામ કરવા આજ્ઞા કરી હોય, પરંતુ તેથી જો ગેરલાભ થશે એવું સ્ત્રીને માલમ પડે, તો પણ શું તેણે આંખો મીચીને

પતિની આજ્ઞા માથે ચઢાવવી જોઇએ? સમજુ પુરૂષો એવી આજ્ઞા આપતા નથી, અને ડાહી સ્ત્રીઓ એવી આજ્ઞા થાય, ત્યારે ધણીને ધીમાશથી સમજાવે છે, અને સમજુ ધણી તે માને છે પણ ખરો.

વળી ધણીઓ સ્ત્રીને તાબેદાર ગુલામડી જેવી લેખે અને તેની સાથે તેવી વર્ત્તણુક રાખે એ પણ અયોગ્ય છે. પોતે મનસ્વી હુકમ કરે, તે સ્ત્રીએ પાળજવો જોઇએ; પછી ભલે તેથી તે નુકસાન વેઠે કે દુઃખ ભોગવે! સ્ત્રીને વેતરણ સરખી ગણીને તેની પાસેથી હદ ઉપરાંત કામ કરાવવામાં આવે, અને જેટલી દયા જાનવરને માટે ખાવામાં આવે તેટલી પણ તેને માટે ન ખાય તો તે ધણીને ક્રૂર સમજવો જોઇએ. તેને હીંડતાં ચાલતાં તુચ્છકારવી, ગાળો દેવી, ને માર મારવો એ હિચકારાપણું છે. વિલાયત કરતાં આપણા દેશમાં આવા દાખલા ઘણા બને છે; કેમકે ત્યાંના કરતાં અહીં સ્ત્રી વિષે પુરૂષો હલકા વિચાર ધરાવે છે, અને સ્ત્રીઓ વધારે તાબેદારી ભોગવે છે. અલબત સમજુ લોકોમાં આવા દાખલા થોડા બને છે.

એથી ઉલટું કેટલીક સ્ત્રીઓ "અવળચંડી" જેવું આચરણ લઇ બેસે છે. તે જાણે ધણી કરે તે ન કરવું, અને પોતાની મરજીમા આવે તેજ કરવાનું પણ લઇ બેસે છે. સ્ત્રીઓની આવી ચાલ પણ ધિક્કારવા લાયક છે. ધણીની મરજી સંપાદન કરવી એ સ્ત્રીની ફરજ છે. જો તેના કહેવામાં ન રહે, તો મરજી સંપાદન થઇ શકે નહિ. સ્ત્રીનાં આવાં કૃત્યથી ધણી નારાજ રહે, અને બન્ને વચ્ચે અણબનાવ થાય, અને તેથી બન્ને જણ સુખ ભોગવી ન શકે. સંસારમાં વાસ્તવિક એવું બને છે, કે જે ડાહ્યું ને કુશળ હોય તેજ બીજા ઉપર ઉપરીપણું રાખી શકે છે. ઉપરીપણું જુલમથી જોઇએ તેવું અને હમેશા ટકી શકતું નથી. જ્યાં ધણી ડાહ્યા ને સમજુ હોય છે, ત્યાં તેમનું ઉપરીપણું સીધી માંડીને ઘરનાં સર્વે મનુષ્યો ઉપર રહે છે. જ્યાં સ્ત્રી ડાહી ને કુશળ હોય છે, ત્યાં બહુ કરીને તેનું ચલણ ઘરના અંદર જોવામાં આવે છે.

કેટલીકવાર સ્ત્રીઓ પોતાનું ચલણ થવાને ખોટા ઉપાય લેછે. ધણીને વશ કરવા સારૂ દોરા ધાગા કે કામણ દુમણ કરાવે છે, પરંતુ એ વશિકરણના દુષ્ટ ઉપાય છે, અને તેથી ઇચ્છિત ફળ ન થતાં ઘણીવાર ભયંકર પરિણામ નીપજે છે. ધણીને કબજામાં રાખવા માટે વખતે તે તેને ખોટી રીતે

ભમાવે છે. અનેક તરેહનાં જૂઠાં સાચાં કરી તેની માતા કે બીજાં વડિલ સાથે વિરોધ પડાવે છે. તેને રાજી રાખવા સારૂ તે જાઠ ચલાવે છે, એટલે વખતે ઘણું ખરીદ્યુ હોય તે થોડુ કહે,મોઘું આણ્યું હોય તે સસ્તુ બતાવે, કે થોડું કામ કર્યા છતા ઘણું દેખાડે. ઘરને માટે ને ધણીને માટે જાણે તે વાજ આવતી હોય એવુ ડોળ કરે. ભૂતાવળ વગેરેના ફેલ કરે, તે એવી મતલબથી કે પોતાને કામ કરવુ ન પડે, અને ધણી પોતાને માટે કાળજી રાખતો થાય. આવુ કરનારી નારીઓ પોતાના કર્ત્તવ્ય ચૂકે છે, અને પાપ કર્મથી પતિત થાય છે.

જ્યહાં ખરો પ્રેમ છે ત્યા તાબેદારી ટકી ન શકે. જ્યા પ્રેમછે ત્યાં દાસત્વ નાશ પામે છે. પરસ્પર ખરો પ્રેમ હોય, તો એક બીજાના મનમા હુકમ કરવાનું નથી આવતુ, પરતુ એક બીજાની મરજી સાચવવાનું, એટલે હુકમ ઉઠાવવાનું તેના મનમાં આવે છે. પ્રેમાળ સ્ત્રી ધણીના હુકમની રાહ જોતીજ નથી. તેને જે જે જોઇયે તેની ગોઠવણ તે અગાઉથી કરી રાખે છે. તેની જેવી ઇચ્છા જુએ છે, તે પ્રમાણે તે વર્તે છે. પ્રેમના બધનથી સ્ત્રી પુરૂષનું યુગલ સ્વરૂપ–એક સ્વરૂપ થઇ રહે છે. એ એક સ્વરૂપનો કયો અર્ધોભાગ કયા અર્ધા ભાગ ઉપર સત્તા ચલાવે એ પ્રશ્ન રહેતોજ નથી. ખરી મિત્રતામાં જેમ એક મિત્ર બીજા મિત્ર ઉપર આજ્ઞા કરી શક્તો નથી;પણ દરેક મિત્ર બીજાની આજ્ઞા ઉઠાવવા તત્પર રહે છે, તેમ ખરાં દંપતી તેજ કે જે એક બીજાની આજ્ઞા ઉઠાવવા યત્પર છે, પરંતુ આજ્ઞા કરવા નારાજ છે.

લગ્ન વડે પત્નીના [ ધણીનાં પણ ] બે કર્ત્તવ્ય ઉત્પન થાયછે; ૧ પાતિવ્રત્ય–પતિવ્રતાપણું [ ધણીનું એક પત્નીવ્રત ], ૨ ઉપયોગી થવા પણું.

શિયળના વિષયમાં આપણે બતાવ્યું છે કે પતિવ્રતાપણું અથવા શિયળ એ સ્ત્રીનો જાતિ ધર્મછે. લગ્ન કર્યા પછી એ લૌકિક ધર્મ થાયછે,તેથી એ કર્ત્તવ્ય બેવડું જોર પકડે છે, અને તે ન પાળવાથી બેવડું પાપ થાય છે. લગ્ન વડે સ્ત્રી પોતાનું તન મન ધણીને અર્પે છે, તેથી તે મનસા વાચા ને કર્મણા વડે પાતિવ્રત્યનો ભંગ કરી શકતા નથી. શિયળના પાઠમા આ વિષે ઘણી વાત કરી છે, માટે તેનું પિષ્ટપેષણ ન કરતાં જે વિશેષ વાત કહેવાની તેજ અહીં કહીશું.

મહા ભારતના અનુશાસન પર્વમા કહ્યું છે કેઃ—

सुस्वभावा सुवचना सुवृत्ता सुखदर्शना ।
अनन्य चित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणी ॥

જે સ્ત્રી સર્વ સાથે સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, સદાચાર પાળનારી, પતિમાજ ચિત્ત રાખનારી, તથા આનંદી મનવાળી હોય, તેને પતિવ્રતા સ્ત્રી જાણવી.

બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કેઃ—

अति प्रिय तरैर्वा क्यैर्भतारं यासुपेवते ।
पतिवृत्ता शिरोरत्नं सानारि कथिता बुधैः ॥
वीक्षिता विक्षितेना न्यैर्हासिता नहसत्यपि ।
भाषिता मापतेनैव सा साध्वी साधु लक्षणा ॥

જે સ્ત્રી પોતાના પતિ સાથે હમેશા સારા વચનો બોલી તેના કહેવા પ્રમાણે વર્તે છે, તે સ્ત્રીને બુધ્દિમાન લોક પતિપ્રવ્રતા સ્ત્રીઓમા રત્ન કહે છે.

દુરાચારી પુરૂષ તેની સામું જુએ છે પણ તે તેની સામે જોતા નથી, તે હસાવતો હોય પણ પોતે હસતી નથી, તે બોલાવતો હોય પણ પોતે બોલતી નથી એવા સારા લક્ષણવાળી સ્ત્રી પ્રતિવ્રતા કહેવાય છે.

મહાત્મા મનુ કહે છે કેઃ—

पति या नाभिचरति मनो वाग्देह संयुता ।
सा भर्तृ लोकमाप्नोति सद्भिः साध्वी तिचोच्यते ॥

જે સ્ત્રી પોતાના પતિનુ અપમાન ન કરતાં તેનામાં મન,વાણી અને શરીરેથી નિષ્ઠા રાખી રહે છે, તે પરલોકમાં પણ પોતાના સ્વામીના ઘરમા રહે છે, અને આ લોકમાં સાધ્વી એમ્ર્લે પ્રતિવૃતા કહેવાય છે.

અને લૌકિક ધર્મ તરીકે જ્યાં સુધી તે બીજો પતિ ન કરે, ત્યાં સુધી મરનાર પતિની સાથે લગ્નની પવિત્ર ગાંઠ વડે બંધાયાથી તે એ કર્ત્તવ્યથી મુકત થઈ શકતી નથી. વિધવા અવસ્થા બહુ બુરી છે. યુવાવસ્થા હોય તે વખતે શિયળ સાચવવું સહેલ નથી. જે દૃઢ મનની, કર્ત્તવ્ય સમજનારી ને તેને દૃઢતાથી વળગી રહેનારી, લાજની દરકાર કરનારી અને કુલીન હોય તેજ આબરૂ ભેર રહી શકે છે. આબરૂ ભેર રહેવા માટે દરેક વિધવાએ ખરા મનથી યત્ન કરવોજ જોઇએ. આપણા સદ્‌ગુણની કસોટી વિપત્તિમાં અને લાલચોમાંજ થાય છે. જે વિપત્તિને ગણકારતી નથી, અને લાલચથી લપટાતી નથી, તેને સુનીતિ આચરવામાં નિર્ભયપણું છે.

ઉપયોગી થવાપણું એ બીજું કર્ત્તવ્ય છે. ઉપકારનો બદલો વાળવો એ મનુષ્યનો ધર્મ છે. માબાપ આપણા ઉપર અનેક ઉપકાર કરે છે, માટે તેનો બદલો વાળવા આપણે તત્પર થઇયે છીએ. એજ રીતે ધણીના પત્ની ઉપર અનેક ઉપકાર થાય છે, તેનો બદલો તેણીએ વાળવોજ જોઇએ. વળી જેમને એક બીજાના સંગમાં જીંદગી પર્યંત રહેવાનું છે, તેમને એક બીજાના કામમાં આવવાની જરૂર ઉત્પન્ન થાય છે. ધણીનાં વચન ઉથ્થાપવાને બદલે તે પાળવાની ઇચ્છી રાખવી. તે અભિપ્રાય પૂછે ત્યારે તેને તોડી પાડવાને બદલે મળતું થવા યત્ન કરવો. પોતે નિસ્સ્વાર્થી, પ્રેમાળ ને વિચારવાન થઇ વિનાકારણ તેની આડે ન આવતા તેને મદદગાર થવા આતુરતા રાખવી. તેના સુખ અને કલ્યાણને માટે તત્પરતા રાખવી, અને તેની ઇચ્છાને અનુસરવું. એમ કરીએ તોજ તેને ઉપયોગી થઇ પડાય છે.

જે સ્ત્રી પોતાના ધણીના સુખ દુઃખમાં ભાગ લેતી નથી, અને તેની ભીડે ભોગ પડતી નથી, તે સ્ત્રી પત્ની તરીકે પોતાનું કર્ત્તવ્ય ચૂકે છે. પોતાનો ધણી ખાટલે પડ્યો હોય તે વખતે તેને માટે ઔષધ ઉપચાર ન કરે, ખાવા પીવાની તજવીજ વખતો વખત ન કરે, અને તેની સારવાર કરવામાં ધ્યાન ન આપે, એવી નિર્દય સ્વભાવની સ્ત્રીઓ ભાગ્યેજ જોવામાં આવે છે. દોહિલા દહાડા આવે ત્યારે ધણીને વહેતો મૂકે એવી કઠણ કાળજાની સ્ત્રી કોઇકજ હોય છે. જરૂરને પ્રસંગે પતિની સેવા ન કરવી એ આર્ય ધર્મનીત નથી, એટલુંજ નહિ, પણ તેમ કરવાથી પોતાના કર્ત્તવ્યનો ભંગ થાયછે.

ધણી એક બીજાનું સુખ સહી ન શકે, કે એક બીજાની ભીડ ભોગ ન પડે, એ દેખીતુ છે.

પત્નીનું સૌથી મોટુ કર્ત્તવ્ય પતિની આત્મોન્નતિ કરવી એ છે. ધણીના આત્માની ઉન્નતિ બૈરી કેમ કરી શકે, એ પ્રશ્ન ઘણાંના મનમા આવશે. સ્ત્રી શું પુરૂષ કરતા વધારે જ્ઞાની છે, અને તે શું ધણીની ઉપરી છે કે તે ધણીની ઉન્નતિ માટે કંઇ કરી શકે ? સ્ત્રી જ્ઞાની ન હોય કે ધણી ઉપર અખત્યાર ચલાવી શકતી ન હોય, તોપણ તે ધારે તો ધણીનું ઘણો રીતે કલ્યાણ કરી શકેછે. સ્ત્રી પુરૂષ જન્મ પર્યંત એક બીજાના સગમા રહેછે. સોબતની અસર થયા વગર રહેતી નથી. સ્ત્રીની વાણી અને રહેણી કરણી પુરૂષ ઉપર અસર કરેછે. કઠોર ને ક્રૂર પુરૂષો સન્નારીના સંગમાં કોમળ હૃદયના થાયછે. નિર્દય સ્વભાવ બદલાઇને તેથી ધીમે ધીમે દયાળુ વૃત્તિ પ્રબળ થાયછે. સ્ત્રીના વચ્ચે પડવાથી પુરૂષ પોતાનો મિજાજ ખામોશ રાખેછે. વાંઢા અવસ્થામા પુરૂષની અંદર રહેલી કઠોરતા, અસભ્યતા, નિર્દયતા, એકલ પેટાપણુ વગેરે દુર્ગુણો પરણ્યા પછી ધીમે ધીમે કમી થવાનાં ઘણા દાખલા છે. તેની સ્વછંદી ચાલ પણ ગૃહસ્થાશ્રમ ધર્મમા પડયા પછી દૂર થાયછે. પ્રેમની ઝાખી પુરૂષને સ્ત્રીના સંગથી થાયછે, અને એ પ્રેમ આગળ જતે દૈવી સ્વરૂપ પકડેછે. આ પ્રમાણે સ્ત્રી વડે જો પુરૂષની નીતિ રીતિ સુધરે તો તેના આત્માની ઉન્નતિ થયા વગર રહે નહિ, એ સ્પષ્ટછે. એથી ઉલટુ જો સ્ત્રી સારા લક્ષણની ન હોય, તો પુરૂષમા તેના કેટલાક કુલક્ષણ દાખલ થાયછે. વળી કેટલીકવાર પુરૂષને સારા કામ કરવા જતા તે આડે આવેછે. તે કહેછે તમે પરમાર્થના કામમા પૈસા ખરચવાથી “ ઘરના છોકરા ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો ” જેવું કરશો. તમે બીજાને બચાવવામા પોતાને શીર જોખમ વહોરી લોછો. ગરીબ લોકોને રોગ ચાળાના વખતમા મદત કરવા જતા કદાશ તમને ચેપી રોગ લાગશે અથવા બહુ મહેનતથી તમારૂ પોતાનું શરીર બગાડશો. પંચ્પોળમા લાય થઇછે, તો “ આવ પથરાપગ ઉપરપડ ” કરીને આપણે તેત્યાં શા માટે જવુ ને શરીરને જોખમમા નાખવુ ? “ કાઝી દુબળે કયૌ, તો કહે સારે શહેર કી ફિકર. ” જેવું મન રાખવાથી આપણને શો લાભ ? આવા અવા વિચાર અને દિલસોજી બતાવવાથી વખતે પુરૂષની પરમાર્થ વૃત્તિ કમી થાયછે કે બદલાય છે. પત્નીએ બનતા સુધી ધણીને સુકાર્ય કરવામા ઉત્તેજન અને મદત કરવી એ તેનું કર્ત્તવ્ય છે.

ધણી એક બીજાનું સુખ લઈ ન શકે, કે એક બીજાની ભીડ ભોગ ન પડે, એ દેખીતુ છે.

પત્નીનું સૌથી મોટું કર્ત્તવ્ય પતિની આત્મોન્નતિ કરવી એ છે. ધણીના આત્માની ઉન્નતિ બૈરી કેમ કરી શકે, એ પ્રશ્ન ઘણાંના મનમાં આવશે. સ્ત્રી શું પુરૂષ કરતા વધારે જ્ઞાની છે, અને તે શું ધણીની ઉપરી છે કે તે ધણીની ઉન્નતિ માટે કંઈ કરી શકે ? સ્ત્રી જ્ઞાની ન હોય કે ધણી ઉપર અખત્યાર ચલાવી શકતી ન હોય, તેપણ તે ધારે તો ધણીનું ઘણી રીતે કલ્યાણ કરી શકેછે. સ્ત્રી પુરૂષ જન્મ પર્યંત એક બીજાના સગમા રહેછે. સોબતની અમર થયા વગર રહેતી નથી. સ્ત્રીની વાણી અને રહેણી કરણી પુરૂષ ઉપર અસર કરેછે. કઠોર ને ક્રૂર પુરૂષો સન્નારીના સગમા કોમળ હૃદયના થાયછે. નિર્દય સ્વભાવ બદલાઈને તેથી ધીમે ધીમે દયાળુ વૃત્તિ પ્રબળ થાયછે. સ્ત્રીના વચ્ચે પડવાથી પુરૂષ પોતાનો મિજાજ ખામોશ રાખેછે. વાઢા અવસ્થામા પુરૂષની અદર રહેલી કઠોરતા, અસભ્યતા, નિર્દયતા, એકપેટાપણું વગેરે દુર્ગુણો પરણ્યા પછી ધીમે ધીમે કમી થવાનાઘણા દાખલા છે. તેની સ્વછંદી ચાલ પણ ગૃહસ્થાશ્રમ ધર્મમા પડ્યા પછી દૂર થાયછે. પ્રેમની ઝાખી પુરૂષને સ્ત્રીના સંગથી થાયછે, અને એ પ્રેમ આગળ જતે દૈવી સ્વરૂપ પકડેછે. આ પ્રમાણે સ્ત્રી વડે જો પુરૂષની નીતિ રીતિ સુધરે તો તેના આત્માની ઉન્નતિ થયા વગર રહે નહિ, એ સ્પષ્ટછે. એથી ઉલટ જો સ્ત્રી સારાં લક્ષણની ન હોય, તો પુરૂષમા તેના કેટલાક કુલક્ષણ દાખલ થાયછે. વળી કેટલીકવાર પુરૂષને સારા કામ કરવા જતા તે આડે આવેછે. તે કહેછે તમે પરમાર્થના કામમા પૈસા ખરચવાથી " ઘરના છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટા " જેવું કરશો. તમે બીજાને બચાવવામા પોતને શીર જોખમ વહોરી લેઓ. ગરીબ લોકોને રોગ ચાળાના વખતમા મદત કરવા જતા કદાચ તમને ચેપી રોગ લાગશે અથવા બહુ મહેનતથી તમારૂં પોતાનું શરીર બગાડશો. પરપોળમા લાય થઈછે, તો " આપ ઘથગપગ ઉપરપ " કરીને આપણે તેત્યાં શા માટે જવુ ને શરીરને જોખમમાં નાખવુ ? " કાઝી દુબળે કર્યો, તો કહે મારે શહેર કી ફિકર. " જેનું મન રાખવાથી આપણને શો લાભ ? આવા આવા વિચાર અને દિલગીરી બતાવવાથી વખતે પુરૂષની પરમાર્થ વૃત્તિ કમી થાયછે કે બદલાય છે. પત્નીએ બનતા સુધી ધણીને સુકાર્ય કરવામા ઉત્તેજન અને મદત કરવી એ તેનું કર્તવ્ય છે.

# પ્રકરણ ૫ મું.

## ઘરધણીઆણીનાં કર્ત્તવ્ય.

ઘરધણીઆણી શબ્દજ કહી આપે છે, કે ઘરનું અધિપતિપણું અથવા ઉપરીપણું સ્ત્રીનું છે. સર્વ દેશોમાં અને સર્વ જાતોમાં–પછી તે જંગલી હોય કે સુધરેલી–સ્ત્રીને ઘરનું ઉપરીપણું સોંપવામાં આવેછે. સ્ત્રીની શરીર સ્થિતિ તેને બહારના કરતાં ઘરના કામને વધારે લાયક કરેછે. સંતાનની ઉત્પત્તિ અને તેમને પાળવાં પોષવાં એ માતા તરીકે સ્ત્રીને ઘરમાં રોકવાને કારણભૂત થાયછે. પુરૂષ અને સ્ત્રીએ કામની જાણે વહેંચણી કરી હોય, તેમ સ્ત્રી ઘરનું કામકાજ કરે અને પુરૂષ બહારનું કરે. એ વહેંચણી બહુ ડહાપણથી થએલી છે;માટે જો પુરૂષ ઘરના કામમાં દખલ કરે કે સ્ત્રી પુરૂષના કામમાં હાથ ઘાલે, તો તેથી સંસારનું કામ યથાર્થ રીતે થઇ ન શકે. અપવાદ તરીકે વખતે પુરૂષ ઘરનું નાવ ચલાવે છે કે સ્ત્રી મરદાની કામકાજ કરેછે; પરંતુ સામાન્ય રીતે સ્ત્રી પુરૂષ માટે વહેંચાયલાં કામ બંનેને વધારે અનુકૂળ પડેછે.

ઘરનું ઉપરીપણું સ્ત્રીએ પોતાને હાથજ રાખવું જોઇએ. પોતાનો હક્ક બીજાને હાથ ન જાય, તેને માટે તેણે નિરંતર કાળજી રાખવી. કેટલીકવાર બેદરકારીથી તે પોતાનો અધિકાર ખોઇ બેસેછે. કેટલીકવાર પોતાની કમ-આવડતથી એ અધિકાર જાયછે કે કમી થાયછે. સ્ત્રીઓ પોતાના કામકાજમાં ન લાયક નિવડે, તો ધણીને વચ્ચે પડવું પડેછે. જો તે વિશ્વાસપાત્ર ન નિવડે, તો ધણી તેના કામમાં હાથ ઘાલેછે. માટે સ્ત્રીએ હરેક રીતે પોતાનો હક્ક જાળવી રાખવા અને તેનો યથાર્થ રીતે અમલ કરવાને યોગ્ય થવું જોઇએ.

ઘરધણીઆણી પદ ઘણુંકરીને વડિલ સ્ત્રી પાસે રહેછે. સાસુ હોય ત્યાં સુધી ઘરની સરદારી તે ભોગવેછે. સાસુ અશક્ત થાય કે ન હોય, ત્યારે ઘરની માલિકી વહુને મળેછે. ઘરમાં વધારે વહુઓ હોય, તો મોટા ભાઇની વહુ ઘરધણીઆણી થાયછે. ઘરમાં વહુ ન હોય તો અધિપતિપણું [ વિધવા ]

બ્હેન કે દિકરી ભોગવેછે. કોઇવાર ઘરમાં ઘણી સ્ત્રીઓ હોય, તો જેનું વધારે ચલણ કે લાયકી હોય, તે અધિકાર ભોગવેછે. પુખ્ત ઉમર થયા પછી કે કમાઇનું સાધન મળ્યા પછી ઘણીવાર ઘણી જૂદા નીકળેછે, એટલે તેની સ્ત્રી તેના ઘરની ધણીઆણી થાયછે.

ઘર એ એક નાનું શીકડું રાજ્ય છે. એ રાજ્ય ચલાવવું સહેલું નથી. તેને સારી રીતે ચલાવવામાં બુધ્ધિ, કુશળતા, ચતુરાઇ વગેરે અનેક ગુણોની જરૂર પડેછે. ગૃહ રાજ્ય ફત્તેહમંદીથી ચલાવનાર સ્ત્રીઓ ઘણી થોડી મળી આવેછે. એ રાજ્યને ફત્તેહમંદીથી ચલાવનાર સ્ત્રીને પુરૂષો કરતાં ઓછો યશ ઘટતો નથી. ઘર સંસાર ઉત્તમ રીતે ચલાવી જાણનાર કદાચ એક સંસ્થાનનો કારભાર કરવાને લાયક થઇ શકે; પરંતુ સંસ્થાનના કારભારીઓ ગૃહ-રાજ્ય યથાર્થ રીતે ભાગ્યેજ ચલાવી શકે. સંસ્થાનમાં જેમ અનેક ખાતાં તરફ લક્ષ આપવાનું છે, તેમ ગૃહ-રાજ્યમાં પણ અનેક ખાતાં તરફ ધ્યાન આપવાનું છે. બંનેમાં બીજાઓ ઉપર અમલ ચલાવવાનો હોયછે. બંનેને આવક જાવકનો વિચાર કરવા પડેછે. બંનેને બીજાનાં મન રીઝવવાં પડેછે.

ઘર કોના વડે, સ્ત્રી કે પુરૂષ વડે? એ વિષે એક દંપતીમાં વિવાદ થયો. ધણી કહે ઘર મારા વડે, કેમકે હું ધારૂં તે કરી શકું. બૈરી કહે તમે ધારો તે કરી શકો એ વાત ખરી; પરંતુ ઘર તો બૈરાંનુંજ. ઘરના સંબંધમાં બૈરાં ધારે તે કરી શકે. એ વાતનો પુરાવો હું તમને કોઇવાર આપીશ. વાત વિસારે પડ્યા પછી કેટલાક મુદતે પુરૂષનો એક જીવજાન મિત્ર પરગામથી તેને મળવા આવ્યો. પુરૂષ તે વખતે કઇ કામે બહાર ગએલો હતો, અને સ્ત્રી ખડકીમાં બેઠી બેઠી નિસાર ઉપર દાળ વાટતી હતી. મિત્રે આવી પૂછ્યું, કેમ ભાભી સારાં છો? મારા ભાઇ ક્યાં ગયા છે? બૈરી ઉત્તર ન આપતાં રોવા ને ડુસકાં ખાવા લાગી, તે જોઇ મિત્રે ફરીથી પૂછ્યું, કેમ ભાભી રૂઓ છો, ઘરમાં કંઇ કજીઓ થયો છે કે કંઇથી માઠા સમાચાર મળ્યા છે? આખરે બાઇએ ડુસકાં ખાતાં કહ્યું, કઇ નહિ ભાઇ, તેવું કંઇ બન્યું નથી. મિત્ર કહે ત્યારે તમે રૂઓછો શામાટે? સ્ત્રી બોલી, મારે કહેવું તો ન જોઇએ, પણ તમારા ભાઇ તમારાપર બહુ રિસાયા છે. તે બોલતા હતા કે તમે આવશો કે તે તમને આ નિસાતર (ઉપર વટણો) વડે મારવાના છે. મિત્રે ઘણો વિચાર કર્યો, પણ તેને કંઇ કારણ ન સમજાયું. પછી તે બોલ્યો, ઠીક ભાભી!

એમ છે તો હું પાછો જાઉંછું. ભાભી કહે નાના, એમ જવાનું કારણ નથી. તે આવશે ત્યારે હું વચ્ચે પડીશ.મિત્ર કહે,એમ ઝગડો કરવાનું કારણ નથી, મારે કઇ તેવું કામ પણ નથી, માટે હાલ તો હું જાઉ છુ. એમ કહી તેણે ચાલવા માંડયુ. થોડી વારે ઘરધણી આવ્યો, ત્યારે સ્ત્રીએ પાછો રોવાનો ને ડુસકા ખાવાનો ઢોંગ મચાવ્યો. ધણીએ રોવાનુ કારણ અનેક વાર પૂછયું, ત્યારે છેવટે તેણે ડુસકા ખાતા કહ્યુ, તમારી ગેરહાજરીમા તમારા મિત્ર (ફલાણા ફલાણા) આવ્યા હતા. આવ્યા તેવાજ તેમણે આ નિસાતરાની માગણી કરી.મે કહ્યુ હું દાળ વાટુંછું તે પૂરી થાય,એટલે તમે બેલાગક નિસાતરો લેજો. તેમણે હમણા ને હમણાં આપવાની જીદ કરી,અને મેં ન આપ્યો, તેથી તે રીસાઇને ચાલતા થયા. મેં બહુએ સમજા યા, પણ તે એકના બે ન થયા. મેં તેમની મરજી પ્રમાણે નિસાતરો ન આપ્યો, તેથી મને પણ બહુ પસ્તાવો થાયછે. ધણી કહે, નિસાતરો તુરતજ આપવો જોઇતો હતો. આપણે દાળ વગર ચલાવી લેત, પણ તેમને નીકળ્યાને કેટલી વાર થઇ? સ્ત્રી કહે, તે હમણાંજ ગયા, ને ભાગોળે પણ ભાગ્યેજ પહોચ્યા હશે. ધણીએ નિસાતરો હાથમા લઇ મિત્રની પાછળ દોટ મૂકી. અર્ધો એક ગાઉ ગયા પછી મિત્ર દેખાવા લાગ્યો, એટલે ધણીએ બૂમ પાડી,કે ઉભો રહે ભાઇ,આ લે નિસાતરો, હું લઇ આવ્યો છું. મિત્રને દેખાડવાને ઇરાદે તેણે નિસાતરો હાથમાં આગળ પડતો રાખ્યો હતો. મિત્રે પાછા ફરીને જોયુ, તો તેને લાગ્યું કે એ નિશ્ચય મને નિસાતરા વડે મારવા સારૂજ મારી પાછળ થયો છે. આવા ભયથી તેણે દોટ મૂકી, એટલે ધણી બૂમ પાડતો વધારે બળ કરીને તેની પાછળ ધાયો. આથી મિત્રની વધારે ખાત્રી થઇ એટલે ને જીવ લઇને નાઠો. ધણી થાકયો ત્યારે પાછો ફર્યો,ને ઘેર જઇ જે વિતકવાત બની હતી,તે સ્ત્રીને કહી સંભળાવી, એટલે તે ખડખડ હસવા લાગી. પછી તેણીએ ભેદ ભાગીને કહ્યું, કે જુઓ તમે કહેતા હતા કે ઘર તમારૂ ને તમારી વડે ચાલે; પણ સ્ત્રી ધારે તો ઘરને ઠેકાણે ધ ઘેલીઉ કરી મૂકે ઘરની લાજ મરજાદા સ્ત્રીને હાથ છે. સગા વહાલા મિત્ર મંડળ એ સૌ સ્ત્રી સારી હોય તોજ પોષાઇ શકે. ભાઇડા માત્ર કમાઇને ઘરમાં લાવી જાણે,પરંતુ તેનો અવેરો કરવાનું કામ સ્ત્રીના હાથમા છે. "જેના હાથમા ડોઇ તે સાગ ગામની ફોઇ" થઇ શકે છે પરોણા પાઇને સગાં સાગવાંને ખાવા પીવાનુ આપવાનુ ને તેમની ચાકરી બરદાસ કરવાનું કામ સ્ત્રીના હાથમા છે. તે ધારે તો મીઠી જીભ વડે તેમને

ખુશી ખુશી કરી નાખે, અને તેને તેથી ઉલટા ફેરા આવે, તો તે કડવી જીભ વડે તેમને ચાહે તેટલું વીતાડી શકે.

બે અક્ષરનો નાનકડો શબ્દ ' ઘર " કેટલો ચિત્તાકર્ષક ને સુંદર છે? ઘર માંડવાનું સર્વે સ્ત્રીઓને મન થાય છે. ઘર સંસાર ચલાવવા કોણ નથી ઇચ્છતું? ' ઉટ મરે તોએ મારવાડ સામું જુએ, " એ કહેવત પ્રમાણે જે પરદેશ જાય છે, તે પોતાના " ઘરની " ઝંખના કરે છે. બે દહાડા પરગામ જઇએ છીએ, તોપણ ' ઘર ' ની ઝંખના થયા કરે છે. ગમે તેવુ સુંદર હોય, તો પણ પારકુ ઘર ગમતુ નથી, અને પોતાની ગમે તો નાની ઝુંપડી હોય, તો પણ તે પ્યારી લાગે છે. એનું શું કારણ? પખીઓ પણ સાંઝ પડવા આવે છે, ત્યારે પોતાના માળામા આવીને ભરાય છે. બૈરાં કહે છે પણ ખરાં કે " વર વના હજો પણ " ઘર " વના ન હશો. " આવું જે ઘર તે સ્ત્રી વડેજ શોભે છે, અથવા સ્ત્રીજ ખરેખરૂ ઘરને બનાવે છે. પુરૂષ ભલે મોટી હવેલી બાધે, પણ તે સ્ત્રીના હાથ વગર " ઘર "થતું નથી. ઘર એટલે ચાર ભીંતો ને છાપરાથી તૈયાર કરેલુ મકાન નહિ, પરતુ કોઇ પણ મકાન સ્ત્રીના નાજુક હાથથી પૂર્ણ અને વ્યવસ્થિત થએલુ છે, ને શણગારાએલુ છે,તે ખરૂ ઘર સમજવું. માળાઓ બાંધનાથી માદાની ચતુરાઇ હોય છે. સુંદર મધપૂડા મધમાખીઓ બનાવે છે. તેના નર તેમા ભાગ પણ લઇ શકતા નથી. એટલા માટે " ઘર " તો સ્ત્રીનુંજ છે, અને તેના ઉપર દાવો પણ તેનોજ છે.

મકાનને " ઘર " કરવું હોય તો સ્ત્રીએ તે શી રીતે કરવું, અને તે ઘરનું રૂપરીપણું કેવી રીતે રાખવું, તે વિષે વિચાર કરીએ. ઘર કહ્યુ એટલે તે સુખરૂપ અને આનંદકારી હોવું જોઇએ. એ બેની ગેરહાજરી જે મકાનમાં હોય તે " ઘર કહેવાય નહિ. એ બેને માટે ઘર હવેલી જેવું વિશાળ કે રાજ્યમહેલ જેવુ ભવ્યજ હોવું જોઇએ એમ નથી. એ બેનો વાસ રાજ્યમહેલ કરતા ઝુંપડીમાં વધારે જોવામા આવે છે. છાજના ઝૂંપાને કે કપડાના ડેરાને પણ સ્ત્રી ધારે તો ઘર બનાવી શકે, અને તેમાં સુખ અને આનંદનો વાસ પુરી શકે. સુખ અને આનંદનું મૂળ સ્ત્રી પોતે છે, અને તેનાં સાધનો પૂરા પાડવાનું પણ તેણીનાજ હાથમાં છે. આપણે જોઇએ

છીએ કે સ્ત્રી જો આનંદી હોય, તો સર્વત્ર આનંદ પસરી રહે છે. જો તે હસમુખા સ્વભાવની હોય, તો તે ઘરનાંને રાજી કરી શકે છે. ધણીને તથા ઘરનાં બીજાં માણસોને શાથી સુખ મળે તે તેના જાણવામાં હોય છે. સુખનાં સાધનો જો પૂરાં પાડે તો ઘર સુખરૂપ લાગે.

ઘર સુખરૂપ થવા સારૂ પ્રથમ જરૂર સ્વચ્છતાની છે. ગંદકી વડે જેમ શરીરમાં રોગ ઉત્પન્ન થાયછે, તેમ તે મનને કંટાળો આપે છે. લીંપણ ઉખડી ગયું હોય, છોઅેલી જગાએ ખાડા પડી ગયા હોય, વાળ્યા ઝાડયા વગર પુંજો પડેલો હોય, ભીંતોએ અને છાપરે જાળાં લાગેલાં હોય, ખાળ ચોકડી ગંધાતાં હોય, ચોકમાં એંઠવાડ વડે માંખો બમણતી હોય, સંભાળ વગર ને મેલ વડે માંકણનો ઉપદ્રવ હોય, પાણીઆરાં સાફ ન હોય, ગોળે સેવાળ વળી હોય, જળપાત્ર માંજ્યા વગરનાં હોય, અણગળ પાણી પીવાને મળે, રસોઇમાં ને રસોડામાં સફાઇ ન હોય, થાળી વાડકીઓને રાખકે મેલ ચોટેલો હોય, છોકરા છૈયાને હાથે મેલના થપરડા બાઝ્યા હોય, કે તેમનાં નાક ચૂતાં હોય, અને ઘરના આજુબાજુ સડેલા ભાજી પાલાના કે તેવા પદાર્થના ઢગલા પડેલા હોય, તો શું એ જગાને આપણે ઘર કહીશું, અને તે શું આપણને સુખ આપશે? એવી જગામાં આપણને બેસવું પણ ગમશે નહીં. એ ઠેકાણાનું પાણી પીવું કે ખાવાનું રૂચશે નહિ. આવું ઠેકાણું સુખનું ને આનંદનું નહિં, પણ દુઃખનું ને ત્રાસનું છે, એમ સમજવું. ઘાધણીઆણી જો સુઘડ હોય, તો તેના ઘરમાં આવી જાતની કોઇ ખામી જોવામાં નહિં આવે. એવીજ સ્ત્રી ઘરધણીઆણીને લાયક છે, તે સુખ અને આનંદ રૂપ ઘર બનાવી શકેછે, અને લોકોમાં માન પામે છે.

ઘરને સુખરૂપ કરવાનું બીજું સાધન વ્યવસ્થા છે. પુરૂષ અનેક જાતની ને ઉત્તમ પ્રકારની ચીજો ખરીદી લાવે, પરંતુ તેનો ઢગલો કરી રાખવાથી કે તેને ગમે તેમ ગોઠવવાથી તે ઉપયોગી થતી, કે સુખ આપતી નથી. કયી ચીજ કયાં ગોઠવવી એ જોવાનું કામ સ્ત્રીનું છે. ઘરમાં કોચ ખુરશીઓ પુષ્કળ હોય, પણ તેને વ્યવસ્થા સર ગોઠવી ન હોય, તો તે જેમ શોભા આપેછે, તેમ તેમનો જોઇએ તેટલો ઉપયોગ પણ થતો નથી. ઉત્તમ જાતની ખુરશીઓ વગેરે હોય, પણ જો તેમને માટે જોઇએ તેવી

ગાદીઓ, ગલેફ વગેરે કરવામાં ન આવે, કે તેમને ધોએલા રાખવામાં ન આવે, કિંવા તે ફાટી ફ્રુટી હાલતમાં રહેતા હોય, તો કીમતી સામાન કશોભા આપે, અને તેથી મળતા સુખમાં કમીપણું થાય. ઉચી જાતનાં વસ્ત્ર હોય, પણ તેને ગમે ત્યા નાખી મૂક્યાં હોય તો તે બગડયા કરે, અને જોઇએ ત્યારે ઝટ હાથ ન લાગે. જો તેની સંભાળ વખતો વખત લેવામાં ન આવે, તો તે વાંતરીથી ખવાઇ જાય, તેનું ઓજ બેશી જાય, કે તેનો રંગ ઝાંખો પડી જાય. છોકરાં છૈયાંની ટોપીઓ કંઇ રખડતી હોય, ને અંગરખાઓ, પોતડીઓ કે સેંથીઓ ગમે ત્યાં અફળાતી હોય, તો ઘરની શોભા ઘટે, અને છોકરાં માગે ત્યારે તેમને જોઇતું કપડું મળી ન આવે. કપડાં ગમે ત્યાં અટકાવતાં હોય, તેથી તે મેલાં થાય કે ઉંદર કાતરી ખાય એ નુકસાન તો જાદું જ. જે જગા બેસવા ઉઠવાની હોય, ત્યાં એક ખૂણે કાડી ભરી હોય, બીજે ખૂણે દળવાની ઘંટી રાખી હોય, એક ખૂણામાં પુંજો પડયો હોય, અને એક ખૂણે ઘેંસીનો ગવાળો કે સાંએલાં સુપડાં વગેરે ગમે તેમ પડેલાં હોય, તો એ જગા કેવી લાગે? ઘરમાં જાજમો, ચટાઇઓ, ગેતરંજીઓ વગેરે અનેક હોય, પણ કોઇ મળવા આવે ત્યારે તેમને આસન આપવા સારૂ તેની ખોળમખોળા ચાલે, તો મળવા આવનારના મનને કેવું લાગે? પાન સોપારીનો દાબડો લાવે ને જોવા જાય તો વખતે પાનનું જ ઠેકાણું ન હોય, અથવા તેમાં સૂડી ન હોય, કે દાબડીમાં ચુનોજ ન હોય, તો સામું માણસ કેવો વિચાર બાંધે? ઘરમાં સર્વ વસ્તુઓ છતાં વ્યવસ્થાની ખામીને લીધે પાંચ માણસ જમનાર હોય, તો તેમને બેસવા માટે પાટલા, જમવાના તાટ ને વાડકીઓ, અને પાણી પીવાના લોટા પંચ પાત્રને માટે દોડમદોડા કરવી પડે, તો તેથી વ્યવસ્થાની ખામી માલમ પડે, અને ઘરધણીઆણીની ટીકા થાય. એજ રીતે તેમને સુવા સારૂ બિછાનાં પાથરતી વખતે જોઇએ તેટલાં ગાદલાં, ઉશીકાં, ચાદરો વગેરે માટે આમથી તેમ ફાંફાં મારવાં પડે, તે સારૂં ન કહેવાય. બૈરાંને વસ્તુઓ સંઘરવાની આદત બહુ હોય છે. બેરડી તેવડી ખપની ન ખપની પણ જે પસંદ પડી તે જ. ણસો તેઓ લે છે; પણ તેમને વ્યવસ્થા પૂર્વક ગોઠવવામાં નથી આવતી, તેથી જ્યારે ખપ પડે ત્યારે તેઓ હાથ લાગતી નથી, તેમ તેઓ ગમે ત્યાં ને સંભાળ વગર પડી રહેવાથી ખરાબ થાય છે.

ઘરને સુખરૂપ કે દુઃખરૂપ, આનંદરૂપ કે ખેદકારક કરવું, એ ઘરધણીઆણીના પોતાના હાથમાં છે. જેમ તે આનંદી ને હસમુખી તેમ ઘર સુખરૂપ ને આનંદરૂપ લાગે છે, એ વાત આપણે કરી છે. બોલવામાં મધુરતા ને વાક્ ચાતુરી એ સુખ અને આનંદમાં ઘણો વધારો કરે છે. બે ઘડી હાસ્ય વિનોદની વાતો કરતાં જેને આવડે છે, તે બીજાનાં મન હરણ કરી શકે છે. જે પોતાના કરતા બીજાના સુખ ને સગવડ ઉપર લક્ષ રાખે છે, તે તેમનો પ્યાર સંપાદન કરે છે. જેનું દીલ ઉમરાવ છે તે પોતે દુઃખી થતું નથી, અને સામાને દુઃખી કરતું નથી. જે કામ કરે છે તે કામણ કરે છે. જે બીજાને અર્થે આવે છે તે બીજાને ઓશીંગણ કરે છે. જેનો સ્વભાવ અદેખો નથી તે જાતે સુખમાં રહે છે, અને બીજાને અસુખ ઉત્પન્ન કરતી નથી. જે સદ્ગુણી છે તે પોતાના સંગમાં જે જે આવે તેને સદ્ગુણી કરે છે. સદ્ગુણથી ભરેલું ઘર સુખથી ભરેલું રહે છે. જ્યાં સુખ છે, ત્યા આનંદ આપોઆપ આવે છે.

જે ઘર ધણીઆણી ફૂઆડ અને કર્કશા હોય, તેના રહેઠાણને "ઘર" એવું નામજ શોભતું નથી. તેના રહેઠાણમાં રહેનાર સૌ દુઃખ પામે છે ને હેરાન થાય છે. ફૂઆડ સ્ત્રીનું ચિત્ર નીચેની કવિતામાં આપ્યું છે.

ગરબી.

સમજુ સખિયો, સુણો ફજેતી ફૂઆડ તણી શી થાય છે;
સૌ લોકોમાં, નાર ફૂઆડ નિશ્ચય નિત્યે નિંદાય છે. ટેક.
નવ ઉઠે વ્હાણું તે વહેલી,
બહુ હોરે આડ લગી ઘેલી,
મુખડે શરીરે સઘળે મેલી. સમજુ સ. ૧
લટિયાં છૂટાં ઝુંથરી જેવાં,
બહુ બાઝી થયાં જાળા કેવાં,
સુઘરીનાં ઘર સુઘરાં એવાં. સમજુ સ. ૨
લટિયામાંથી જૂ ઝાઝી ખરે,
વિણવા પળવાર મજે ન ખરે,
બે હાથે વતડ નખિયાં કરે. સમજુ સ. ૩

ટોપ ખાળ ચોકડી ગંધાતા,
અણગળ પાણી પણ વપરાતા,
ભીંતે જાળા બહુ બંધાતા. સમજુ સ. ૪
લુગડા લત્તા કંઈ અથડાતા,
ઉભા હોકર ધક્કા ખાતા,
કાદવ કીચડમાં ટીચાતા. સમજુ સ. ૫
બહુ લાળ ગળે પિપિયા વળતા,
વળી લીંટ તણા મોતી ખરતા,
માખો બમણે રહે છે ગડતા. સમજુ સ. ૬
બહુ લઢે વઢે કંકાસ કરે,
ઢોળે ફોડે ગાળો ઉચરે,
ધીએ બાડુ પછી ફૂઆડ ખરે. સમજુ સ. ૭
રાધે મોળું મોડું ખારૂં,
સમજે નહિ નરસું કે સારૂં,
જ્યાં ફૂઆડ હશે ત્યાં અંધારૂં! સમજુ સ. ૮

દુઃખમાં છે? સ્ત્રી બોલી,આથી દુઃખ બીજું કયું ? બિલાડીનું હસવું ને ઉંદરનો જીવ જાય. પુરૂષ કહે, શું હું તારી સાથે બિલાડીની પેઠે વર્તું છું ? સ્ત્રી બોલી, ના બિલાડીની પેઠે નહિ પણ વાઘની પેઠે વર્તો છો! ભાઈડા તો ઘણાએ જોયા, પણ તમારાથી અવધી. પુરૂષ કહે, મે તને શું નથી કર્યું કે તું આવું આવું બોલે છે ? સ્ત્રી બોલી, જન્મારા સુધી સાંભરે એવું તમે રોજ કરો છો; બાકી લુમણાં ઝુમણા કરાવ્યા હોય તો ઉતારી લો. પુરૂષ કહે, પણ તને લુમણા ઝુમણા ઉતારી લેવાનું કોણ કહે છે ? કહેવાને માથે શીંગડાં હશે ? જવાદો મને વધારે બોલાવશો નહિ. પુરૂષ કહે, બહુ સારૂં, ત્યારે પડી રહે. વારૂં ખાવાનુ તૈયાર છે કે નહિ ? સ્ત્રી બોલી, જોયું, માંદાની વાત એમ કરીને ઉડાવી દીધી! બે દહાડા દાતણની ચારીએ કાઢ્યા છે, ને પોતાને તો ઠીકઠીક જમવાની વાત. પુરૂષ કહે, કાલે તો મે તને લાડુ ખાતી જોઇ હતી. સ્ત્રી બોલી, કીયો કાકો લાડુ આપનાર હતો જે ? માથે આળ મૂકતાં ઠીક આવડે છે. બળ્યો બાઇડીનો અવતાર. કયી રાંડે વાઝણીએ સંસાર માંડ્યો હશે ! જો તે મારા હાથમા આવે તો ગપેડીને પીખીજ નાખું ! જેને છીંકતાં છોંડા પડે, એવી બેરી ઘર ધણીઆણી તરીકે દુઃખ રૂપ નિવડે, એમા નવાઇ નથી. જે પોતના ધણી સાથેજ ગમે તેમ વર્તે તે ઘરનાં બીજાને શી રીતે હારી શકે?

નવરાશને વખતે બે ઘડી ઘરનાં સર્વે ભેગાં બેસી વાતચિત કરે તો કેટલો આનંદ થાય ! આપણા લોક આ આનંદમાં સમજતા નથી. સંસારની રૂઢી એવી છે, કે ભાઇડા ભાઇડા ભેગા બેસે, અને સ્ત્રીઓ સ્ત્રીઓ ભેગી બેસે છે. નાનાં છોકરા સ્ત્રીઓ પાસે રહે, અને મોટા છોકરા પુરૂષો સાથે બેસે. ઘરમાં બીજાં વડિલ ન હોય, તો વખતે સ્ત્રી પુરૂષ પોતાના છોકરા લઇને ભેગા બેસે છે. આપણે અહિ આવો વખત ઘણું કરીને બીજાની ટીકા કરવામાં, તેમની બદગોઇ કરવામાં કે સંસારી કુથલી કરવામાં કાઢે છે. એથી ફળ શું ? બીજાના નિંદા કરવાથી આપણને કઇ લાભ થતું નથી. છોકરાં હૈયા પરણાવા પસ્તાવાની કે દરદાગીના કરાવવાની વાત બહુ કરીને નીકળ્યા વગર રહેતી નથી, અને ઘણીવાર તેમાથી કંકાસ ઉત્પન્ન થાય છે. સંસાર શિવાય બીજી વાતો આપણા ઘરોમા ભાગ્યેજ થાય છે. વેપાર રોજગારની, રાજ્યકીય કે ધર્મની વાત સ્ત્રીઓના મો આગળ ઘણુંકરીને નીકળતી નથી; કેમકે

તેમની અજ્ઞાનતાને લીધે તેમાં તે ભાગ લઇ શકતી નથી, અને તેથી તે તેમને રૂચતું ન આવે એ દેખીતું છે. વાળુ કર્યા પછી બે ઘડી નવરાશ મળે, તે વખતે કોઇ ગમતની ને નીતિ ભક્તિની ચોપડી સ્ત્રી પોતે વાંચે, કે બીજા પાસે વંચાવે, તો તેથી આનંદની સાથે લાભ થાય. વર્તમાન,ચોપાનીઆં વાંચવાનું કે તેમાં આવેલી વાતોની ચરચા કરવાનુ એ વખતે રાખ્યું હોય, તો તે લાભકારી નિવડે. છોકરાના અભ્યાસની પૂછ પાછ થાય, તેમની પાસે કંઇ વંચાવવામાં આવે કે તેમને રૂચે કે બોધ મળે એવી વાતો કહેવામાં આવે, તો તેથી પણ વખતનો સદ્‌ઉપયોગ થાય. ઘરમાં સર્વ મળીને ભેળી ભક્તિ રોજ કરવાનો આપણામાં રિવાજ નથી. છોકરાં છૈયાં પાસે ભક્તિ કરાવવામાં આવતી નથી. પોતાના પંથને અનુસરીને સ્ત્રી પુરૂષ વખતે કંઇ કરે છે, અને આચાર પાળવામાં વધારે લક્ષ આપે છે, પરંતુ એ કરતાં કંઇ વિશેષ કરવામાં આવતું નથી. ગૃહસ્થના ઘરમાં ગાવા બજાવવાનું કેવું? સ્ત્રીઓથી ગાવા બજાવવાનું શીખાય નહિ, એવી હાલમાં લોકોની સમજ થઇ ગઇ છે. તેથી જો કોઇ એ વિદ્યા શીખવાનું કરે, તો તેની લોકોમાં નિંદા થાય છે; કેમકે એ કામ રામજણીઓનું છે એમ મનાય છે; પરંતુ આપણા દેશમાં આ આનંદદાયી, અલૌકિક, અને નીતિએ ચઢાવનારી વિદ્યા પહેલાં ઘેર ઘેર વપરાતી. ગૃહસ્થની સ્ત્રીઓ ગાઇ જાણતી, બજાવી જાણતી, એટલું જ નહિ પણ તે નૃત્ય સુધાં કરી જાણતી. જો એમાં નાનમ હોય, તો પાર્વતીએ શિવના મોઢા આગળ તાંડવ નૃત્ય કેમ કર્યું હશે? મદ્રાસ તરફ હજી ગૃહસ્થની વહુ બેટીઓ એ વિદ્યા શીખે છે, ને તેનો ઉપયોગ કરે છે. નાગર, બ્રહ્મ ક્ષત્રી વગેરે લોકોમાં કુળવાન ઘરની સ્ત્રીઓ એ વિદ્યા શીખે છે. મધુર ગાયન પશુ પક્ષીને પણ પ્રિય લાગે છે. ગાયન એ ઘરના સુખનું ને આનંદનું મોટું સાધન થઇ પડે એમ છે. આપણાં બૈરાં શુભ પ્રસંગે, નવરાત્રિના દહાડામાં, કે પવિત્ર દિવસે ઉલટથી ગાય છે, પરંતુ ગાયનકળા ન જાણવાથી તેમનું ગાયું જોઇએ તેવું આનંદદાયક નિવડતું નથી.

ઘરના સુખમાં ઘણીવાર ઉણાપણું મજાક ઠઠ્ઠાની વધારે ટેવને લીધે આવેછે. મજાક ઠઠ્ઠા હદમાં હોય, અને વિવેકથી કરવામાં આવે, તો તેથી આનંદ મળે છે, પરંતુ કેટલીક વાર ઘરનું અમુક માણસ તોતડું

હોય, ખોડીલું હોય, કમઅકલનું હોય, કે અતિ વૃદ્ધ હોય, તેની મજાક વારે વારે કરવામાં આવેછે; તેથી તેને ઘણું લાગેછે. કોઇની લાગણી દુખાય એ રીતે તેની મજાક કરવાનો આપણને હક નથી. એકજ માણસની વારે વારે મજાક કરવી એ સારૂં નથી. માટે છોકરાં છૈયાં કોઇના ચાળા પાડે, તેને ખીજવે, કે તેના ઠઠ્ઠા કર્યા કરે, તો તેમને વારવાં જોઇએ. ધણીઆણીએ તેવા માણસની દયા ખાવી. ઇશ્વરની અવકૃપાથી તેનામાં જે ખોડ કે કમીપણું હોય, તેની નિંદા કરવાથી ઇશ્વર નારાજ થાયછે. કોઇ વાર છોકરાં પાળેલા જાનવરમાંથી એકાદને ચીડવવા માટે પસંદ કરેછે. છોકરાંથી ડરીને તે બિચારૂં ખૂણે ખાચરે ભરાઇ જાય, તો ત્યાંથી પણ તેને તાણી લાવેછે, અને તેને ગોદા મારે છે, તેની પૂછડી તાણેછે, કે તેણે કંઇ ને કંઇ અડપલાં કરી હેરાન કરેછે. પાળેલાં જનાવર આપણા ઉપયોગ કે આનંદને માટે હોયછે. તે મુગાં જાનવરને દુઃખ દેવું, એ કોઇ પણ રીતે પસંદ કરવા જોગ નથી.

ઘરના સુખને માટે તેને સારી સ્થિતિમાં રાખવું જોઇએ. સારી સ્થિતિ વિશેષે કરીને પૈસા ઉપર આધાર રાખેછે; કેમકે ઘર વાપરાનો સારો સામાન પૈસા વગર મળતો નથી. એમ છતાં ગરીબ હાલતમાં પણ ધણીઆણી ધારે તો તેને સારી સ્થિતિમાં રાખી શકે છે. ગરીબ લોકનાં બૈરાં માટીની કોઠીઓ, કોઠલા, ચુલા, સઘડીઓ વગેરે એવાં બનાવે છે, ને વ્યવસ્થિત રીતે ગોઠવે છે કે તેથી ઘરની ગોભા વધેછે. એક ઠેકાણે આવા કાદવના સામાનને અબરખ વાળી રેતી વડે લીંપીને ઓરડામાં ગોઠવેલો મારા જોવામાં આવ્યો. અબરખ વડે તે સામાન મઝેનો ચળકાટ મારતો હતો. બીજે ઠેકાણે એક પીંદરીઆ ઝુંપડાની ભીંતો જૂદા જૂદા રંગની માટી વડે એવા સફાઇથી લીંપવામાં આવી હતી, કે જાણે તે વિલાયતી પડીકાંના રંગ નાખી ધોળી લીધી હોય. ગરીબ લોકની સ્ત્રીઓ જેવું લીંપી ગુંપી જાણેછે, તેવું ચડતા વર્ગની સ્ત્રીઓને આવડતું નથી. માટીથી તૈયાર કરેલાં અને ચતુરાઇથી લીંપેલા આંગણા કે ઓટલા ગામડાંમાં એવા હોય છે, કે ત્યાં આગળ આપણને બેસવાનું મન થાય. એ લોકો ઘીરણ, ઘાસ વગેરેની ટોપલીઓ, કરંડીઆ અને રમકડા એવા મઝાના બનાવી ઘરમાં રાખેછે, કે તે વડે ઘરની શોભામાં વધારો થાય છે. આ ઉપરથી જણાશે કે વગર પૈસે કે નજીવા ખરચથી પણ ઘરને સારી સ્થિતિમાં રાખી શકાય છે.

ઘરને સારી સ્થિતિમાં રાખવા અને ઘર ચલાવવા માટે પૈસાનો ખપ પડેછે. પૈસા પેદા કરવા, એ પુરૂષનું કામ મનાય છે. આપણે અહીં ઉચ્ચ વર્ણમાં ઘણું કરીને ઘરના સૌ માણસનો અધાર એક જણની કમાણી ઉપર રહેછે. કમાનાર નકામો થાય કે મરણ પામે, તો ઘરના સૌ નિરાધાર થઇ પડે છે. ઉતરતી વર્ણોમાં આપણે જોઇએ છીએ, કે પુરૂષના કામકાજમાં સ્ત્રીઓ તેમજ છોકરા છૈયા ભાગ લઇ શકેછે. એથી પુરૂષને સારી મદત મળે છે, કમાણી વધેછે, અને મદત કરનાર કામકાજથી વાકેફ હોવાને લીધે જ્યારે તેઓ નિરાધાર થાય, ત્યારે તેઓ ધણીનુ કામ પોતે ઉપાડી શકે છે. ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ જો ઘેર ચાકર નોકર ન હોય, તો ઘરનું કામકાજ કરેછે, અને ચાકર નોકર હોય તો પછી તેમને પોતાને થોડુ જ કરવાનુ હોય છે, તેથી તેઓ કા તો પગ ઉપર પગ ચઢાવી બેઠી રહે છે, ઘોર્યા કરે છે, કે ગપ્પો હાક્યા કરે છે. પહેલા આપણે અહીં ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ પણ કંઇક ઉદ્યમ કરતી; એટલે ઘરના કામકાજ ઉપરાંત રેંટીઆ કાંતીને કે બીજે માર્ગે કંઇ પણ મેળવતી. વિલાયતી કાપડ ને વિલાયતી સંચાને યોગે રેંટીઆ બંધ પડયા. કપાસ લોઢવાના સંચા આવતા સ્ત્રીઓ જે કપાસ લોઢવાનું કામ કરતા તે નાશ પામ્યુ. દળવાના કે ખાંડ-વાના સંચા નીકળવાથી ઘરનુ દળવા ખાડવાનુ જતું રહ્યું. જે નિરાધાર વિધવાઓ દળણાં ખાંડણા કરીને કે ચરખા પૂણી વડે પોતાનો નિર્વાહ ચલાવતી, તેમના નિર્વાહના એ સાધન અદશ થયા. પહેલા એમ કહેવાતુ કે ઘરનું સર્વ ખર્ચ પુરૂષ કાઢે, તો નિદાન તેલ દીવેલનું ખરચ સ્ત્રીએ કાઢવુ જોઇએ. આ વિચાર બદલાયા, તેમ એવી કમાણી કરવામા સાધન પણ ગયાં. ઉચ્ચ સ્ત્રીઓ પાસે માત્ર શીવવા ભરવાનો ધંધો રહ્યો છે, તે પણ દહાડે દહાડે કમી થતો જાયે છે. વળી એ ધંધો બહુ થોડી સ્ત્રીઓને આવડે છે, અને તે બહુ કરીને પોતાના ઘરને માટે શીવે ભરે છે, કેમકે એનો માલ તૈયાર કરી વેચવામા તે નાનમ સમજે છે.

ધણીઆણીએ કમાઇની બાબતમા ધણીને કોઇ પણ રીતે મદદગાર થવાની જરૂરછે. વેરા કહે છે કે સ્ત્રીઓ તે શું કરી શકે ? ઘર બેઠાં કંઇ પોતાને આવડે એવું હોય તો કરે, કંઇ તેમનાથી બહારના ધંધા કે નોકરી ચાકરી થઇ શકે ? ભણીને જેઓ શિક્ષકની નોકરી કરે છે, તેઓ શું ખોડું કરે છે ?

એજ રીતે કોઇ બીજા બહારના ધંધા જે સ્ત્રીઓથી થઇ શકે તે તેઓ પોતાની સ્થિતિ ઉપર વિચાર રાખી કરે, તો તેમા કંઇ નાનમ નથી. ઘેર બેઠાં થઇ શકે એવા નવા ધધા પણ ખોળી શકાય. દોરાનાં ખોરીઆં (બટન) સહેજ થઇ શકે છે, ને તેના પૈસા ઉપજે છે. નાના હાથ સંચા વડે દોરાની ગોટીઓ, કચકડા વગેરેના બટન, હાથ પગના મોજા વગેરે ઘણું થઇ શકે છે. ઉંચી જાતનું શીવી જાણનાર સારા પૈસા મેળવી શકેછે, અને કેટલીક સ્ત્રી અડોશી પડોશીનું કામ પૈસા લઇને કરે પણ છે. દાળ વીણવામાં આખો ફોડીને બે ચાર પૈસા મેળવવા કરતાં, શીવણ ભરતથી વધારે કમાણી થઇ શકે, એ સ્પષ્ટ છે. જેઓ ઉંચી જાતનું ભરત જાણે છે, તે વખતે રોજ પાવલું, અર્ધો કે રૂપીઆ સુધી કમાણી કરી શકે છે. સાધારણ સ્થિતિની બૈરીઓ આવાં કામ માથે લે, તો તેમના ઘરની સ્થિતિ સુધરે. આઠ દશ રૂપીઆની નોકરી કરનાર ધણીની સ્ત્રી આવાં કોઇ જાતનાં કામ શા માટે ન લે?

હવે સાધારણ અને ચઢતી સ્થિતિના લોક લઇએ. એવાં લોકનાં બૈરાંથી જો કમાણીના ધંધા થઇ ન શકે, તો ઘરના પણ એવા ધંધા છે કે જે વડે તે એક જાતની કમાણી કરી શકે મોટા કુટુંબમાં શીવણ ભરત ખાતે વર્ષે સો, પચાસ રૂપીઆ ખરચવા પડે છે. ઘરધણીઆણી અને બાજાં બૈરાં આ કામ કરીને તેટલો ઉગારો પાડી શકે. ઘણીવાર શીવતાં આવડે પણ બૈરાંને વેતરતાં આવડતું નથી, તેથી તેમને દરજીનો ખપ પડે છે. શીવણની સાથે વેતરવાનું પણ શીખવું જોઇએ. ઘણું કામ હાથે કરવાથી કંટાળો આવે કે તે કરવાનો વખત ન મળે, તો મદદને માટે શીવવાનો સંચો રાખવો. બૈરાંને સંચાથી કામ કરવું રૂચતું નથી, અને તેને માટે પૈસા ખરચવાનું તેને પસંદ પડતું નથી, પરંતુ એ તેમની ચૂક છે. છોકરાંની ટોપીઓ, સાડીઓ, કોરો વગેરે ભરતના કામ પાછળ પુષ્કળ ખરચ થાય છે. જો એ કામ ઘેર થઇ શકે, તો તેથી કિફાયત થાય. દરેક ઘેર કપડાં ધોવા માટે ધોબીને મોટી રકમ આપવી પડે છે. અસ્રીદાર ધોવણનું બહુ મૂલ પડેછે, અને કડકડતાં વસ્ત્ર પહેરનારને સ્વચ્છ છતાં પણ એક બે દહાડા વાપરીને પાછાં ધોવા આપવાં પડે છે, તેથી વધારે ખરચ થાય છે, ને તે જલદી ફાટી જાય છે. વિલાયતમાં ધોવાના નાના નાના સંચા થાય છે, તેનો ઉપયોગ ત્યાં કુટુંબોમાં થાય છે; એટલે એવા સંચાની મદદથી સ્ત્રીઓ પોતાના કુટું-

બનાં લૂગડાં ધૂએ છે. વળી ઘરમાં અરીઠા રાખી હોય, તો એકાદ દિવસ વાપરેલાં કપડાંને ફરી અરીઠા દેવાથી તે કડકડતાં થાય છે, ને વાપરી શકાય છે.

કેટલાંક કામ એવાં હોય છે કે જે સ્ત્રીઓ સહેજ કરી શકે. ધુપેલ પાડવું એ કામ કઠણ નથી. ઘણે ઘેર સ્ત્રીઓ તે પાડે પણ છે. ઘેર પાડવાથી ધુપેલ ઉંચી જાતનું બને છે, અને તે સસ્તું પડે છે. વાસણને કલાઈ દેવા પાછળ કેટલુંક ખરચ થાય છે, અને કલાઈ વાળો આવી ન ચઢે તો વખતે કલાઈ ઉતરી ગએલાં વાસણ વાપરવાં પડે છે. કલાઈ દેવાનું કામ સરળ છે, અને તે જેરાંથી થઈ શકે એવું છે. રફૂ કરતાં કે તુનતાં ન આવડવાથી સાલ દુસાલા કે તેવાં ઉંચા કપડાંને તુનાવતાં ઘણું ખરચ થાય છે. સ્ત્રીઓ એ કામ શીખી હોય, તો કરી શકે. ફાટેલાં મોજાં કેટલાક રદ જાય છે. ફાટેલો ભાગ ગુંથી લેતાં આવડતો હોય તો એવાં મોજાં પાછાં ઉપયોગમાં આવી શકે. ઘેર બાગ છતાં હાર ગજરા ગુંથતાં ન આવડવાથી પ્રસંગ પડે ત્યારે માળીની દુકાને જવાનો વારો આવેછે.છતે બાગે ન આવડતને લીધે સુખદાયી ફૂલોનો ઉપયોગ થઈ ન શકે એ કેવું કહેવાય? ઉશીકાં, ગાદ્યમસુરીઆં, ખુરશીઓ વગેરેના ગલેફ કરવા કે પંખા વગેરેને ઝૂલ મૂકવી એ શીખવું અઘરૂં નથી. ઘરીનાં ખીલ-માકડાં દુરસ્ત કરવા કે ખીલો નીકળી જવાથી વછુટી ગએલા પાટલાને દુરસ્ત કરવા કે બારણાનો આગળો ઢીલો પડવાથી તેને મજબૂત કરવા સુતાર લુવારને બોલાવવો પડે, તેના કરતા તે કામ ઘરના કોઈ માણસથી લેવામાં આવે, તો શી હરકત પડે? કાનના કાંટા કાઢવા માટે કે દબાવવા માટે સોનીને ઘેર જવા કરતાં એક સમાણી રાખી હોય, અને એકવાર જોઈ લીધું હોય, તો એવું કામ પોતાને હાથે થઈ શકે છે. સોની કેટલીકવાર સોનાનો વાળો કાપી લે છે કે મોતી અદલ બદલ કરે છે, અને તેની મહેનતનો બદલો કોઈ પણ પ્રકારે આપવો પડે છે. એજ રીતે સોના રૂપાના ને હીરા મોતીના દાગીના કેમ ધોવા ને સાફ કરવા એ જાણી લીધું હોય, તો બીજાનાં ઓશિયાળાં થવાની કે તે કામમાં ખરચ કરવાની જરૂર પડતી નથી.

કપડાં પરના ડાઘ કેમ કાઢવા, ઉન રેશમનાં કપડાં કેમ ધોવાં, કપડાં પર અનેક જાતના રંગ કેમ ચઢાવવા, એ વાતોની માહીતિ હોય તો તે પાછળ ખરચ કરવાની જરૂર ન પડે. ડાઘ વાળાં કપડાં ખરાબ દેખાય છે. ઉન રેશમનાં કપડાં ધોવડાવવા પાછળ વધારે ખરચ થાયછે. વિલાયતી તરેહ તરેહના રંગ તૈયાર આવે છે, અને તેવા બે પૈસાના રંગ વડે આખો સાળુ રંગી

શકાય છે. એ સિવાય દેશી રંગો પણ તૈયાર કરી શકાય છે. મરદોનાં ઉતરેલાં ધોતીઆં પચીઆંને આવા રંગ આપીને કેટલેક ઠેકાણે તેસાળુ તથા ઓઢણીને ઠેકાણે વાપરે છે. જુદા જુદા રંગના ધાગા (ફાટેલા કડકા) જે બે ત્રણ પૈસે શેર વેચી દેવામાં આવે છે, કે ગોદડીઓના કામમાં લેવાય છે, તેના કુશળ સ્ત્રી ધારે તો શોભીતા ચંદરવા કે ટેબલ ક્લોથ (મેજ ઉપર પાથરવાનું કપડું) કરી શકે. કાગળના કડકા ઘણીવાર ફેંકી દેવામાં આવે છે, તેને પલાળી કૂટીને આવડત વાળી સ્ત્રીઓ શોભાયમાન ને મજબુત ટોપલા ટોપલીઓ વગેરે બનાવે છે. ભાગેલા ચીનાઈ કે બીલોરી વાસણ ફેંકી દેવામાં આવે છે, પરંતુ જો તે કેમ સાંધવાં તેની રીત ખબર હોય, તો તેમને સાંધીને વાપરમાં લઈ શકાય છે.

ઘેર ગાય ભેંસ રાખવાથી કેટલું સુખ ને કેટલો લાભ થાય છે, તેનો વિચાર કરી જુઓ. શહેરો ને કસ્બામાં રહેનાર બૈરાં કહેશે કે આપણે તો પૈસાના ગાય સારી (પૈસા આપીને દૂધ વેચાતું લાવવું તે). શહેરમાં ગાય રાખી પાલવે નહિ, અને તેની ઠાંઠવેડ કરવાની ભારી થઈ પડે. બહોળા કુંટુંબવાળાને દૂધ, દહીં, છાશ અને ઘી પાછળ પુષ્કળ ખરચ થાય છે. અને બજારૂ માલ સારો મળતો નથી. દૂધમાં વેચનાર પાણી ઓરે છે. ભેંસના દૂધમાં ગાયનું ને વખતે ઘેટાં બકરાંનું દૂધ ભેળવે છે, અને વાશી દૂધ પણ આપવામાં આવે છે. મોં માગ્યા પૈસા આપવા અને શરીરને નુકસાન કરવું એ બરાબર નથી. એજ રીતે દહીં, છાશ અને ઘીનું સમજવું. ઘેર ઢોર રાખવાથી સર્વ વસ્તુઓ તાજી ને સારી મળે છે, તેથી શરીરને તે લાભકારી થઈ પડે છે. શહેરમાં પણ ગાય ભેંસ મોંઘી પડતી નથી એમ તજવીજ કરવાથી જણાશે. ઘણીવાર એથી કિફાયત થાય છે, અને કદાપિ કિફાયત ન થાય, તો પણ એથી જે સારીને તાજી ચીજો ખાવા મળે એ લાભ કંઈ થોડો નથી. ગામડાંમાં તો એક બે ઢોર પાળીને લોક પોતાનું ગુજરાન ચલાવે છે. જેમને ઘેર ચાકર નોકર હોય, તેમને ઠાંઠવેઠની પંચાત નથી. જેમને કામ થોડું હોય તેમને એક અગત્યનું નવું કામ મળે છે. જેમને ત્યાં એક કરતાં વધારે સ્ત્રીઓ કામ કરનારી હોય, તેમને ગાય ભેંસનું કામ ભારી થઈ પડતું નથી.

ઉપર આપેલા દાખલાઓથી જણાશે કે સ્ત્રીઓ ધારે તો ખરચના ઉગારાના રૂપમાં પણ પૈસાની બાબતમાં ધણીને સારી મદદ કરી શકે છે. ખરચ

કરવામાં પૈસા બચાવવા એ પૈસા મેળવ્યા બરાબર છે. જો સ્ત્રી એવાં કામ ન કરે તો તે પાછળ ધણીને ખરચ કરવું પડેછે.

હવે શાસ્ત્રકારો ઘરધણીઆણીનાં કર્ત્તવ્ય વિષે શું કહે છે તે જોઇએ. મહાત્મા મનુ કહે છે કેઃ—

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतो पस्करया व्यये चा मुक्त हस्तया ॥

(સ્ત્રીએ) ઘરમાં સદા મન રાજી રાખી રહેવું, અને ઘરના કામકાજમાં સદા ચતુર રહેવું, ઘરના સરસામાનની સારી પેઠે સંભાળ રાખવી, અને તમામ ખરચમાં હાથ મોકળો ન રાખવો. આમાં વિશેષ વાત મોકળે હાથે ખરચ ન કરવું એ કહેવામાં આવી છે. જેમને હાથે ખરચ થવાનું હોય, તે જો પોતાળ બને તો ઘરની ખરાબી થાય. ઉડાઉપણું કંજુસાઇ કરતાં પણ ખરાબ છે, એ વાત પ્રથમ આવી ગઇ છે. મોકળે હાથે ખરચ ન કરવું, એનો અર્થ કરકસરથી ખરચ કરવું એવો થાયછે; કંજુસાઇ કરવી એવો અર્થ થતો નથી, એ વાત ધ્યાનમાં રાખવી.

બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કેઃ—

आसने भोजने दाने सन्माने प्रिय भाषणे ।
दक्षया सर्वदा भाव्यं भार्यया गृह मुख्य या ॥

ઘરની મુખ્ય સ્ત્રી (ઘરધણીઆણી) એ અતિથિ, સગાં સંબંધી વગેરે આવે તેને આસન આપવામાં, જમાડવામાં, સન્માન આપવામાં, અને તેમની સાથે મધુર વચન બોલવામાં દક્ષતા વાપરવી. જેને ઘેર પરોણા પોષાતા નથી કે સુપાત્ર અતિથિને કંઇ મળતું નથી, તે ઘરની આબરૂ ઘટે છે. કેટલીક સ્ત્રીઓ મેમાનને જોઇ તોબરા જેવું મોં કરે છે, અને તેમની સાથે એવી વર્તણુક રાખે છે કે તેઓ નારાજ થઇ ચાલ્યા જાય છે. પરોણા ગત અન્યો અન્ય છે, એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. પ્રસંગે આપણે બીજાને ઘેર જવું પડે છે. તેમના તરફથી જેવી ચાકરી બરદાશની આપણે આશા રાખીએ, તેવી ચાકરી બરદાશની આશા તેઓ આપણે ઘેર આવે ત્યારે રાખેજ. ગૃહસ્થ લોકો અથવા જેમને પરમેશ્વરે બે પૈસા આપ્યા છે, તેમના તરફથી ગરીબ અનાથ લોકો મદદની આશા રાખે એ સ્વાભાવિક છે. તેમને જો કોઇ મદદ ન કરે, તો તેઓ બિચારા દુઃખથી રીબાયા કરે. દાન કરીને અનાથના

દુઃખનું નિવારણ કરવું એ માણસ માત્રની ફરજ છે. વધ્યું ઘટ્યું ચપટી આંગળું યોગ્ય ભીખારીને આપવાની રીત સારી છે. કમાણીના અમુક ભાગ દાનધર્મમાં ખરચવાની રૂઢી પ્રશંસા પાત્ર છે. બારણે ચઢે તેને ધિક્કારવાં, ગાળો દેવી, કે પાછાં ઠેલવાં, એ નિર્દયપણું છે. કોમળ વૃત્તિની સ્ત્રીઓને એવો સ્વભાવ છાજતો નથી.

વળી એજ પુરાણમાં કહ્યું છે કેઃ—

गृह व्यय निमित्तंच यत् द्रव्यं प्रभुणार्पितम् ।
निवृत्य गृह कार्यं सा किंचित् बुध्या वशेष येत् ॥
त्यागार्थं मर्पिते द्रव्ये लोमात् किंचित् न धारयेत् ।
भर्तृ राज्ञां विना नैव स्वबंधुभ्यो दिशेत् धनम् ॥

સ્વામિએ ઘર ખરચ સારૂ કંઈ પૈસા આપ્યા હોય, તે પ્રમાણે ખરચ કરવો, પરંતુ તેમાંથી સંકોચ કરી થોડું દ્રવ્ય કાપી પોતાની બુધ્ધિથી તેટલોજ ખરચ કરવો. પરંતુ ધર્મ કરવા માટે જે કંઈ દ્રવ્ય આપ્યું હોય તેમાંથી લોભ કરી બચાવવું નહિ, અને પોતાના ભાઈ ભાંડુઓને સ્વામિની આજ્ઞા વિના ધન આપવું નહિ. પ્રથમના શ્લોકમાં કરકસરથી ખરચ કરવાનું કહ્યું છે, અને તે વિષે આપણે પાછળ ઘણું કહેલું છે. બીજા શ્લોકમાં દાન માટે મળેલા પૈસામાંથી બચાવ ન કરવાનું કહ્યું છે તે યથાર્થ છે, તેમજ પોતાના બંધુ વગેરેને છાનું છપનું આપવાની ટેવ કેટલીકોમાં હોય છે, તેથી ઘણીવાર કલેશ કંકાસ ઉત્પન્ન થાય છે, માટે ધણીથી છાની રીતે આવું કૃત્ય કરવું એ અયોગ્યછે.સ્ત્રીના પિયરીઆંનું ચૂલા સુધીનું સગપણ કહેવામાં આવેછે, એટલે સ્ત્રીનાં સગાં ઘરમાં સારી રીતે પોષાય અને ધણીનાં તેવાં સગાંના ભાવ જોઈએ તેવીરીતે ન પૂછાય, ત્યારે લોકો મજાકમાં સ્ત્રી તરફના સગાંનું સગપણ ચૂલા સુધીનું કહેછે. સ્ત્રીએ પોતાનાં તેમજ ધણીનાં સગાંને સરખાં ગણવાં, અને તેમની વચ્ચે વેરો આંતરો ન રાખવો. એમાંજ ડહાપણ છે. ધણીનાં સગાંને સ્ત્રીએ પોતાનાં સગાં માની લેવાં અને તેમની સાથે સારી રીતે વર્તવું. ધણીની બહેનો, ફોઇઓ, ભાણેજો વગેરે ન પોષાય, અને પોતાનાં તેવાંજ સગાં વધારે પોષાય, તો તેથી ધણીને તથા તેનાં સગાંને બહુ ખરાબ લાગે. ધણીને નારાજ કરવો એ સ્ત્રીનું કર્તવ્ય

નથી, તેમ તેના સગા વહાલાનો પગ ટાળવાનો તેને હક નથી. પોતાને મળેલા ઘર ધણીઆણીના પદને તે લાયક નથી એમ એથી ઠરે. સ્રીને ભાર્યા કહેવામા આવેછે. ભાર્યા એટલે ભાર વહેનાર (ઘર સસારનો) સુભાર્યા તેજ કે જે સર્વે તરફનો બોજો સરખી રીતે ને ન્યાયથી વહેછે. કુભાર્યા (કુભારજા) નુ વર્તન એથી ઉલટ્ટુ થાયછે.

વ્યાસ સહિતામા કહ્યુ છે કે–

पतिंच तदनुज्ञाता शिष्ट मन्नाद्य मात्मना ।
भुक्ता नयं दहःशेषं सदायन्यय चिंतया ॥

સ્વામિને જમાડી તેની રજા લઇ બાકી રહેલા અન્નમાથી પોતે ભોજન કરી બાકીનો વખત સદાય ખરચ ખુટણના વિચારમા કાઢવો. સ્રી પુરૂષોએ સાથે જમવાનો વિચાર આપણા શાસ્રકારો બતાવતા નથી, તેનુ કારણ કદાચ પુરૂષોને વખતસર ને મહેનતના પ્રમાણમા પૂરતો ખોરાક મળવો જોઇએ, તેથી સાથે જમતા કદાચ ખોરાક ખુટી પડયો, તો પચાત પડે, અને સ્રીઓ પોતેજ રસોઇ કરનાર હોવાથી ધણીના જમ્યા પછી ખોરાક ખુટી પડયો હોય, તો પાછળથી નવો તૈયાર કરે, અથવા તે વખતે જેટલો હોય તેટલાથી ચલાવી લે, અને પછી અવકાશે ફરીથી તૈયાર કરીને ખાય. ધણાને હરેક રીતે પ્રસન્ન કરવો એ સ્રીનો મુખ્ય ધર્મ શાસ્રકારોનો છે, તે પણ એજ કારણે હોઇ શકે, પરતુ આવો નિયમ સર્વ સ્થિતિની સ્રીઓને સામાન્ય રીતે લાગુ પાડવાની જરૂર જણાતી નથી જેને ઘેર રસોઇઆ રસોઇ કરતા હોય, તેને ઘેર સ્રી પુરૂષ સાથે જમે તો હરકત ન આવે. બનેને એથી જે આનદ થાય, તે જૂદો. આ શ્લોકમા જે બાજી વાત કરીછે, તે વધારે ઉપયોગી છે. ઘરના ખરચ ખુટણના વિચારમા વખત ગાળવાની ઘર ધણીઆણીને આજ્ઞા થઇ છે. પરતુ એ પ્રમાણે કેટલી થોડી સ્રીઓ આચરણ કરેછે?અભણ સ્રીઓ એવા વિચાર કરવાને શક્તિમાન હોતી નથી. તાત્કાલિક અમુક બાબતના ખરચનો વિચાર કરવાથી વિશેષ લાભ થતો નથી. પોતાની કુલ આવક અને એકદર ખરચનો સામટો વિચાર જ્યાં સુધી થઇ ન શકે, ત્યાં સુધી જોઇએ તેવો લાભ થતો નથી.

કેટલું ખરચ થાય છે, તે જણાઇ આવે, અને તેથી જે ખાતે વધારે ખરચ થતું હોય, તે ખાતે કમી ખરચ કરવાની કાળજી રાખી શકાય, એટલે હિસાબ રાખવાથી વધારે બચાવ થવાનો પણ સંભવ છે.

ઘરનો હિસાબ ઘર ધણીઆણીએજ રાખવો જોઇએ, અને તેટલા માટે તે ભણેલી હોવી જોઇએ. તેને ઘરના ખરચ ખૂટણ માટે જે પૈસા આપવામાં આવે તેનો હિસાબ તેણે આપવોજ જોઇએ. એ હિસાબ સાદી રીતે રાખવાથી વધારે સુલભ પડેછે. જેમ ખરચના હિસાબની જરૂર છે, તેમ પાન, દૂધ વગેરેની રાતબના, ધોબીને કપડાં આપવામા આવે તેના, દળણું પાણી વગેરે વેચાતું કરાવવામાં આવતું હોય તો તેના હિસાબ રાખવાની પણ જરૂર છે. એને માટે જૂદાં પત્રક એક ચોપડીમાં રખાય તો સરળતા વધારે થાય. ચાકર નોકર વગેરે રાખ્યાની તારીખો, તેમને માટે ઠરાવેલા પગાર, છોકરાંની જન્મ તિથિઓ વગેરે અનેક બાબતો એવી છે કે તે ટપકાવી રાખ્યાથી લાભ થાય છે. કેટલેક ઠેકાણે સરસામાન, લૂગડાં લત્તા અને દરદાગીના ચુધ્ધાંની નોંધ રાખવામાં આવતી નથી; તેથી કોઇ ચીજ ગઇ આવી હોય તો તેની સમજ પડતી નથી, તેમ બીજા પગેથી કોઇ ચીજ ભરી લેવાનો પ્રસંગ આવે, તો તેનો દાખલો પણ મેળવવો મુશ્કેલ થઇ પડે છે. આવાં અનેક કામ જો પુરૂષને કરવાં પડે, તો તેનો વધારે કીમતી વખત રોકાય, એટલુંજ નહિ, પણ સ્ત્રીના રાજ્યમાં તેને હાથ ઘાલવો પડે, અને તેથી સ્ત્રીનું ઉપરીપણું ઘટે.

દાણા દૂણી અને સરસામાનની સંભાળ રાખવી, એ ઘર ધણીઆણીનું મોટું કામછે. ઘેર ચાકર નોકર હોય, તે ઉપરીપણાને અભાવે જોઇએ તેટલી કાળજી રાખતા નથી. તરૂણ દિકરીઓ ને વહુઓ પણ રૂએ રૂંએ જીવ રાખી શકતી નથી. એ સૌને કોઇ ટોકનાર જોઇએ. બજારમાંથી થોડે થોડે લાવીને ખાવા કરતા મોસમમા દાણા ભરવાથી કિફાયત થાય છે, અને સારૂં અથવા મનપસંદ અનાજ ખાવા મળે છે. કમીમા કમી એક વર્ષની ખરચી ભરી રાખવાની કાળજી રાખવી જોઇએ. દાણા કેમ રક્ષિળવા અને તે કેવી રીતે રાખવાથી સડવા કે બટાવા ન પામે, તે સ્ત્રીઓને આવડવું જોઇએ. વળી ચોમાસામાં ને તેવે વખતે તેની તપાસ રાખવી જોઇએ. અથાણાં કરવામા અને સાચવી રાખવામાં સાવચેતાની જરૂર છે. "જેનું અથાણું બગડયું તેનું

રાજ્ય, સંસ્થા કે ઘર વાર્ષિક જમાં ખરચનો પ્રથમથી વિચાર કર્યા વગર, સારી રીતે ચાલી ન શકે; એટલા માટેજ સુધરેલા દેશોમાં રાજ્ય અને સંસ્થાઓના જમા ખરચના અડસટ્ટા પ્રથમથીજ કરવામાં આવેછે. આવા અડસટ્ટા ઘરને માટે પણ થવા જોઇએ; એટલે આવતા વર્ષમાં કયે કયે ખાતે શું શું ઉત્પન આવશે, અને કયી કયી બાબતમાં કેટલું ખરચ કરવું તે પ્રથમથી વિચારપૂર્વક મુકરર કરવું અને બનતા સુધી એ અડસટ્ટાને આધારેજ ચાલવું એવો નિશ્ચય કરવો. ખાસ કારણે કોઇ બાબતમાં વધારે જરૂર પડે તો ફિકર નહિ; પરંતુ બની શકે તો તેટલો ઘટાડો બીજીબાબતમાં કરવો, અથવા થોડી અડચણ પડે તોપણ અડસટ્ટાને વળગી રહેવું. એક બે વર્ષના અનુભવથી દરેક બાબતનો અડસટ્ટો વધારે ખરો કરી શકાશે, એટલે પછીથી તે પાળવામાં અડચણ ઓછી આવશે. સ્ત્રીથી નબને તો પુરૂષે આવો અડસટ્ટો તેની સલાહ લઇ કરવો, અને તેણીએ તે પ્રમાણેજ વર્તવાની ભલામણ કરવી; એટલુંજ નહિ, પણ અડસટ્ટામાંથી તે જે કંઇ ઉગારો પાડે, તે તેને આપી દેવાનું વચન આપવું.આથી સ્ત્રીને કરકસર કરવાની અને અડસટ્ટાનો અમલ કરવાની ટેવ પડશે. આવા અડસટ્ટા વગર ખરચ ખૂટણ નિયમસર થતું નથી. જ્યારે જોઇએ ત્યારે જેટલું જોઇએ તેટલું માગવાની રીત સારી નથી. જે પસંદ પડે તે લઇ નાખવાની રીત અવિચારી ગણાય. વસ્તુઓ મેળવવામાં ઉત્પન અને જરૂરીઆતનો હમેશ વિચાર કરવો જોઇએ. કેટલાંક ઘરોમાં ખરચ ખૂટણનો હિસાબ સુદ્ધાં રાખવામાં આવતો નથી. ઘરધણીને ઘર ધણીઆણી કહેછે, કે અમારે કયાં ભાગીઓ લાગીઓ છે કે હિસાબ બતાવવાની જરૂર પડે. ખરચ જતાં જે પડયું રહેશે, તે અમારૂં જ છે કેની ? હિસાબ લખવાથી શું વધારે બચવાનું છે, કે તેને માટે માથા ફોડ કરીએ ! આ વિચાર કેટલા ભૂલ ભરેલા છે ? ભાગીઆને ભાગ આપવા સારૂજ જો હિસાબ રાખવાની જરૂર હોય, તો તેમનું કહેવું એક રીતે ખરૂં ગણાય; પરંતુ ઘણીવાર બીજા સાથે લેવડ દેવડ કરવાની જરૂર પડેછે, તે જો હિસાબ ન હોય, તો મોઢે યાદ કેમ રહી શકે ? "આપ્યું વાણીએ ને ખાધું પ્રાણીએ," એવી કહેવત કહેનાર ખેડુ વગેરે લોકોની હિસાબને અભાવે જે અવસ્થા થાય, તે આપણી પણ થાય, એ વિષે વિચાર કરવો જોઇએ.ખરચ ખૂટણનો હિસાબ રાખવાથી શી બાબતમાં

કેટલું ખરચ થાય છે, તે જણાઇ આવે, અને તેથી જે ખાતે વધારે ખરચ થતું હોય, તે ખાતે કમી ખરચ કરવાની કાળજી રાખી શકાય, એટલે હિસાબ રાખવાથી વધારે બચાવ થવાનો પણ સંભવ છે.

ઘરનો હિસાબ ઘર ધણીઆણીએજ રાખવો જોઇએ, અને તેટલા માટે તે ભણેલી હોવી જોઇએ. તેને ઘરના ખરચ ખૂટણ માટે જે પૈસા આપવામાં આવે તેનો હિસાબ તેણે આપવોજ જોઇએ. એ હિસાબ સાદી રીતે રાખવાથી વધારે સુલભ પડે છે. જેમ ખરચના હિસાબની જરૂર છે, તેમ પાન, દૂધ વગેરેની રાતબના, ધોબીને કપડાં આપવામાં આવે તેના, દળણું પાણી વગેરે વેચાતું કરાવવામાં આવતું હોય તો તેના હિસાબ રાખવાની પણ જરૂર છે. એને માટે જૂદા પત્રક એક ચોપડીમાં રખાય તો સરળતા વધારે થાય. ચાકર નોકર વગેરે રાખ્યાની તારીખો, તેમને માટે ઠરાવેલા પગાર, છોકરાની જન્મ તિથિઓ વગેરે અનેક વાતો એવી છે કે તે ટપકાવી રાખ્યાથી લાભ થાય છે. કેટલેક ઠેકાણે સરસામાન, લૂગડાં લત્તા અને દરદાગીના સુધ્ધાંની નોંધ રાખવામાં આવતી નથી; તેથી કોઇ ચીજ ગઇ આવી હોય તો તેની સમજ પડતી નથી, તેમ બીજા પાસેથી કોઇ ચીજ ભરી લેવાનો પ્રસંગ આવે, તો તેનો દાખલો પણ મેળવવો મુશ્કેલ થઇ પડે છે. આવાં અનેક કામ જો પુરૂષને કરવાં પડે, તો તેનો વધારે કીમતી વખત રોકાય, એટલું જ નહિ, પણ સ્ત્રીના રાજ્યમાં તેને હાથ ઘાલવો પડે, અને તેથી સ્ત્રીનું ઉપરીપણું ઘટે.

દાણા દૂણી અને સરસામાનની સંભાળ રાખવી, એ ઘર ધણીઆણીનું મોટું કામ છે. ઘેર ચાકર નોકર હોય, તે ઉપરીપણાને અભાવે જોઇએ તેટલી કાળજી રાખતા નથી. તરૂણ દિકરીઓ ને વહુઓ પણ રૂએ રૂએ જીવ રાખી શકતી નથી એ સૌને કોઇ ટોકનાર જોઇએ. બજારમાંથી થોડે થોડે લાવીને ખાવા કરતાં મોસમમાં દાણા ભરવાથી કિફાયત થાય છે, અને સારૂં અથવા મનપસંદ અનાજ ખાવા મળે છે. કમીમાં કમી એક વર્ષની ખરચી ભરી રાખવાની કાળજી રાખવી જોઇએ. દાણા કેમ રખેળવા અને તે કેવી રીતે રાખવાથી સડવા કે બટાવા ન પામે, તે સ્ત્રીઓને આવડવું જોઇએ. વળી ચોમાસામાં ને તેવે વખતે તેની તપાસ રાખવી જોઇએ. અથાણાં કરવામાં અને સાચવી રાખવામાં સાવચેતાની જરૂર છે. " જેવું અથાણું બગડયું તેવું

રાજ્ય, સંસ્થા કે ઘર વાર્ષિક જમાં ખરચનો પ્રથમથી વિચાર કર્યા વગર, સારી રીતે ચાલી ન શકે; એટલા માટેજ સુધરેલા દેશોમાં રાજ્ય અને સંસ્થાઓના જમા ખરચના અડસટ્ટા પ્રથમથીજ કરવામાં આવેછે. આવા અડસટ્ટા ઘરને માટે પણ થવા જોઈએ; એટલે આવતા વર્ષમાં કયે કયે ખાતે શું શું ઉત્પન્ન આવશે, અને કયી કયી બાબતમાં કેટલું ખરચ કરવું તે પ્રથમથી વિચારપૂર્વક મુકરર કરવું અને બનતા સુધી એ અડસટ્ટાને આધારેજ ચાલવું એવો નિશ્ચય કરવો. ખાસ કારણે કોઈ બાબતમાં વધારે જરૂર પડે તો ફિકર નહિ; પરંતુ બની શકે તો તેટલો ઘટાડો બીજી બાબતમાં કરવો, અથવા થોડી અડચણ પડે તોપણ અડસટ્ટાને વળગી રહેવું. એક બે વર્ષના અનુભવથી દરેક બાબતનો અડસટ્ટો વધારે ખરો કરી શકાશે, એટલે પછીથી તે પાળવામાં અડચણ ઓછી આવશે. સ્ત્રીથી નબને તો પુરૂષે આવો અડસટ્ટો તેની સલાહ લઈ કરવો, અને તેણીએ તે પ્રમાણેજ વર્તવાની ભલામણ કરવી; એટલુંજ નહિ, પણ અડસટ્ટામાંથી તે જે કંઇ ઉગારો પાડે, તે તેને આપી દેવાનું વચન આપવું.આથી સ્ત્રીને કરકસર કરવાની અને અડસટ્ટાનો અમલ કરવાની ટેવ પડશે. આવા અડસટ્ટા વગર ખરચ ખૂટણ નિયમસર થતું નથી. જ્યારે જોઈએ ત્યારે જેટલું જોઈએ તેટલું માગવાની રીત સારી નથી. જે પસંદ પડે તે લઇ નાખવાની રીત અવિચારી ગણાય. વસ્તુઓ મેળવવામાં ઉત્પન્ન અને જરૂરીઆતનો હમેશ વિચાર કરવો જોઈએ. કેટલાંક ઘરોમાં ખરચ ખટણનો હિસાબ સદાં રાખવામાં આવતો

કેટલું ખરચ થાય છે, તે જણાઇ આવે, અને તેથી જે ખાતે વધારે ખરચ થતું હોય, તે ખાતે કમી ખરચ કરવાની કાળજી રાખી શકાય, એટલે હિસાબ રાખવાથી વધારે બચાવ થવાનો પણ સંભવ છે.

ઘરનો હિસાબ ઘર ધણીઆણીએજ રાખવો જોઇએ, અને તેટલા માટે તે ભણેલી હોવી જોઇએ. તેને ઘરના ખરચ ખૂટણ માટે જે પૈસા આપવામાં આવે તેનો હિસાબ તેણે આપવોજ જોઇએ. એ હિસાબ સાદી રીતે રાખવાથી વધારે સુલભ પડેછે. જેમ ખરચના હિસાબની જરૂર છે, તેમ પાન, દૂધ વગેરેની રાતબના, ધોબીને કપડાં આપવામાં આવે તેના, દળણું પાણી વગેરે વેચાતું કરાવવામાં આવતું હોય તો તેના હિસાબ રાખવાની પણ જરૂર છે. એને માટે જૂદાં પત્રક એક ચોપડીમાં રખાય તો સરળતા વધારે થાય. ચાકર નોકર વગેરે રાખ્યાની તારીખો, તેમને માટે ઠરાવેલા પગાર, છોકરાંની જન્મ તિથિઓ વગેરે અનેક વાતો એવી છે કે તે ટપકાવી રાખ્યાથી લાભ થાય છે. કેટલેક ઠેકાણે સરસામાન, લૂગડા લત્તા અને દરદાગીના સુધ્ધાની નોંધ રાખવામા આવતા નથી; તેથી કોઇ ચીજ ગઇ આવી હોય તો તેની સમજ પડતી નથી, તેમ બીજા પાસેથી કોઇ ચીજ ભરી લેવાનો પ્રસંગ આવે, તો તેનો દાખલો પણ મેળવવો મુશ્કેલ થઇ પડે છે. આવાં અનેક કામ જો પુરૂષને કરવાં પડે, તો તેનો વધારે કીમતી વખત રોકાય, એટલું જ નહિ, પણ સ્ત્રીના રાજ્યમાં તેને હાથ ઘાલવો પડે, અને તેથી સ્ત્રીનું ઉપરીપણું ઘટે.

દાણા દૂણી અને સરસામાનની સંભાળ રાખવી, એ ઘર ધણીઆણીનું મોટું કામછે. ઘેર ચાકર નોકર હોય, તે ઉપરીપણાને અભાવે જોઇએ તેટલી કાળજી રાખતા નથી. તરૂણ દિકરીઓ ને વહુઓ પણ રૂએ રૂએ જીવ રાખી શકતી નથી. એ સૌને કોઇ ટોકનાર જોઇએ. બજારમાંથી થોડે થોડે લાવીને ખાવા કરતા મોસમમા દાણા ભરવાથી કિફાયત થાય છે, અને સારૂં અથવા મનપસંદ અનાજ ખાવા મળે છે. કમીમાં કમી એક વર્ષની ખરચી ભરી રાખવાની કાળજી રાખવી જોઇએ. દાણા કેમ રઝળવા અને તે કેવી રીતે રાખવાથી સડવા કે બટાવા ન પામે, તે સ્ત્રીઓને આવડવુ જોઇએ. વળી ચોમાસામાં ને તેવે વખતે તેની તપાસ રાખવી જોઇએ. અથાણાં કરવામા અને સાચવી રાખવામાં સાવચેતાની જરૂર છે. "જેનું અથાણું બગડયું તેનું

વરસ બગડયું ” એવી કહેવત છે તે ખરે ખરીછે. અનેક જાતનાં અથાણાં કેમ કરવાં તે દરેક સ્ત્રીએ જાણવું જોઇએ. બરણીઓ સારી ને સાફ ન રાખવાથી કે તેમનાં મોં ઉઘાડાં રહી જવાથી, કે તેમને તાપમાં રાખવાથી અથાણાં બગડેછે, ત્યારે વહેમી સ્ત્રીઓ તેનો દોષ પડછાયા ઉપર મૂકે છે. વર્ષમાં એક બે વાર કપડાંને તડકે નાખવાં અને વાંતરી વગેરેથી નુકસાન ન થાય માટે પેટીઓમાં પહોપાંદડી, કાળીજીરી, સાપની કાંચળા વગેરે મૂકવાની રીત રાખવી. કપડાંલત્તાં ને સરસામાન સંભાળ વગર ખરાબ થાયછે. દરદાગીના સાચવીને કબજાસર મૂકવા જોઇએ. કેટલીક બૈરીઓ પરદેશ જતાં પોટલામાં દાગીનાનો દાબડો કે પોટલી મૂકેછે અને ખોઇ બેસેછે. તાકાં ગોખલામાં ખુલ્લા દાગીના કે પૈસા ટકા મૂકવાથી તે ચોરાયાના બનાવ વારે વારે બનેછે. દેવદારની નબળી પેટીઓમાં કે નાના ઇસકોતરામાં દાગીના રાખવાથી કે નબળાં તાળાં પૂરવાથી કે કુંચીઓ રખડતી મૂકવાથા ઘણીવાર દરદાગીના અલોપ થઇ જાય છે. નાનાં છોકરાંને દાગીના પહેરાવી રખડતાં રાખવાથી છોકરાંના પ્રાણ ગયાના કે દાગીના ચોરાયાના દાખલા ઘણાવાર બનેછે. દરદાગીનાની ખીલીઓ કે આંકડા નરમ થઇ જવાથી તે નીકળી પડવાની વાતો વારે વારે સાંભળીએ છીએ. દાખલો રાખ્યા વગર લોકોને ચીજો આપવામાં આવેછે, તેમાંની કેટલીક તેઓ પચાવી પડેછે.

છોકરાં છૈયાંની સંભાળ રાખવી વધારે અગત્યની છે. ઘણી વાર છોકરાં નોકર ચાકરને સોંપી શેઠાણીઓ નિરાંતે બેસેછે. ભાડુતી નોકરોથી માતાની ગરજ કેમ સરે ? તેઓ છોકરાંની જોઇએ તેટલી સંભાળ ન લે એમાં નવાઇ નથી. છોકરૂં ગમે ત્યાં પડયું મૂકીને ચાકરો ગપાટા મારવા મંડે-છે, કે ચલમ તંબાકુ કરવા બેસેછે. ઘણીવાર તેઓ તેને ધમકાવે છે ને બીવ-ડાવે છે. તેઓ અકળાય છે ત્યારે છોકરાની કુખમાં ચૂંટી ખણી તેને રોવરાવે છે, તે એવી મતલબથી કે તેઓ તેથી છૂટા થાય. છોકરાંને બરાબર કપડાં પહેરાવવાની કે ખવડાવવા પીવડાવવાની તેઓ પૂરતી કાળજી રાખે નહિ. ચાકર નોકરોના ઘણા સહવાસથી છોકરાં અનીતિ અને અવિવેક શીખેછે, અને અશુધ્ધ બોલી બોલવાની તેમને ટેવ પડી જાયછે. બહુ પૈસાદાર સ્ત્રીઓ પોતાનાં છોકરાંને ધવડાવવાં ન પડે માટે ધાવ રાખે છે. આ કૃત્ય ઈશ્વરી નિયમની વિરૂધ્ધ છે, અને તેથી માઠાં પરિણામ નીપજે છે. છોકરાંને

ચાકર નોકર પાસે નવડાવવામાં આવતાં હોય, તેમની પથારીઓ તે કરતા હોય કે કપડાં લત્તાં પણ તે પહેરાવતા હોય, તો તે સર્વે બાબતમાં માતાએ હમેશ દેખરેખ રાખવી જોઇએ.

ઘરમાં વૃદ્ધ સાસુ સસરો કે બીજાં સગાં વહાલાં રહેતાં હોય, તેમની સંભાળ લેવી, એ ઘર ધણીઆણીની ફરજ છે. સાસુ સસરાને પોતાનાં માબાપ સમજી તેમની વૃધ્ધાવસ્થામાં સેવા ચાકરી કરવી. તેઓ કોઇ પણ રીતે દુઃખી ન થાય, એ જોવું જોઇએ. કોઇ માંદું પડે, તો તેનું ઓસડ વેસડ અને માવજત કરવામાં પાછી પાની ન કાઢવી. રોગ વખતે કદી બેદરકાર ન થવું, માંદાને રૂચે એવો ખોરાક વખતો વખત આપવો. સાધારણ ઓસડ ઉપચારની માહીતિ દરેક સ્ત્રીએ મેળવવી. દરેર પ્રસંગે વૈદ્ય દાકતર ઉપર આધાર રાખવાથી કેટલીક વાર નુકસાન થાયછે; તેમ એ રીતે કરવું પાલવે પણ નહિ. એથી ઉલટું રોગ સહેજ ન હોય, તો પણ ઘરનાં ઓસડ વેસડ કરવાં અને વૈદ્ય દાકતરને ન બોલાવવા એ ભય કર છે. ખવડાવવા પીવડાવવામાં સાવચેતી ન રાખવાથી ઘણી વાર રોગ પ્રવેશ કરેછે. સાદો પણ તાજો ને ગુણકારી ખોરાકજ ઉત્તમ છે એ વાત યાદ રાખવી. વખતસર અને જોઇએ તેટલુંજ ખવડાવવું, એ બીજી અગત્યની વાતછે.

સારી હાલતના લોકોને ઘેર ચાકર નોકર હોયછે, તેમના ઉપર મુખ્ય અખત્યારી ઘર ધણીઆણી ભોગવે છે. તેમના કામકાજ ઉપર જેમ દેખરેખ રાખવાની જરૂર છે, તેમ તેમની સાથેની વર્ત્તણુક સાવચેતી ભરેલી રાખવી જોઇએ. તેઓને અમુક કામ કરવાની સરતે રાખેલા હોય છે, તેથી તેઓ ગુલામ કે દાસની સ્થિતિમાં નથી એ વાત યાદ રાખવી. તેઓ ગરીબ સ્થિતિમાં પરાધીનપણું ભોગવે છે, તેથી તેમની સાથે દયાળુપણે વર્તવું જોઇએ. જેવું કામ માયા મમતાથી થાય છે, તેવું કામ ભયથી કે ધમકીથી થતું નથી. વારે વારે તેમની હાડછેડ કરવાથી તેઓ નારાજ રહે છે, અને જે કામકાજ તેઓ કરે છે, તે માથા ઉતરતું વેઠીઆવાડ જેવું થાયછે. તેઓ પણ આપણી પેઠે મનુષ્ય છે, માટે તેમના ઉપર કામનો બોજો હદથી જાદે ન પડે એ જોવું જોઇએ. માંદે સાજે તેમની બરદાશ લેવી અને ઓસડ ઉપચારની તજવીજ કરવી એ જેમ પુણ્યનું કામ છે, તેમ તેથી તેઓ આપણા ઉપર વધારે ચાહના રાખે છે, અને ભીડે ભોગ પડે છે. તંગીને વખતે તેમને યોગ્ય

મદત કરવાથી પણ તેઓ ઉપકૃત થાયછે. કેટલીક સ્ત્રીઓને ચાકર નોકર સાથે બનતું નથી. તેઓ વારે-વારે તેમની ખોડો કાઢે છે, ને તેમને ધમકાવે છે. એથી વલાણા વારે ચાકર નોકર બદલવાનો વારો આવે છે. વારે વારે ચાકરો બદલવાથી લોકોમાં ઘરધણીઆણીની વાતો થાય છે, અને વખતે એવા ચાકર મળેછે, કે જે પહેલાંના કરતા કામકાજ કરવામાં ખરાબ નિવડે કે વખતે હાથના ચોખ્ખા ન હોય. ઘરધણીઆના આવા સ્વભાવથી વખતે ચાકરો તેને ઘેર રહેવા આવતા નથી, તેથી ચાકરનું કામ પોતાને ઉઠાવી લેવાની ફરજ પડેછે. માણસ માત્રમાં કંઇને કંઇ ખામી હોય છે. જેમને ભેગાં રહેવું છે, તેમને એક બીજાની ખોડ ખાંપણો જોવાથી ઘર સંસાર ચાલી ન શકે. ઘણીવાર ખમી ખાવાની કે આંખ આડા કાન કરવાની કે નમતી દોરી મૂકવાની જરૂર પડેછે. ચાકરો જેમ લાંબી મુદત ટકે, અને તેમની સાથે માયા મમતા રાખવામાં આવે, તેમ તેઓ વધારે નિમકહલાલ થાય છે, અને કામકાજ ખરા મનથી કરે છે. એવા ચાકર વખતે જીવ આપવા પણ ઉભા થાય છે. ચાકરોની સાથે હદથી જાદે હળી જવું, એ પણ સારૂં નથી. તેઓ ચાકર છે: ભાઇબંધ નથી, એ વાત હમેશાં લક્ષમાં રાખવી. તેમના દરજ્જા પ્રમાણે તેમની સાથે સભ્યતા રાખવી કે માયા બતાવવી એ વાત જૂદી છે; પરંતુ તેમની સાથે વધારે હળી જવાથી તેઓ ઘણીવાર પોતાની સ્થિતિ અને પોતાનું કર્ત્તવ્ય ભૂલી જાય છે, અને આપણી વિશેષ માયાનો ખોટો કે અયોગ્ય લાભ લેછે.

ગૃહસ્થને ઘેર મોજ શોખ માટે કે કોઈ ઉપયોગ માટે જાનવરો રાખવામાં આવે છે. દૂધ, દહીં સારૂ ગાય, ભેંસ વગેરે ઢોર રાખવામાં આવે છે. ગાડીઓ સારૂ કે બાગ બગીચા ને ખેતરો માટ ઘોડા ને બળદ રાખવામાં આવે છે. રખવાળુ કરવા, શિકારનેમાટે કે શોખની ખાતર કૂતરા પાળે છે. રમુજને માટે બિલાડી, પોપટ, મેનાં, કાકાકૌઆ વગેરે પાળવામાં આવે છે. આવાં જનાવર ઉપયોગી ને સુખદાયી હોય છે, માટે સગવડ અને સાધનના પ્રમાણમાં તે પાળવાની રીત સારી છે. પાળેલાં જનાવરની વખતો વખત બરદાશ લેવી જોઇએ. તેમની ચાકરી કરનાર નોકરો હોય, તોપણ તે ઉપર ધરધણી કે ઘરધણીઆણીની દેખરેખ અવશ્ય જોઇએ. તેમને ખાવા પીવાનું વખતસર અને પેટ પૂરતું મળવું જોઇએ. માંદે સાજે તેમને માટે ઓસડ ઉપચાર કરવા જોઇએ. મુંગાં માણો પોતાનું દુઃખ જણાવી શકતાં નથી, માટે તેમના તરફ વધારે લક્ષ આપવાની જરૂર છે. છોકરાં છૈયાં કે

બીજાં તેમને કનડે કે હેરાન ન કરે તે જોવું જોઇએ. તેમનાપર હાથ ફેરવ-વાથી તેમને આનંદ થાય છે. માણસની પેઠે તેઓ પણ પ્રેમનો બદલો પ્રેમથી વાળે છે, અને ઉપકારનો બદલો પણ વખત આવે ત્યારે વાળવા તૈયાર થાય છે. ઘોડાઓએ અને કૂતરાઓએ પોતાના માલિકના કે તેમનાં છોકરાંના જીવ બચાવ્યાના દાખલા ઘણા છે. જેમણે ધણીના માલનું રક્ષણ કરેલું કે ગએલો માલ દેખાડી આપેલો એવા કૂતરાની વાતો ઘણી ચાલે છે.

સ્ત્રીઓને નવરાશ મળે ત્યારે બે ઘડી એટલે બેશીને ગપટા મારવાની ટેવ હોય છે. એ વખતે કિંવા જ્યારે બીજી સ્ત્રીઓ મળવા આવે ત્યારે બીજાની કુથલી કરવામાં આવે છે. જે હાજર ન હોય તેની નિંદા કરવી એ ખોડ છે. પર નિંદાથી પોતાની જીભ કસોજી થાય છે. એથી આપણને કંઇ લાભ મળતો નથી. એવે વખતે પોતાની બડાશ મારવી અને પારકાંનાં કૃત્યોની ટીકા કરવી એ સમજુ માણસનું કામ નથી. દરેક ઘરધણીઆણીએ આવી વાત નીકળે તો તે પ્રસંગે પોતાની નાપસંદગી બતાવવી અથવા તેમાં ભાગ લેવાથી અલગ રહેવું; એટલે તેવી વાતો આપોઆપ બંધ પડશે. એજ રીતે જે વાતો અનીતિ ભરેલી હોય, અથવા જેથી સાંભળનાર ઉપર માઠી અસર થવાનો સંભવ હોય, તે વાતો ચાલવા ન દેવી, અને તે વિષે પોતાની અરૂચિ બતાવવી. જે સ્ત્રીઓ કે પુરૂષોની વર્તણુક સારી ન હોય તેના સંગમાં ન અવાય તેમ કરવું, એટલું જ નહિ, પણ તેમના ઉપર બહા-રનો કે ઉપરછલો પણ ભાવ ન બતાવવો. પોતાની કોઇ સલાહ માગે તો તે વાજબી હોય તે પ્રમાણે આપવી. તેને પોતાની સલાહ રૂચે કે ન રૂચે તેની દરકાર ન કરવી. લોકોમાંથી અજ્ઞાન દૂર થાય, વહેમ ટળે, અને તેઓ સુધારાને રસ્તે ચઢે, એવા ઇલાજ દરેક સમજુ સ્ત્રીએ લેવા. જો આ પ્રમાણે ઘણી સ્ત્રીઓ કરે, તો સ્ત્રી જાતિની ઉન્નતિ અને આપણા સંસારનો સુધારો એ બન્ને વાના પ્રાપ્ત થાય.

પોતાના અને સર્વના સુખને માટે દરેક મનુષ્યે એક ઉપર ખરો પ્યાર, ઘણાં ઉપર સાચી ને ઉલટની માયા, અને સર્વ ઉપર માયાળુ શુભેચ્છા રાખવી જોઇએ. એક ઉપર ખરો પ્યાર કરવો, એટલે તે પત્નીનો પતિ ઉપર અને પતિનો પત્ની ઉપર સમજવો. જે, છોકરી પરણેલી ન હોય કે વિધવા હોય, તે પોતાનો ખરો પ્યાર પોતાના પિતા કે ભાઇ ઉપર રાખી શકે. એજ

રીતે જે પુરૂષને સ્ત્રી ન હોય, તે પોતાનો અંશે પ્યાર પોતાની માતા કે બહેન પ્રત્યે રાખી શકે. સગાં વહાલા, ભાઇબંધ, બ્હેનપણીઓ, અને ઓળખીતાના ઉપર માયા રાખવાથી તેઓ આપણા ઉપર માયા રાખે છે, અને તેથી આપણને તેમ તેમને સુખ ચેન મળે છે, અને જરૂરને પ્રસંગે મદત પણ મળે છે. સર્વેનું સારૂં ઇચ્છવુ એ મનુષ્યનો ધર્મ છે. જે મળે તેને ઉમળકાથી બોલાવીએ, તેમને જરૂરને પ્રસગે મદત કરીએ અને તેમની સાથે વિવેકથી વર્ત્તીએ, તો તેને આનંદ થાય છે. બીજાંને હલકાં ગણી. તેમના સામુ એ ન જોઇએ, કે હું પદ રાખી તેમને તુચ્છકારીએ, તો તેમના મનને ખોટું લાગેછે, અને આપણુ આપણો વિવેક, કુલીનતા, અને બીજાં પ્રત્યેના ધર્મ ચૂકીએ છીએ, એમ સમજવું. સર્વના બારે દહાડા સરખા જતા નથી. ફરતા ફરતી છાંયડીની પેઠે મનુષ્યની સ્થિતિ ફર્યા કરે છે, માટે પોતાની સારી સ્થિતિને માટે છલકાવું, અને બીજાંને હલકાં ગણી તેમની અવગણના કરવી એ અયોગ્ય છે.

ધરધણીઆણીને પોતાનાં છોકરાંને સંબધે વેવીશાળનો નવો સંબંધ બંધાયછે. એ સંબધમાં ઘણું ખરૂં સ્ત્રીઓની રસાકસીથી કે તેમના તોછડા વિચારથી તૂટ પડે છે. પ્રસંગે પ્રસંગે જે અબાબ મળવા જોઇએ તે મળ્યા નહિ, અથવા ઓછા મળ્યા, એવી ખોડ કાઢી તકરાર કરવામાં આવે છે. દિકરીનો ક્રિયાવર કરવામાં તેની સાસુ ખામી કાઢે, તો પોતે તેની સામે બાકરી બાંધે છે. વહુને બે બોલ ક્હેવા પડયા હોય, તે વાત તેની માતાના જાણવામાં આવે, તો તે તેનું ઉપરાણું લઇ વહેવાણ સાથે લઢવા ઉભી થાય છે. દિકરીને કંઇ જાદે મહેનત સાસરે પડતી હોય, અથવા તેની જોઇએ તેવી ખરદાશ યતી ન હોય, એમ કોઇ ખબર કરે, કે તેની મા વહેવાણને પાણીછલી કરવાનો લાગ ખોળે છે. દિકરીનો તેના વર સાથે જોઇએ તેવો બનાવ ન થાય, તો તેનો દોષ વહેવાણ ઉપર મૂકનો. દિકરી અને તેનો વર કંઈ ચરભડે, તો વહેવાણનાં ડાંખાં ગાવાં કે તેની નણંદને સોસકારી કાઢવી. કેટલીકવાર ઘણી નજીવી વાતોને માટે વહેવાણોમાં તકરાર થાયછે, અને તેથી તેમનામા અણબનાવ રહે છે, તેમ પરિણામે તેનું પાપ છોકરાંને વિનાકારણ ભોગવવું પડે છે. અવસર ઉપર કદી પચીશ પાપડ ઓછા આવ્યા, કે પીરસણ થોડું મૂકાયું કે દસ્તુર કરતાં રૂપીઆ ઓછા વસ્તો મળ્યો, તો શું થઇ ગયું ? થોડું વધારે મળ-

વાથી, આપણું ઘર ભરાઈ જવાનું નથી. વહુએ બે કપડાં ઓછાં આણ્યાં કે રિવાજને અનુસરીને જોઈએ તેટલી કીમતનાં ન આણ્યાં, કે વહેવાઈની સ્થિતિને અનુસરીને ક્રિયાવર કરવામાં કઈ બખીલાઈ કરી, તો તેથી નારાજ થઈ હમેશાને માટે વઢવાનું બીજ વાવવું, એ સારી વાત નથી. આવે ટાણે મોટું મન રાખવું જોઈએ. વહેવાઈનું ઉધારું પડે, તેમાં પોતાને પણ લાછન છે એમ સમજવું. નરસિંહ મહેતા જેવા ભગવાનના પરમ ભક્તથી પણ વહેવાઈનું પૂરું પડયું નહોતું, એ વાત મનમાં રાખી આપનારે ફૂલ નમારવી, અને વહેવાઈ તરફનાને એવી વાત કહેવાથી તેઓ નરમ પડશે. તેમ વહેવાઈથી આપણને જે મળ્યું તે લાખ રૂપીઆનું ગણી ઉમળકો બતાવીએ, અને તેની નિંદા ન કરીએ, તો તેનો પ્યાર આપણા ઉપર વધશે, અને તેનો હાથ પહોચતો હશે તો બીજે પ્રસંગે તે જરૂર વધારે આપવાને યત્ન કરશે. "આપ્યું લીધું કોઈનું પહોંચતું નથી:" માત્ર હેત એજ ટકાઉ ચીજ છે એ વાત યાદ રાખવી.

સ્ત્રીના ઘરધણીઆણી તરીકે ત્રણ મુખ્ય ધર્મ ઉત્પન્ન થાય છે. ૧ ઘરનાંને સુખી કરવા, ૨ ઘરનાને નીતિમાન કરવા, ૩ અને ઘરનાંને ધાર્મિક બનાવવા. એકજ ઘરમાં રહેનાર સર્વ વ્યક્તિઓ—માણસો ને જનાવરો—સુખ ચેનમાં દહાડા કાઢે, તેને માટે ઇલાજ લેવાની ઘરધણીઆણીની ફરજ છે. એ વિષે પાછળ આપણે ઘણું કહ્યું છે; એટલે ઘરની સુઘડતા, વ્યવસ્થા, ખાનપાન, અને ઓસડ ઉપચાર વગેરે સુખના મુખ્ય સાધન બતાવ્યા છે. છોકરાં છૈયાં આગળ ઉપર સુખી થાય, તેને માટે તેમને યોગ્ય કેળવણી આપવ વિષે પણ કહેવામા આવ્યું છે. મોજ મઝાહ એ સુખનું મોટું સાધન છે, માટે છોકરાને છૂટથી રમવા કૂદવાનું મળે, ચાકર નોકરો બે ઘડી નવરા પડી આનંદ કરે, પશુઓના ગેલથી, પક્ષીઓના નાદથી, વાજાના અવાજથી, ગાયનના સૂરથી, કવિતાની વાણીથી, અને ઘરધણીઆણીના મધુર સ્વરથી, ઘરમાં આનંદ થઈ રહે છે. ઘરના સુખમાં, શાંતિમાં, અને આનંદમાં, કજીયા કંકાસથી વિક્ષેપ પડે છે. છોકરા એક બીજા સાથે લઢે, મારમારા કરે કે ગાળો દે ને રોયા કરે. તો ઘરનું સુખ નાશ પામે છે. તેમને એક બીજા સાથે લઢવાનું કારણ ન મળે, અને કારણ મળ્યું હોય, તો પણ તે લઢી ન ઉઠે, એવી ગોઠવણ અને શિક્ષણ ઘરનું હોવું જોઈએ.

માતા નારાજ થાય કે ઠપકો આપે, તે સારૂં નથી, એવી લાગણી જો છોકરાંમાં થઇ હોય, તો તેઓ બીજાં સાથે કજીઆ કરવાથી દૂર રહેશે. પોતાનું કૃત્ય માતા પસંદ કરે, અને તેથી રાજી થાય, એવીજ ઇચ્છા જો છોકરાંમાં પેદા થઇ હોય, તો તેઓ ક્યારે પણ અજુકતું કે અન્યાયું કૃત્ય કરીને ભાડુમાં કલેશ કરવાના નથી. ઘરમા વહુવારૂઓ હોય તેમને પોતાની દિકરી સમાન ગણી તે પ્રમાણે વર્ત્તણુક રાખવામાં આવે, તો તેઓ નારાજ થઇ તરફોડા કરશે નહિ. દિકરીઓ, વહુઓ, નણુંદો, અને દેરાણીઓ સાથે માયાળુ સ્વભાવ રાખવાથી અને દરેકને પોતપોતાના ગજા પ્રમાણે કામકાજ વહેંચી આપવાથી ઘરમાં શાંતિ જળવાઇ રહેશે.તેમના સુખ દુઃખમાં ભાગ લેવાથી અને તેમની સાથે માયા મમતા તથા સભ્યતા ભરેલી વર્ત્તણુક રાખવાથીક જીયાનું મૂળ નાશ પામશે, ખાવાપીવામાં વહેરો આંતરો ન રાખવાથી અથવા સૌ સાથે સમદૃષ્ટિ રાખવાથી ઘરના સુખમાં વધારો થશે. સાસુ સસરા ને બીજાં વડિલ સાથે માન મર્યાદાથી વર્ત્તવામા આવે, અને તેમની સેવાચાકરી બરાબર થાય, તો તેઓને નારાજ થવાનું કારણ ન રહે. વૃદ્ધની આંતરડી ઠરવાથી આપણે ઠરવાનો વારો આવશે એ વાત યાદ રાખવી. આપણા ઘરને સારી સ્થિતિમાં લાવનાર, પૈસા ટકાનો સંચય કરીને આપણને આપનાર, અને આપણા ઉપર તથા આપણા પતિ ઉપર અનેક ઉપકાર કરનાર તે છે, એ વાત લક્ષમાં રાખી તેમના પ્રત્યે સંતાન તરીકે આપણું કર્ત્તવ્ય બજાવવું એ આપણી ફરજ છે. આ પ્રમાણે સર્વ સાથે સારી વર્ત્તણુક રાખવાથી ઘરની અંદર સુખનો, શાંતિનો અને આનંદનો વાસ થાય છે.

ઘરનાંને નીતિમાન કરવાં એ ઘરધણીઆણીની ફરજ શી રીતે થાય છે? પોતાનાં વડિલને કે બરોબરીઆને કિંવા પોતાના પતિને તે નીતિમાન કેમ કરી શકે, એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય ખરો, પરંતુ અહિં જે કહેવાનો મુખ્ય ઉદ્દેશ છે, તે એ કે ઘરધણીઆણીની રહેણી કરણી વડે ઘરનાં તમામ માણસો ઉપર થોડી કે ઘણી અસર થયા વગર રહેતી નથી. ઘરધણીઆણી રહી એટલે ઘરના સર્વ મનુષ્યો ઉપર તે થોડી ઘણી પણ સરદારી ભોગવે છે, એમ સમજવું. સરદારની વર્ત્તણુકની અસર તેના હાથ હેઠળનાં સર્વ મનુષ્યો ઉપર થાય છે, એટલુંજ નહિ, પણ તેની અસર તેના ઉપરીઓ ઉપર પણ વખતે થાય છે, એ વાત ધ્યાનમાં રાખ

વાની છે. નિતિની બાબતમાં જેટલી અસર બીજાંને ભાષણો કે બોધ આપવાથી થાય છે, તેના કરતાં દાખલા વડે વધારે અસર થાય છે. ભાષણો કે બોધ વડિલને આપી ન શકાય, પરંતુ પોતાના દાખલાની અસર તેમના ઉપર પરોક્ષ રીતે થયા વગર રહેતી નથી, અને એવીજ અસર પોતાના પતિ ઉપર પણ થાય છે. જે નાનાં હોય તે મોટાંનું અનુકરણ કરે છે, એ વાત જાણીતી છે. માતા જો જૂઠું બોલે, તો છોકરાં જૂઠું બોલતાં શીખે છે. તે જો ઓછું આપે કે વધારે પડાવી લે તો છોકરાં તેવું કરતાં શીખે છે. મા જો તામસી હોય તો છોકરાં તામસી થાય છે. મા જો દયાળુ હોય તો છોકરાંમાં દયા વૃત્તિ સ્ફૂરે છે. ઘરધણીઆણીની નીતિમાં દ્રઢતા જોઇને વડિલો પણ ખોટું કરતાં શરમાય છે. તેની ન્યાય વૃત્તિ અને પરોપકાર બુદ્ધિ બીજામાં પ્રસરે છે. તેની સભ્યતાનું અને માયાળુ સ્વભાવનું અનુકરણ થાય છે. તેને જો પરનિંદા પસંદ નહિ હશે, તો ઘરનાં બીજાં માણસો પરનિંદા કરવાનું છોડી દેશે, સાચાં જૂઠા કરવાની, ચાડી ચુગલી ખાવાની કે નારદવેડા કરવાની જો તેને ચીડ હશે, તો બીજાં તે પ્રમાણે કરતાં આચકો ખાશે. પોતાનાં શુભ લક્ષણની અસર પોતાના પતિ ઉપર ધીમે ધીમે થતી જશે, અને તે વખતે પોતામાં કુટેવો હશે તો તે તજવા માંડશે. નીતિ રૂપી સુવાસ, અને દુર્ગુણ રૂપી દુર્ગંધી સર્વત્ર પ્રસરે છે, અને તેની અસર સર્વ ઉપર થાય છે. એટલા માટે ઘરની ધણીઆણીની નીતિ રીતિ શુદ્ધ હોવી જોઇએ. પોતાથી જે નાનાં હોય, તેઓ કંઇ ખોટું કામ કરે કે ખોટા વિચાર દર્શાવે, ત્યારે તેમને ટોકવાં જોઇએ. એવા પ્રસંગનો લાભ લઇ તેમને નીતિ-તત્વોનો બોધ આપવામાં આવે, તો તેથી ઘણી સારી અસર થાય છે. અનીતિના કૃત્યના અખાડા કદી કરવા નહિ. હશે, બાળક છે, હજી તે નાદાન છે, છોકરાં કંઇ સમજે છે, એમ ગણી જો એકવાર અનીતિનું કૃત્ય જતું કર્યું, તો તેની અસર વધારે માઠી થાય છે. અજાણતાં કઇ કૃત્ય થઇ જાય તે વાત જૂદી છે, અને તેને માટે નાપસંદગી બતાવવાથી બસ થાય છે; પરંતુ જ્યારે કંઇ કૃત્ય ઇરાદા પૂર્વક એટલે જાણી બુઝીને કરવામાં આવે, ત્યારે તેને માંટે વધારે કાળજીની જરૂર છે. એવે પ્રસંગે પણ નાપસંદગી ને ઠપકો બસ થાય-છે. જ્યારે કોઇ છોકરું નઠોર થાય અને નાપસંદગી કે ઠપકાને ન ગાંઠે, ત્યારે ભારે શિક્ષા કરવામાં પણ દયા ન ખાવી. વિલાયતમાં એવાં છોકરાંને માબાપ હાથે કરીને સજા પમાડે છે, અને તેમને સુધરે એવા કેદખાનામાં રખાવે છે.

મોટા ગુન્હાને માટે જ્યારે છોકરાને તેમનો પિતા મારવા લેછે, ત્યારે માતા દયા આણીને વચ્ચે પડે છે, પરંતુ એવે પ્રસંગે દયાની માઠી અસર થાય છે. છોકરાં સુધરવાને બદલે એથી બગડે છે. છોકરાની માફક વહુઓ, નણંદોને પણ ઘર ધણીઆણીએ સુધારવાની અને તેમને નીતિમાન કરવાની તજવીજ કરવી. વહુ કંઇ પોતાની દિકરી નથી કે તેની ટૂંપમા ચૂંટી લઇ શકાય, કે તેને વધારે ખીજી શકાય, એમ સમજી સાસુઓ કેટલીકવાર મુંગી રહે છે, પરંતુ વહુ પોતાની દિકરી છે, અને તેને સુધારવાની પોતાની ફરજ છે, એમ તેમણે સમજવું જોઇએ. તેઓ સુધરશે તો પોતાના દિકરાઓનો ભવ સુધરશે એ વાત તેમણે લક્ષમા રાખવી જોઇએ, અને તેમની ચાલ ચલ્કત વિષે જાણ્યું અજાણ્યું કરવાની રીત રાખવી ન જોઇએ હલેતી વયમા સાસરે આવી હોય, તે નીતિ, રીતભાત વગેરે જોઇએ તેટલી બાપને ઘેર શીખી ન હોય, તેથી તેને સુધારી સારી કરવાની ફરજ સાસુને માથે આવી પડે છે. નાની નણંદો સાસરામા સમાસ કરી શકે અને નામ કાઢે, તેને માટે તેમના તરફ પણ ઘર ધણીઆણીએ લક્ષ આપવું જરૂરનું છે. જેમ પેટની દિકરીઓને સુધારી સુનીતિમાન કરવાની માતાનો ફરજ છે, તેમ નાની નણંદોને સુધારી સુનીતિમાન કરવાની તેની ફરજ છે. એ ફરજ સાસુ સસરા ન હોય, ત્યારે તેનેજ માથે આવી પડે છે. ચાકર નોકરની નીતિ રીતિ ઉપર પાકી દેખરેખ રાખવાની જરૂર છે, કેમકે તેઓ તેથી ઘરમા ઘણો બગાડ

ઘરનાં માણસોને ધાર્મિક કરવા એ ઘર ધણીઆણીની સૌથી મોટી અને અગત્યની ફરજછે. મનુષ્ય મનુષ્યનું કર્તવ્ય છે કે તેણે ઈશ્વરનીસત્તાની સ્થાપના પ્રથમ પોતાના હૃદયમાં કરવી, પછી પોતાના ઘરમાં કરવી, અને તે સર્વ જગત્‌માં પ્રસરે એવી તેણે તજવીજ કરવી. પોતાનું ઘર એ ઈશ્વરનું મંદીર થઇ રહે, એમ ઘર ધણીઆણીએ કરવું જોઇએ. ભાવિક ગૃહસ્થના ઘરમાં દેવસેવાની જુદી ઓરડી હોય છે; પરંતુ એટલાથી ઘર એ ઈશ્વરનું મંદીર થતું નથી. દેવસેવા ઘરનું કોઇ અમુક માણસ કરે છે, પરંતુ તેથી ઈશ્વરની સત્તા ઘરનાં સર્વ મનુષ્યો ઉપર બેસતી નથી. એકલી સેવા પૂજાથી ધર્મવૃત્તિ પ્રબળ થતા નથી. ઘરનાં સર્વ માણસો આસ્તિક થાય, એટલે ખરી નિષ્ઠાથી પરમ દયાળુ સર્વ વ્યાપી સર્વજ્ઞ પરમેશ્વરને માને, તેના ઉપર ભાવ રાખે, તેના નિયમોને અનુસરે અને તેની ભક્તિ કરે, એમ થવું જોઇએ. એમ કરવાથી તેમનાં મન નિર્મળ થશે, તેઓ સદાચરણે વર્તશે, અને આ લોકમાં તથા પરલોકમાં પોતાનું કલ્યાણ કરી શકશે. છોકરાંના મનમાં નાનપણથી ઈશ્વર સંબંધી વિચાર ઉત્પન્ન કરવા. સારૂં કરવાથી તે પ્રસન્ન થાય છે અને ખાટું કરવાથી તે નારાજ થાય છે, એ વાત તેમના મનમાં ઠસાવવી તેના ઉપર પ્રીતિ રાખવાથી તે આપણા ઉપર પ્રીતિ રાખે છે, અને આપણું કલ્યાણ કરે છે એ વાત તેમના મનમાં ઉતારવી. ખાટું કામ કરતી વખતે તેનાથી બીહવું જોઇએ, કેમકે આપણું કોઇ કૃત્ય તેનાથી છાનું રહી શકતું નથી, અને ખાટા કૃત્યને માટે તે શિક્ષા કરે છે, એ વાત તેમના મનમાં સારી રીતે ઠસાવવી. આપણે કેવી રીતે વર્તવું તેના નિયમો ઈશ્વરથી નિર્માણ થએલા છે, એ નિયમોનું ઉલ્લંઘન થાય તો તે નારાજ થાય છે, અને આપણને શિક્ષા કરે છે. એ વાત તેમના મનમાં નિરંતર રમી રહેવી જોઇએ. અનીતિના વર્તન વડે ઈશ્વરી નિયમોનું ઉલ્લંઘન થાય છે, અને તેથીજ તેને પાપ ગણવામાં આવે છે, એ વાત છોકરાં સમજે તો તેઓ તેવા કૃત્યથી દૂર રહેશે. ઘરના સૌ માણસ દિવસમા થોડો ઘણો વખત પણ ઈશ્વર ભજન કરે, એવી તેમને ટેવ પાડવી જોઇએ. ભજનમાં ઈશ્વરની સ્તુતિ એટલે તેમના ગુણનું ગાન અને પ્રાર્થના એટલે આપણા સુખનું ને કલ્યાણનું માગવું એ બે વાતો આવે છેઃ-દરેક વ્યક્તિ જેમ ઈશ્વરનું એકલાં સ્તવન કરે તેમ જ્યારે બને ત્યારે બધાએ બેસી, મળીને તેનું ભજન કરવું જોઇએ. એ

મોટા ગુન્હાને માટે જ્યારે છોકરાંને તેમનો પિતા મારવા લેછે, ત્યારે માતા દયા ખાઇને વચ્ચે પડે છે; પરંતુ એવે પ્રસંગે દયાની માઠી અસર થાય છે. છોકરાં સુધરવાને બદલે એથી બગડે છે. છોકરાંની માફક વહુઓ, નણંદોને પણ ઘર ધણીઆણીએ સુધારવાની અને તેમને નીતિમાન કરવાની તજવીજ કરવી. વહુ કંઇ પોતાની દિકરી નથી કે તેની કૂખમાં ચૂંટી દઇ શકાય, કે તેને વધારે ખીજી શકાય, એમ સમજી સાસુઓ કેટલીકવાર મુગી રહે છે; પરંતુ વહુ પોતાની દિકરી છે, અને તેને સુધારવાની પોતાની ફરજ છે, એમ તેમણે સમજવું જોઇએ. તેઓ સુધરશે તો પોતાના દિકરાઓનો ભવ સુધરશે એ વાત તેમણે લક્ષમાં રાખવી જોઇએ, અને તેમની ચાલ ચલકત વિષે જાણ્યું અજાણ્યું કરવાની રીત રાખવી ન જોઇએ. હલેતી વયમાં સાસરે આવી હોય, તે નીતિ, રીતભાત વગેરે જોઇએ તેટલી બાપને ઘેર શીખી ન હોય, તેથી તેને સુધારી સારી કરવાની ફરજ સાસુને માથે આવી પડે છે. નાની નણંદો સાસરામાં સમાસ કરી શકે. અને નામ કાઢે, તેને માટે તેમના તરફ પણ ઘર ધણીઆણીએ લક્ષ આપવું જરૂરનું છે. જેમ પેટની દિકરીઓને સુધારી સુનીતિમાન કરવાની માતાનો ફરજ છે, તેમ નાની નણંદોને સુધારી સુનીતિમાન કરવાની તેની ફરજ છે. એ ફરજ સાસુ સસરો ન હોય, ત્યારે તેનેજ માથે આવી પડે છે. ચાકર નોકરની નીતિ રીતિ ઉપર પાકો દેખરેખ રાખવાની જરૂર છે, કેમકે તેઓ તેથી ઘરમાં ઘણો બગાડ કરી શકે છે, એટલુંજ નહિ,પણ તેમના સહવાસમાં રહેતાં નાનાં છોકરાંની નીતિ રીતિ ઉપર તેથી ભારે અસર થાય છે. તેમની જૂઠ, લબાડી, નાની ચોરીઓ, કદી માફ ન કરવી. નાનો રૂમાલ લઇ ગયો કે ચપટી તંબાકુ ચોરી લીધી, તો તેથી આપણે ઘેર શું ઉણું આવવાનું છે? હશે, બાપડો ગરીબ છે, માટે એક વાર જવાદો. આ રીતની દયા કામની નથી. અનીતિને માટે અખાડા કરવામાં લાભ નથી. એથી ચાકર નોકરની ચાલ ચલકત ઉપર માઠી અસર થાય છે. એક બે વાર એવે પ્રસંગે માફી મળવાથી તેને ચોરી કરવાની ટેવ પડે છે. એથી તે વખતે માલિકનુંજ ઘર મારવાની હિંમત ધરે છે. એક અવગુણની સાથે બીજા અવગુણ દાખલ થાય છે. ઘરમાં કોઇ પણ એક નઠાર હોય, તો તેના કૃત્યની અસર બીજા ઉપર થાય છે; માટે ચાકર નોકર રાખતી વખતે તેમની ચાલ ચલકતની ખૂબ તજવીજ કરવી. તેમનામાં અવગુણ માલમ પડે અને તે એક બે વાર ટકોરવાથી ન સુધરે, તો તેમને રજા આપી દેવી. કુચાલના ચાકરો નિભાવી લેવાની ઇચ્છા કદી ન રાખવી.

ઘરનાં માણસોને ધાર્મિક કરવા એ ઘર ધણીઆણીની સૌથી મોટી અને અગત્યની ફરજછે. મનુષ્ય મનુષ્યનું કર્તવ્ય છે કે તેણે ઈશ્વિરની સત્તાની સ્થાપના પ્રથમ પોતાના હૃદયમા કરવી, પછી પોતાના ઘરમા કરવી, અને તે સર્વ જગત્‌માં પ્રસરે એવી તેણે તજવીજ કરવી. પોતાનું ઘર એ ઇશ્વિરનુ મંદીર થઇ રહે, એમ ઘર ધણીઆણીએ કરવું જોઇએ. ભાવિક ગૃહસ્થના ઘરમાં દેવસેવાની જુદી ઓરડી હોય છે; પરંતુ એટલાથી ઘર એ ઇશ્વિરનું મંદીર થતું નથી. દેવસેવા ઘરનું કોઇ અમુક માણસ કરે છે, પરંતુ તેથી ઇશ્વિરની સત્તા ઘરનાં સર્વ મનુષ્યો ઉપર બેસતી નથી. એકલી સેવા પૂજાથી ધર્મવૃત્તિ પ્રબળ થતા નથી. ઘરનાં સર્વ માણસો આસ્તિક થાય, એટલે ખરી નિશ્ચાથી પરમ દયાળુ સર્વ વ્યાપી સર્વજ્ઞ પરમેશ્વરને માને, તેના ઉપર ભાવ રાખે, તેના નિયમોને અનુસરે અને તેની ભકિત કરે, એમ થવું જોઇએ. એમ કરવાથી તેમનાં મન નિર્મળ થશે, તેઓ સદાચરણે વર્ત્તશે, અને આ લોકમાં તથા પરલોકમાં પોતાનું કલ્યાણ કરી શકશે. છોકરાંના મનમાં નાનપણથી ઈશ્વિર સંબંધી વિચાર ઉત્પન્ન કરવા. સારૂં કરવાથી તે પ્રસન્ન થાય છે અને ખોટું કરવાથી તે નારાજ થાય છે, એ વાત તેમના મનમા ઠસાવવી તેના ઉપર પ્રીતિ રાખવાથી તે આપણા ઉપર પ્રીતિ રાખે છે, અને આપણુ કલ્યાણ કરે છે એ વાત તેમના મનમા ઉતારવી. ખોટું કામ કરતી વખતે તેનાથી બીહવું જોઇએ, કેમકે આપણું કોઇ કૃત્ય તેનાથી છાનુ રહી શકતું નથી, અને ખોટા કૃત્યને માટે તે શિક્ષા કરે છે, એ વાત તેમના મનમાં સારી રીતે ઠસાવવી. આપણે કેવી રીતે વર્ત્તવુ તેના નિયમો ઈશ્વરથી નિર્માણ થયેલા છે, એ નિયમોનુ ઉલ્લંઘન થાય તો તે નારાજ થાય છે, અને આપણને શિક્ષા કરે છે. એ વાત તેમના મનમા નિરંતર રમી રહેવી જોઇએ. અનીતિના વર્તન વડે ઇશ્વિરી નિયમોનુ ઉલ્લંઘન થાય છે, અને તેથીજ તેને પાપ ગણવામાં આવે છે, એ વાત છોકરા સમજે તો તેઓ તેવા કૃત્યથી દૂર રહેશે ઘરના સો માણસ દિવસમા થોડા ઘણો વખત પણ ઇશ્વિર ભજન કરે, એવી તેમને ટેવ પાડવી જોઇએ. ભજનમાં ઇશ્વિરની સ્તુતિ એટલે તેમના ગુણનુ ગાન અને પ્રાર્થના એટલે આપણા સુખનુ ને કલ્યાણનું માગણું એ બે વાતો આવે છે. દરેક વ્યકિત જેમ ઇશ્વિરનુ એકલાં સ્તવન કરે તેમ જ્યારે બને ત્યારે બધાએ ભેગા મળીને તેનુ ભજન કરવું જોઇએ. એ

ભજન જે ગાયનના રૂપમાં વાદ્ય સાથે થાય, તો તેની અસર વધારે સારી થાય છે. મોટા મોટા ભક્તોએ ઇશ્વરનાં પુષ્કળ ભજન રચેલાં છે, તેમાંથી કેટલાંક પસંદ કરી છોકરાંને મોઢે કરાવવાં. નાહી ધોઇને તેઓ થોડી વાર પણ ઇશ્વિર ભજન કરે, અથવા તેનું ધ્યાન ધરે ( ચિંતન કરે ) એવી રીત રાખવી જોઇએ. પરંતુ આપણે જોઇએ છીએ કે આ મોટા મહત્વની ફરજ થોડેજ ઘેર અદા થાય છે. ઘરનાં મોટાં માણસ વખતે માળા ફેરવે, કંઇ પાઠ વાંચે, કે દેવસેવા કરે એટલે બસ થાય છે, એમ તેઓ સમજે છે. નાનાં છોકરાંને આ સૌ રમત જેવું લાગે છે. દેવસેવા થઇ રહ્યા પછી કંઇ પ્રસાદ મળશે એટલીજ તેમને લાલચ હોય છે, અને તેનેજ માટે તેઓ ટાંપી રહે છે. આટલું કૃત્ય પણ સર્વ ઘેર જોવામાં આવતું નથી. ઘણે ઘેર ધર્મ નિમિત્તે કંઇજ કરવામાં નથી અવતું. છોકરાં છૈયાંના મનમાં ધર્મ સંબંધી કંઇજ વિચાર દાખલ કરવામાં નથી આવતા. જાણે ધર્મકૃત્ય એ ગૃહસ્થાશ્રમ ધર્મ પૂરો થયા પછી વૃદ્ધપણમાં કરવાનાં હોય, એમ લોકોની બહુધા સમજ હોય છે; પરંતુ ધર્મનો અંકૂર છોકરું સમજણું થાય ત્યારથી જતેના અંતઃ-કરણમાં પૂરવો જોઇએ, અને જેમ જેમ તે મોટું થતું જાય અને સમજના ઘરમાં આવતું જાય, તેમ તેમ તે વૃદ્ધિ પામવો જોઇએ. ધર્મનાં કૃત્ય કાલે મરવું છે એમ સમજીને કરી લેવાં જોઇએ. વૃદ્ધપણ આવે ત્યાં સુધી જીવવાની જામીન-ગિરિ કોઇ આપી શકતું નથી; માટે જે કંઇ આજ થઇ શકે તે કાલ ઉપર ન રાખવું. સંસારનાં કામકાજ કરવાની જેમ સૌની ફરજ છે, તેમ ધર્મકૃત્ય કરવાની પણ સૌની ફરજ છે, અને તે સર્વ ફરજોમાં મોટી છેઃ માટે પોતાથી